श्रीभक्तामरस्तोत्रपादपूर्तिरूपस्य

# काव्यसङ्ग्रहस्य प्रथमो विभागः



## उपाध्यायश्रीधर्मवर्धनगणिकृतवीरभक्तामर-
## श्रीभावप्रभसूरिरचितनेमिभक्तामरस्तोत्रद्वयम्

स्वोपज्ञटीकासमलङ्कृतम्

श्रीमानतुङ्गसूरिसंदृब्धभक्तामरस्तोत्र-श्रीधर्मघोषसूरिप्रणीतगिरिनार-
गिरीश्वरकल्परूपपरिशिष्टद्वयान्वितम् ।



गुर्जरभाषानुवादविवरणादिपरिष्कृतं संशोधितं च

कापडियेत्युपाह्वश्रीरसिकदासतनुजनुषा हीरालालेन ।


प्रसिद्धिकारकः—

शाह वेणीचन्द्र सूरचन्द्र ।

कार्यवाहिनी—

श्रीमती आगमोदयसमितिः ।

वि. सं. १९८२ ] वीरसंवत् २४५२ [ ई. स. १९२६

प्रतयः १२५०

पण्यं रूप्यकत्रयम् ।

( ૨૫૨/૧ )

શ્રીભક્તામર-સ્તોત્રની પાદ-પૂર્તિરૂપ

# કાવ્ય-સંગ્રહનો પ્રથમ વિભાગ.



## ઉપાધ્યાય શ્રીધર્મવર્ધનગણિકૃત વીર-ભક્તામર

તથા

## શ્રીભાવપ્રભસૂરિકૃત નેમિ-ભક્તામર

તેમજ પરિશિષ્ટ તરીકે

## શ્રીભક્તામર-સ્તોત્ર તથા શ્રીગિરિનાર-ગિરીશ્વર-કલ્પ.

સંશોધન, ભાષાન્તર તથા વિવેચન કરનાર
પ્રો૦ હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.,
ન્યાયકુસુમાંજલિ તથા શૃંગાર-વૈરાગ્ય-તરંગિણિના અનુવાદક.

પ્રસિદ્ધ કર્તા—
શ્રીઆગમોદયસમિતિ તરફથી
શાહ વેણીચંદ સૂરચંદ, મુંબાઇ.

પ્રથમ આવૃત્તિ—પ્રતિ ૧૨૫૦

[વિક્રમ સંવત્ ૧૯૮૨] વીર સંવત્ ૨૪૫૨ [ઇ. સ. ૧૯૨૬

મૂલ્ય રૂ. ૩—૦—૦

શ્રીમદ્વિજયાનન્દસૂરીશ્વરના પટ્ટધર શ્રીમદ્વિજયકમલસૂરિરાજના
પ્રથમ પટ્ટધર જ્યોતિઃશાસ્ત્રવિશારદ શ્રીવિજયદાનસૂરિનો

# અભિપ્રાય.



"**શ્રીવીરભક્તામર, નેમિભક્તામર** એ વિગેરે તો પ્રાચીન પુરૂષોની કૃતિઓ રહી એટલે તેને માટે તો કહેવાનુંજ શું હોય ! મૂળ ભક્તામરનું છેલ્લું એક એક પદ લઇને તેની સાથે પોતાનાં ત્રણ પાદ રચી પાદપૂર્તિ કરવી અને અભિધેય અર્થના એકતારમાં જરાય ત્રુટી આવવા ન દેવી એ તો તે કાળની શાસન રસિક કાવ્ય-કુશળતાની એક પરાકાષ્ઠાજ કહેવાય. કહેવાની જરૂર નથી કે વાંચનાર આ કાવ્યોના પ્રત્યેક શ્લોકમાં કંઇ અસામાન્ય વિદ્વત્તા, આલંકારિક અર્થ-ગૌરવ અને અખૂટ કાવ્યરસ રહેલો જોઇ શકશે.

આ કાવ્યોનું ભાષાંતર થવાથી ગુજરાતી વાંચનારાઓ તેનો સંપૂર્ણ લાભ લઇ શકશે એ નિઃસંશય છે. ભાષાંતરોમાં જે કેટલીક વખત મૂળની ચમક તુટી જવાની અને પોતાની મતિને અનુસરતી ધાલમેલ કરવાની ફરિયાદો થાય છે તે આ ભાષાંતરમાં દૂર થયેલી જોઇ શકાય છે. એનો શબ્દાર્થ, શ્લોકાર્થ, ભાવાર્થ, સ્પષ્ટીકરણ, વિવેચન ને ટિપ્પણ વિગેરે કરવામાં ભાષાંતરકાર ભાઇ **હીરાલાલે** સારો પ્રયાસ કર્યો છે અને વાંચકોને રસ ઉપજાવવા સાથે બહોળું જ્ઞાન આપ્યું છે. ભાષા પણ સીધી, સાદી અને સરળ વાપરી છે. જે સૂત્રાદિ વાંચવાનોજ શ્રાવકોને નિષેધ છે તેનું ભાષાંતર કરવાની નિષિદ્ધ દિશામાં ગમન કરવાને આજે જેઓ પ્રેરાય છે તેને બદલે તેઓ, આ કાવ્યોના ભાષાંતરથી જો શાસ્ત્રશૈલી પ્રમાણે જોઇતાં યોગ્ય ભાષાંતરોજ કરીને જૈન સાહિત્યની સાચી સેવા બજાવવા પ્રેરાય અને સંસ્કૃત ભાષાના અનભિજ્ઞો જો સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી યથાર્થ રસ લેતાં શીખે તો તે તદ્દન ઇચ્છવા યોગ્ય છે. આવાં જુનાં ચમત્કારી અને વિશેષ લોકોપકારક ગદ્યપદ્ય ( અનુમત ) સાહિત્યને લોક ભાષામાં બહાર લાવવા માટે જે પુસ્તકોદ્ધાર સંસ્થા તરફથી ભાઇ **જીવણચંદ** આદિના પ્રયાસો થાય છે તે સાર્થક છે. સમ્યગ્-જ્ઞાનપ્રચારાદિના કારણે આવાં ભાષાંતરો હિંદી વિગેરે દરેક ભાષામાં ખાસ કાળજી અને આધાર નીચે યોજાય એ જરૂરનું છે."

અમદાવાદ,<br>વિક્રમ સંવત્ ૧૯૮૨<br>ચૈત્ર શુદ ૪, શુક્રવાર.

વિજયદાનસૂરિ



# વિષયાનુક્રમણિકા







श्रीसर्वज्ञाय नमः

# આમુખ



**શ્રીમદ્માનતુંગ** સૂરિએ ચમત્કારિક **શ્રીભક્તામરસ્તોત્ર** રચ્યું છે. આ સ્તોત્ર શ્વેતાંબર અને દિગંબર બન્ને સંપ્રદાયને અતિમાન્ય હોવાથી તેના ઉપર જેટલી ટીકાઓ ઉપલબ્ધ થાય છે, તેટલી બીજાં સ્તોત્રો ઉપર જોવામાં આવતી નથી તેમજ એની પાદપૂર્ત્તિરૂપ કાવ્યો જેટલાં દૃગ્ગોચર થાય છે તેટલાં બીજાં સ્તોત્રોના સમસ્યારૂપ કાવ્યો જોવામાં આવતાં નથી. આ ઉપરાંત આ કાવ્યની વિશેષ ખૂબી તો એ છે કે આના દરેક શ્લોકને લગતાં જૂદાં જૂદાં યન્ત્રો અને મન્ત્રો પણ ઉપલબ્ધ છે.

જૈનોના મોટા ભાગનું મન્તવ્ય એવું છે કે—"ભક્તામરના અંત સિવાયના ચરણો ઉપર પણ સમસ્યારૂપ કાવ્યો રચાયેલાં છે." પરંતુ અમારી પૂરતી તપાસમાં અમને આવાં કાવ્યો પ્રાપ્ત થયાં નથી, પણ માત્ર અંતિમ ચરણની પાદપૂર્ત્તિરૂપ છ કાવ્યો ઉપલબ્ધ થયાં છે ( એની વિશેષ વિગત માટે ૨૭ મું પૃષ્ઠ જુઓ ) જેમાંથી આ ગ્રંથમાં ઉપાધ્યાય **શ્રીધર્મવર્ધન**ગણિવિરચિત **વીરભક્તામર** તથા **શ્રીભાવપ્રભ**સૂરિકૃત **નેમિભક્તામર** એમ બે સમસ્યા-કાવ્યો તેમજ પરિશિષ્ટમાં મૂલ **ભક્તામર** અને અનુવાદસહિત **ગિરનારકલ્પ** પાઠકવર્ગ સમક્ષ રજુ કરતાં અમોને પરમ આહ્લાદ થાય છે.

આના બીજા વિભાગમાં **શ્રીધર્મસિંહ**સૂરિરચિત **સરસ્વતીભક્તામર** અને મુનિવર્ય **શ્રીકીર્તિવિમળ**કૃત **શાન્તિભક્તામર** છપાવવા શરૂ થયેલાં છે, જ્યારે ત્રીજા વિભાગમાં ઉપાધ્યાય **શ્રીસમયસુન્દર**ગણિકૃત **ઋષભભક્તામર** અને મુનિરાજ **શ્રીરત્નસિંહ**કૃત **નેમિભક્તામર** ( **પ્રાણપ્રિય** કાવ્ય ) પ્રસિદ્ધ કરવાનો પ્રબન્ધ આદરવામાં આવ્યો છે.

આ પ્રથમ વિભાગમાં પ્રસિદ્ધ કરેલા સટીક કાવ્યો અગાઉ **શ્રીયશોવિજયજી જૈન પાઠશાળા** ( મહેસાણા ) તરફથી બહાર પડ્યાં હતાં જેનો ઉપયોગ કરવાની શેઠ **વેણીચંદ સૂરચંદ**, સેક્રેટરી **શ્રીયશો**વિજયજી જૈન પાઠશાળાએ અમને રજા આપી હતી. એ ઉપરથી અમે **વીરભક્તામર** બીજી હસ્ત-લિખિત પ્રતિના અભાવે તૈયાર કરાવ્યું છે અને તે માટે અમે એ સંસ્થાના ઋણી છિયે.

**નેમિભક્તામરની** હસ્ત-લિખિત પ્રતિ અમોને મુનિરાજ **હંસવિજયજી** તરફથી મળી હતી જે બદલ એઓશ્રીના પણ અમે ઋણી છિયે.

આ અમૂલ્ય ગ્રંથનું સંશોધનાદિક કાર્ય **સુરતવાસ્તવ્ય**, પરમ જૈનધર્માવલંબી તેમજ શ્રીમદ્ **વિજયાનન્દ**સૂરીશ્વર ( **આત્મારામજી** મહારાજ ) અને મુનિરાજ શ્રીહર્ષવિજયને ગુરૂ તરીકે પૂજનારા અને તેઓશ્રીના પાદસેવનથી જૈનધર્મના તીવ્ર અનુરાગી સ્વર્ગસ્થ રા. રસિકદાસ વરજદાસ કાપડિયાના જ્યેષ્ઠ પુત્ર પ્રોફેસર **હીરાલાલ** રસિકદાસ એમ. એ. દ્વારા કરાવવામાં આવ્યું છે. એઓએ પ્રસ્તાવના અને ઉપોદ્ઘાતમાં કર્ત્તાઓના જીવન તથા અન્ય સહાયકો વગેરેના સંબંધમાં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે એટલે તત્સંબંધે અત્રે લખવું અમે ઉચિત ધારતા નથી.

**આગમોદયસમિતિ** દ્વારા અત્યાર સુધીમાં મોટે ભાગે મૂળ ગ્રંથો બહાર પડતા હતા. પરંતુ સં૦ ૧૯૭૮ ની **રતલામ**ની સભામાં ભાષાન્તર આદિ છપાવવાનો ઠરાવ થયેલો હોવાથી તદનુસાર અમે **વિશેષાવશ્યક ભાષાંતર** ૧ લો ભાગ બહાર પાડ્યો હતો અને જેનો ૨ જો ભાગ પણ અમે થોડા સમયમાં બહાર પાડવાના છિયે.

**વિશેષાવશ્યક**નું ભાષાંતર માત્ર ભાષાંતર તરીકેજ બહાર પાડવાનું બની શક્યું હતું, જ્યારે આ ગ્રંથને જૈન તેમજ જૈનેતર બંનેને અતિ ઉપયોગી થાય તેવી રીતે તૈયાર કરાવવામાં આવ્યો છે.

સંસ્કૃતના અલ્પ અભ્યાસીઓને સુગમતા થઇ પડે તેટલા માટે અન્વય અને શબ્દાર્થ તેમજ જિનસિદ્ધાંતોથી અપરિચિત વર્ગને સહાયભૂત અને સરળતાથી સમજી શકાય તેટલા માટે સ્પષ્ટીકરણ બનતી કાળજી પૂર્વક તૈયાર કરાવ્યાં છે.

અમારા પ્રયાસની સફળતા પાઠક વર્ગની પસંદગી ઉપર તેમજ આ ગ્રન્થના લેવાતા લાભ ઉપર રહેલી હોવાથી આ સંબંધે વિશેષ નિવેદન કરવાનું બાકી રહેતું નથી. પરંતુ જો આ પદ્ધતિ વિશેષ ઉપયોગી માલૂમ પડશે તો ભવિષ્યમાં આવી પદ્ધતિથી બીજા ગ્રંથો બહાર પાડવા અમારી પ્રબળ ઇચ્છા છે.

આવા ગ્રન્થો સંબંધે કાંઇ ન્યૂનતા આદિ માલૂમ પડે, તેમજ બીજી કાંઇ વિશેષ માહિતી દાખલ કરવાની રહી ગયેલી માલૂમ પડે તેમજ અન્ય પણ કાંઇ સૂચના કરવાની યોગ્ય લાગે તે જો પાઠકવર્ગ તરફથી અમને જણાવવામાં આવશે તો ભવિષ્યના ગ્રંથોમાં તેવો સુધારો કરવા અવશ્ય બનતું કરીશું. વિશેષમાં ઉપર સૂચવેલી છ પાદપૂર્તિરૂપ કૃતિઓ ઉપરાંતની, વિશેષ પાદપૂર્તિરૂપ કૃતિઓની પ્રતિઓ જેમની પાસે હોય અગર ક્યાં છે તેની માહિતી હોય તે અમને જણાવવામાં આવેથી તે પણ પ્રસિદ્ધ કરવા પ્રયત્ન સેવવામાં આવશે.

અત્યાર સુધીના ગ્રંથો પોથી આકારમાં એટલે સુપર રોયલ સાઈઝમાં ૧૨ પેજી આકારે બહાર પાડવામાં આવ્યા છે. **વિચારસાર પ્રકરણ**ને ડેમી ૮ પેજી પુસ્તક આકારે અને **વિશેષાવશ્યક** ભાષાંતરને સુપર રોયલ સાઇઝમાં ૮ પેજી પુસ્તકાકારે અને અંગ્રેજી ગ્રંથો ક્રાઉન ૧૬ પેજી પુસ્તકાકારે બહાર પાડવામાં આવ્યા છે, જ્યારે આ ગ્રંથને ક્રાઉન ૮ પેજી સાઇઝમાં પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે અને એને માટે ૪૮ રતલી ક્રોક્ષલી લાયન લેજર ( Croxley Lion Ledger ) જાતના કાગળો વાપરવામાં આવ્યા છે.

જે **આગમોદય સમિતિ** દ્વારા અપૂર્વ ગ્રન્થો બહાર પડ્યા છે તે સમિતિનો સામાન્ય ઇતિહાસ આપવો એ અસ્થાને લેખાશે નહિ.

**સ્થાપના—**

આ સંસ્થાની સ્થાપના અમદાવાદ જીલ્લાના વિરમગામ તાલુકાના **ભોયણી** ગામમાં સંવત્ ૧૯૭૧ ના મહાશુદ ૧૦ ( ઇ. સ. ૧૯૧૫ ની જાન્યુઆરીની ૨૫ મી તારીખે ) ને સોમવારે કરવામાં આવી છે. આ ભોયણી ગામની ખ્યાતિ જૈન સમુદાયમાં ઘણી મશહુર છે, કારણકે આ ગામ ૧૯ મા તીર્થંકર શ્રી**મલ્લિનાથ**ની યાત્રાનું ધામ છે. પંન્યાસ શ્રી**આનંદસાગર**

(આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રીઆનંદસાગરસૂરિ)ની સૂચનાથી તથા પંન્યાસ શ્રીઆનંદવિજય, (સ્વર્ગસ્થ) પંન્યાસ શ્રીમણિવિજય, પંન્યાસ શ્રીમેઘવિજય (શ્રીવિજયમેઘસૂરિ) અને બીજા જુદા જુદા ગચ્છના અન્ય જૈન સાધુઓ તથા ઘણા જૈન ભાઇઓના અભિપ્રાયથી શેઠ વેણીચંદ સુરચંદ તથા અન્ય ગૃહસ્થોએ આ સંસ્થાની સ્થાપના કરી હતી. તે દિવસ મલ્લિનાથની પ્રતિષ્ઠાનો હોવાથી ઘણા જૈનો તેમજ જૈન સાધુઓ અત્રે એકઠા થયા હતા.

**ઉદ્દેશ—**

(૧) ગીતાર્થ મુનિરાજ પાસેથી અન્ય મુનિવર્યો આગમોની વાચના લઇ તેનો અભ્યાસ કરી યથાર્થ સદ્બોધ મેળવે તથા (૨) વિદ્વાન્ મુનિરાજોની દૃષ્ટિ હેઠળ શોધાવીને જોઇતી સંખ્યામાં શુદ્ધ પ્રતો છપાવી તેનો પ્રચાર કરી શકાય એ ઉદ્દેશ લક્ષ્યમાં રાખીને આ સંસ્થા સ્થાપવામાં આવી છે.

**કાર્ય-સિદ્ધિ—**

પહેલા હેતુની પૂર્તિ કરવા માટે પાટણ (ઉત્તર ગુજરાત), (ખેડા જીલ્લામાં) કપડવંજ, અમદાવાદ, સુરત, પાલીતાણા અને (માળવામાં) રતલામમાં આગમોની વાચનાનો પ્રબંધ યોજવામાં આવ્યો હતો. આનો લાભ ઘણા સાધુ-સાધ્વીઓએ લીધો હતો.

બીજા હેતુની પૂર્ણતા માટે આ સંસ્થાએ આગમ વગેરે જૈન ધર્મનાં પુસ્તકો છપાવી બહાર પાડ્યાં છે જેની વિગત અંતમાં રજુ કરવામાં આવી છે.

**કાર્યવાહક મંડળ—**

આ સંસ્થાના સર્વસાધારણ મંડળમાં ઘણા સભાસદો છે. તેમાં કાર્યવાહક મંડળના સભાસદો નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| ૧. | શેઠ વેણીચંદ સૂરચંદ | મેસાણા |
| ૨. | ,, મણીલાલ સુરજમલ જવેરી | પાલણપુર |
| ૩. | ,, *હીરાલાલ બકોરદાસ | રાધનપુર |
| ૪. | ,, ભોગીલાલ હાલાભાઇ | પાટણ |
| ૫. | ,, કુંવરજી આણંદજી કાપડિયા | ભાવનગર |
| ૬. | ,, ચુનીલાલ છગનલાલ શ્રોફ | સુરત |
| ૭. | ,, કમળશીભાઇ ગુલાબચંદ | રાધનપુર |
| ૮. | ,, જીવણચંદ સાકરચંદ જવેરી | મુંબાઇ |

**કાર્યાલયો—**

થોડા વખત સુધી આ સંસ્થાની ઑફીસ જ્યાં આગમ વાચનાનું કાર્ય થતું હતું ત્યાં રાખવામાં આવતી હતી ને જરૂર પ્રમાણે બીજા સ્થળે સગવડ માટે ફેરવવામાં આવતી હતી. હમણાં આ સંસ્થાની મુખ્ય ઑફીસ મુંબાઈમાં જવેરી બજાર નં. ૧૧૪/૧૧૬ ના મકાનમાં રાખવામાં આવેલી છે, જ્યારે આ સંસ્થાની ગ્રન્થોના વેચાણ માટેની શાખા સુરત ગોપીપુરા શેઠ દેવચંદ લાલભાઇની ધર્મશાળામાં રાખેલી છે.

મુંબાઈ,
મહાવીરજન્મજયંતી, સંવત્ ૧૯૮૨
દ્વિતીય ચૈત્ર શુક્લ ૧૩, રવિવાર

**જીવણચંદ સાકરચંદ જવેરી,**
માનદ સેક્રેટરી.

* શ્રીયુત હીરાલાલ બકોરદાસના થયેલા અચાનક અવસાનની નોંધ લેતાં અમોને અત્યન્ત દિલગીરી થાય છે. અમે એઓશ્રીના આત્માને પરમ કૃપાલુ પરમાત્મા પરમ શાન્તિ અર્પે એવું ઇચ્છીએ છીએ.

# પ્રસ્તાવના

આ પ્રથમ વિભાગમાં શ્રી**માનતુંગ**સૂરિકૃત **ભક્તામર-સ્તોત્ર**ના ચતુર્થ ચરણની સમસ્યારૂપ **વીર-ભક્તામર** તથા **નેમિ-ભક્તામર**નો તેમજ અંતમાં પરિશિષ્ટ તરીકે આપેલા મૂળ **ભક્તામર-સ્તોત્ર**નો તથા **શ્રીગિરનારકલ્પ** તેમજ તેના ભાષાન્તરનો સમાવેશ કરવામાં આવ્યો છે. આમાંના **વીર-ભક્તામર**ના ભાષાન્તરાદિકનો પ્રારમ્ભ ઇ. સ. ૧૯૨૩ ના નવેમ્બર માસની શરૂઆતમાં કરવામાં આવ્યો હતો, પરંતુ સાંસારિક ઉપાધિઓને લીધે તે કાર્ય હું લગભગ એક વર્ષ સુધી હાથમાં લઇ શક્યો હતો નહિ. ઇ. સ. ૧૯૨૪ ના ડિસેમ્બર માસમાં મેં એ કાર્ય ફરીથી હાથમાં લીધું અને નાતાલની રજા દરમ્યાન તે પૂર્ણ કર્યું એટલુંજ નહિ, પરંતુ મેં **નેમિ-ભક્તામર** અને દ્વિતીય વિભાગમાં આપવામાં આવનાર **સરસ્વતી-ભક્તામર**ના ભાષાન્તરાદિકની શરૂઆત પણ કરી.

જેમ શ્રી**શોભન**મુનિવર્યકૃત **સ્તુતિ-ચતુર્વિંશતિકા**ને અંગે પદચ્છેદાત્મક અન્વય, શબ્દાર્થ, શ્લોકાર્થ અને સ્પષ્ટીકરણ તૈયાર કરી તેને સાંગોપાંગ બનાવવા મેં પ્રયાસ કર્યો હતો તેમ આ બે કાવ્ય પરત્વે પણ મેં પ્રયાસ કર્યો છે. પરંતુ અહિંઆ વિશેષતા એ છે કે તે પુસ્તકમાં જેમ પ્રત્યેક પદ્યનું મેં શીર્ષક ( મથાળું ) તૈયાર કર્યું હતું તેમ મેં અત્ર કર્યું નથી.

**વીર-ભક્તામર**ના સંબંધમાં તો સ્વયં કવિરાજે ઘણે સ્થળે પદ્યોનાં શીર્ષકોનો નિર્દેશ કર્યો છે, કિન્તુ એટલું તો મારે ઉમેરવું પડશે કે ૧લા, ૨જા, ૨૨મા, ૨૬મા અને ૨૭મા તેમજ ૨૯મા થી તે ૩૧મા સુધીનાં અને ૩૯મા પદ્યનાં શીર્ષકોનો કવિરાજે ઉલ્લેખ નહિ કરેલો હોવાથી તે કાર્ય મેં કર્યું છે. આ વાત ધ્યાનમાં આવે તેટલા માટે તેમાં મેં કવિરાજની પદ્ધતિથી અન્ય પદ્ધતિનો ઉપયોગ કર્યો છે.

**નેમિ-ભક્તામર**માં તો તેના કર્તા શ્રી**ભાવપ્રભ**સૂરિએ ઘણાં પદ્યનું મથાળું બાંધ્યું નથી. પરંતુ આ કાવ્યનો વિષયજ એવો છે કે તેમ કરવું વાસ્તવિક છે. એથી કરીને તો મેં પણ શીર્ષકો તેમજ ઘણી વાર સ્પષ્ટીકરણ પણ આપ્યાં નથી.

**વીર-ભક્તામર** તૈયાર કરવામાં મને **શ્રીયશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળા** ( મહેસાણા ) તરફથી પ્રસિદ્ધ થયેલા **શ્રીસ્તોત્રરત્નાકર** (પ્રથમ ભાગ) એ નામના પુસ્તક સિવાય અન્ય કોઇ સાધન મળ્યું નથી, પરંતુ **નેમિ-ભક્તામર** તૈયાર કરવામાં તો આ પુસ્તક ઉપરાંત સ્વર્ગસ્થ ન્યાયામ્ભોનિધિ શ્રીમાન્ **વિજયાનંદ**સૂરીશ્વર ( **આત્મારામજી** )ના શિષ્ય-વર્ય મુનિરાજ **હંસવિજયજી** તરફથી મળેલી હસ્તલિખિત પ્રતિનો પણ મેં ઉપયોગ કર્યો છે. આ પ્રતિ

---

૧ પ્રથમ પરિશિષ્ટમાં **ભક્તામર-સ્તોત્ર** આપવાનો હેતુ એ છે કે ખાસ કરીને અજૈન પાઠક-વર્ગને મૂળ કૃતિ જોવાનો લાભ મળે. દ્વિતીય પરિશિષ્ટ તરીકે **શ્રીગિરિનારકલ્પ** આપવાનું કારણ એ છે કે નેમિ-ભક્તામર કાવ્યના નાયક **નેમિનાથ**નો આ **ગિરિનાર** ગિરિ સાથે વિશેષ સમ્બન્ધ છે, કેમકે ત્યાં તેમનાં ત્રણ કલ્યાણકો થયાં છે.

જેવી જોઇએ તેવી શુદ્ધ નથી. ફક્ત અક્ષરોજ ખૂટે છે એટલુંજ નહિ, પરંતુ એક બે સ્થળે તો આખી પંક્તિની પંક્તિ દૃષ્ટિ-ગોચર થતી નથી. ૧૯ મો શ્લોક પણ ત્યાં આપેલો નથી.

આ પ્રમાણેની આ પ્રતિમાં અપૂર્ણતા હોવા છતાં પણ એકંદર રીતે તે મને સહાયભૂત થઇ પડી છે, કેમકે મુદ્રિત પુસ્તકમાં આવતા પાઠો સાથે સરખામણી કરી પાઠાન્તરો આપવામાં તેમજ મુદ્રિત પુસ્તકમાં પણ કેટલેક સ્થલે જે પાઠો હોવા જોઇએ તે ત્યાં હતા નહિ તેવે સ્થલે હું આ પ્રતિનો ઉપયોગ કરી શકયો છું. આ ત્રિપાઠી પ્રતિ છે. મધ્યમાં મૂળ શ્લોકો આપેલા છે અને ઉપર નીચે ટીકા આપી છે. આમાં બધાં મળીને ૧૪ પત્રો છે. પ્રત્યેક પત્રમાં બંને બાજુએ સરેરાસ સોળ સોળ લીટીઓ છે અને પ્રત્યેક લીટીમાં ચાળીસ ચાળીસ અક્ષરો છે. વળી સં૦ ૧૭૮૪ માં લખાયેલી પ્રતિ ઉપરથી સં૦ ૧૯૯૦ માં આ પ્રતિ લખવામાં આવી છે એમ આ પ્રતિના શ્લોકાન્તમાં આપેલા ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય છે.

**વીર-ભક્તામર** તેમજ **નેમિ-ભક્તામર**ના ભાષાંતરાદિકની સંપૂર્ણ પ્રેસ-કૉપી તૈયાર કરીને તે મેં શ્રીયુત **જીવણચંદ સાકરચંદ ઝવેરી**ની સૂચના અનુસાર આગમોદ્ધારક જૈનાચાર્ય **આનન્દસાગર**સૂરિજી ઉપર મોકલી આપી હતી. તેઓશ્રીએ પોતાના શિષ્ય **માણિક્યસાગર**જી દ્વારા આ સાદ્યન્ત તપાસી મોકલવા કૃપા કરી હતી. આ પ્રેસ-કૉપી પાછી મળતાં ઇ. સ. ૧૯૨૫ ના ફેબ્રુઆરી માસમાં તે **કર્ણાટક** મુદ્રણાલયમાં છાપવા આપવામાં આવી હતી. પહેલી વારનું પ્રુફ હું જાતે તપાસતો હતો. શ્રીમાન્ **જીવણચંદ**ની સૂચના મુજબ બીજી વારના પ્રુફની એક નકલ **આનન્દસાગર**સૂરિજી ઉપર અને બીજી નકલ અનુયોગાચાર્ય ( પં૦ ) **ક્ષાન્તિવિજયજી** ઉપર મોકલવામા આવતી હતી. **ક્ષાન્તિવિજયજી** તરફથી આ બીજી નકલ પાછી મળતાં તેમણે કરેલી સૂચનાઓ તરફ બનતું ધ્યાન આપી તેમાં યથાયોગ્ય ફેરફારો કરી તે પ્રુફ હું મુદ્રણાલય ઉપર રવાના કરી છેવટનું પ્રુફ મંગાવતો હતો. એટલામાં આચાર્યશ્રી તરફથી પ્રુફ જોવાઇ આવતાં તદનુસાર છેવટના પ્રુફમાં સુધારાવધારા કરી તે છાપવા માટે મોકલી આપતો હતો. અત્ર મારે એ પણ ઉમેરવુ જોઇએ કે ઘણીખરી વાર મને મારા લઘુ બન્ધુ પ્રો૦ **મણીલાલ** તરફથી છેવટનુ પ્રુફ તપાસવામાં અને શુદ્ધિપત્ર તૈયાર કરવામાં [1]**વિજયદાન**સૂરિજી તરફથી સહાય મળી હતી.

અંતમાં આ પુસ્તકને અંગે જે જે વ્યકિતઓ તરફથી મને મદદ મળી છે, તે તે વ્યકિતઓનો તદંશે હું આભારી છું એમ નિવેદન કરતો તેમજ મતિ-દોષ કે મુદ્રણ-દોષને લીધે આ પુસ્તકમાં જે ન્યૂનતા દૃષ્ટિ-ગોચર થતી હોય તે તરફ સજ્જનો ક્ષમા-દૃષ્ટિ રાખશે એવી તેમને વિજ્ઞપ્તિ કરતો હું આ લઘુ પ્રસ્તાવના પૂર્ણ કરૂં છું.

ભગતવાડી, ભૂલેશ્વર,
મુંબાઇ.
વીર સંવત્ ૨૪૫૨; કાર્તિક શુકલ પૂર્ણિમા. } **હીરાલાલ રસિકદાસ કાપડિયા.**

---

૧ **વીર-ભક્તામર**નાં તો બીજી વારનાં સમસ્ત પ્રુફો **સાગરાનંદ**સૂરિજી ઉપર મોકલવામાં આવ્યાં હતાં અને તે તેમની તરફથી જોવાઇને પણ આવ્યાં હતાં. પરંતુ **નેમિ-ભક્તામર**ના સંબંધમાં તો નવ પહો સુધીનાંજ પ્રુફો મેં તેમના ઉપર મોકલાવ્યાં હતાં. બાકીનાં પ્રુફો નહિ મોકલવાનું કારણ એ હતુ કે એક તો તેઓએ વિહાર શરૂ કર્યો હતા અને બીજું પ્રેસ-કૉપી તેમની તરફથી સાદ્યન્ત તપાસાઇને આવી હોવાથી પ્રુફ મોકલવાની ખાસ જરૂર જેવું હતું નહિ, કેમકે પહેલી વારના પ્રુફમાં ભાગ્યેજ સુધારા-વધારા કરવામાં આવતા હતા.

# ઉપોદ્ઘાત

**પાદ-પૂર્તિરૂપ કાવ્ય રચવાનો હેતુ—**

મનુષ્યના સ્વભાવ પરત્વે વિચાર કરતાં એમ લાગે છે કે અન્યનું અનુકરણ કરવા—ભલે પછી તે વાસ્તવિક હોય કે[1] અવાસ્તવિક હોય તો પણ તેમ કરવા સામાન્ય મનુષ્યો તો લલચાય છે. જે સાધન દ્વારા એક મનુષ્ય વિદ્યા, કીર્તિ કે ધન સંપાદન કરતો દષ્ટિ-ગોચર થાય છે, તે સાધનને પ્રાપ્ત કરી તદનુસાર વર્તન કરવા અન્ય તૈયાર થઇ જાય છે. કીર્તિના અર્થી કેટલાક કવિઓના ઉપર પણ આવી અસર થઇ છે એમ કહેવામાં આવે છે.

દાખલા તરીકે, મહાકવિ **કાલિદાસ**ના **મેઘદૂત**ની મોહિનીમાં મુગ્ધ બની તેના જેવું દૂત-કાવ્ય રચી કીર્તિ મેળવવા કેટલાક [2]જૈન અને [3]અજૈન કવિઓએ પ્રયાસ કર્યો છે. જ્યારે કેટલાકે મહર્ષિ **ભર્તૃહરિ**ના શતકોને અને તેમાં ખાસ કરીને [4]**વૈરાગ્ય-શતક**ને લક્ષ્યમાં રાખી તેવાં શતકો રચવાં કલમ હાથ ધરી છે. કેટલાકે **જયદેવ**ના જેવું **ગીત-ગોવિન્દ** રચી પોતાના કીર્તિ-સ્તંભ સ્થાપવા પ્રયત્ન કર્યો છે.

આ તો અજૈન કાવ્યોની વાત કરી. પરંતુ આ હકીકત જૈન કાવ્યોના સંબંધમાં પણ ઘટી શકે છે એમ કહેવામાં આવે છે. જેમકે શતાર્થિક શ્રી**સોમપ્રભ**સૂરિકૃત ( પ્રસાદતા, અને સરલતાથી વિભૂષિત ) **સિન્દૂર-પ્રકર**ના અનુકરણરૂપ [5]**કર્પૂર-પ્રકર**, **કસ્તૂરી-પ્રકર** અને **હિંગુલ-પ્રકર** રચવામાં આવ્યાં છે.

---

૧ સરખાવો—

" गतानुगतिको लोको, न लोक पारमार्थिकः ।
वालुकालिङ्गमात्रेण, गतं मे ताम्रभाजनम् ॥ १ ॥ "

૨ **મેઘદૂત**ના સમસ્ત શ્લોકોના એક અથવા બે ચરણો લઇને **પાર્શ્વાભ્યુદય** નામનું કાવ્ય રચનારા શ્રી**જિનસેનસૂરિ** ( આ કાવ્ય છપાયેલું છે, એના સંબંધમાં પ્રો૦ કે. **બી.** પાઠકનું એમ માનવું છે કે એ મૂળ **મેઘદૂત** કરતાં ચઢિયાતું કાવ્ય છે ), **પવન-દૂત**ના કર્તા **વાદિચન્દ્ર** ( આ કાવ્ય **મેઘદૂત**ની છાયારૂપ છે અને તે મુદ્રિત છે ), **ચન્દ્ર-દૂત**ના કર્તા જમ્બૂકવિ, **નેમિદૂત**ના કર્તા **સાંગણસુત વિક્રમ**, **શીલદૂત**ના કર્તા **ચારિત્રસુંદર-ગણિ** ( આ ઘણું પ્રાસાદિક કાવ્ય છે અને તે મુદ્રિત છે ), ઇન્દુ-દૂતના કર્તા **વિનયવિજયગણિ**, **મેઘદૂત**ના કર્તા **વિક્રમ મંત્રી**, **મેઘદૂત-સમસ્યા-લેખ**ના કર્તા ઉપાધ્યાય શ્રી**મેઘવિજય** અને **જૈન મેઘદૂત** ( આ કાવ્ય કંઇ **મેઘદૂત**ની પાદ-પૂર્તિરૂપ નથી, પરંતુ ફક્ત અત્ર નામમાં તેમજ તેના પ્રથમ શ્લોકના પ્રારંભમાં સમાનતા છે)ના કર્તા **મેરૂતુંગાચાર્ય** તેમજ **મનોદૂત** અને **ચેતોદૂત**ના કર્તાઓ (એમના નામો જાણવામાં આવ્યાં નથી, **ચેતોદૂત** મુદ્રિત છે.) વિગેરે જૈન કવિઓ થઇ ગયા છે.

૩ અજૈન કવિઓમાં **પવન-દૂત**ના કર્તા ધોયિક, **ઉદ્ધવ-દૂત**ના કર્તા **માધવ**, **મનોદૂત**ના કર્તા **તૈલંગ વ્રજનાથ**, **પદાંક-દૂત**ના કર્તા **કૃષ્ણસાર્વભૌમ**, **હંસદૂત**ના કર્તા **રૂપગોસ્વામી** તેમજ **કોકિલ-સંદેશ**ના કર્તા ઉદંડ શાસ્ત્રી, **શુક-સંદેશ**ના કર્તા **લક્ષ્મીદાસ**, **હંસ-સંદેશ**ના કર્તા **વેદાંતદેશી** વિગેરે કવિનાં નામો જણાતાં છે.

૪ **પદ્માનંદ** કવિએ **વૈરાગ્ય-શતક** રચ્યું છે. આ **કાવ્ય-માલા**ના સપ્તમ ગુચ્છકમાં છપાયેલું છે.

૫ **કર્પૂર-પ્રકર**ના કર્તા **હરિ** સાધુ છે.

આ પ્રમાણે ઉપર્યુક્ત અજૈન અને જૈન કાવ્યોની છાયા કે પાદપૂર્તિરૂપે કાવ્યો રચવામાં માનવની અનુકરણરૂપ પ્રકૃતિ કારણભૂત હોય અને એ અનુકરણનો મુખ્ય ઉદ્દેશ મૂળ કર્તાના કરતાં પણ વધારે ઉચ્ચ પદ પ્રાપ્ત કરવાની અભિલાષા હોય એમ માની લઇએ, તોપણ મહાવાદી તાર્કિક-શિરોમણિ શ્રીસિદ્ધસેન દિવાકરના શબ્દ-લાલિત્ય અને અર્થ-ગૌરવથી અલંકૃત કલ્યાણ-મંદિર-સ્તોત્રના તેમજ શ્રીમાન્ માનતુંગસૂરિના પ્રસાદતાથી વિભૂષિત ભક્તામર-સ્તોત્રના અન્તિમ પાદ લઇને ફક્ત અનુકરણ કરવાના ઉદ્દેશથી અને તે પણ આ પ્રખર કવીશ્વરોની પ્રતિભાને પહોંચી વળવાના કે બલ્કે તેથી પણ વિશિષ્ટ પ્રકારનું પાણ્ડિત્ય પ્રકટ કરવાના હેતુથી જૈન કવિઓએ પાદ-પૂર્તિરૂપ કાવ્યો રચ્યાં છે એમ માનવા મારૂં મન તો ના પાડે છે, કેમકે પાદ-પૂર્તિરૂપ કાવ્યો રચવાનો ઉદ્દેશ તે તે કૃતિઓ પ્રતિ બહુમાન હોવાને લીધે તેને ચિરસ્થાયી બનાવવાનો હોય એમ પણ સંભવી શકે છે.

હિંદુસ્તાનનો ઇતિહાસ તપાસતાં એ સહેલાઇથી જોઇ શકાય છે કે અનેક અપૂર્વ ગ્રન્થો અત્યારે દૃષ્ટિ-ગોચર થતા નથી. વૈર-ભાવને લઇને ધર્માંધ અજૈનોને હાથે કેટલાએ જૈન ભંડારો અગ્નિદેવના બલિદાનરૂપ થયા છે. આવી પરિસ્થિતિમાં કોઇ પણ અપૂર્વ કાવ્યને અમર રાખવા લાલસા થાય તો તે પૂર્ણ કરવા તેના સમસ્ત શ્લોકોના પ્રત્યેક ચરણની પાદ-પૂર્તિરૂપ કાવ્યો રચવાં એ પણ એક જાતનો માર્ગ છે, જોકે બીજો માર્ગ એ પણ છે કે તે તે કાવ્યોની અનેક નકલો કરાવી અન્ય અન્ય સ્થળોમાં સ્થાપિત કરવી.

## પાદ-પૂર્તિરૂપ કાવ્યની રચના—

અત્ર એ ધ્યાનમાં રાખવું કે પાદ-પૂર્તિરૂપ કાવ્ય રચવું એ બાળકનો ખેલ નથી. મૂળ કાવ્યમાં જે જે વિશિષ્ટ ગુણોનો સદ્ભાવ હોય, તે તે ગુણોથી વિભૂષિત કાવ્ય રચવું એ પ્રતિભાશાળી મનુષ્યજ કરી શકે એમ કહેવું ખોટું નહિ ગણાય. કેમકે 'લાકડે માંકડું' વળગાડ્યાનો દોષ પોતાને શિરે ન આવે એટલા માટે પાદ પૂર્તિ તરીકે લીધેલા પાદમાંથી નીકળતા અર્થનું અનુસન્ધાન કરવા તરફ પણ લક્ષ્ય આપવાની આવશ્યકતા રહે છે એ ભૂલવા જેવું નથી. વળી તેમાં પણ કોઇ મહાવ્યક્તિનું ચારિત્ર સાંગોપાંગ આલેખવું એ તો પ્રતિ-

૧ Indische Studien (vol. 14, pp. 357-371) માં ઇ. સ. ૧૮૭૬ માં ડૉ. યાકોબી (Jacobi)એ તૈયાર કરેલાં ભક્તામર અને કલ્યાણ-મંદિર સ્તોત્રનાં જર્મન ભાષાન્તર છપાયાં છે. આની પ્રસ્તાવનામાં તે વિદ્વાને એમ કહ્યું છે કે કલ્યાણમંદિર સ્તોત્ર ભક્તામર-સ્તોત્ર ઉપરથી રચવામાં આવ્યું છે. એટલે કલ્યાણમંદિર-સ્તોત્ર એ ભક્તામર-સ્તોત્રના અનુકરણરૂપ છે. આ તેમની માન્યતામાં હવે કંઇ ફેર પડ્યા છે કે નહિ તે મારા જાણવામાં આવ્યું નથી. પરંતુ આ માન્યતા જૈન પરંપરાથી વિરૂદ્ધ છે એટલુંજ અત્ર નિવેદન કરવામાં આવે છે, કેમકે તેના સંબંધમાં અત્ર વિશેષ વિચાર કરવો યોગ્ય નથી.

૨ અન્તિમ કહેવાનો હેતુ એ છે કે અન્ય ચરણોથી પાદ-પૂર્તિ કરેલાં સંપૂર્ણ કાવ્યો મારા જોવામાં આવ્યાં નથી, બાકી શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાલાના શ્રીજૈનસ્તોત્ર-સંગ્રહના દ્વિતીય ભાગ (પૃ૦ ૧૫-૧૬)માં ભક્તામર તેમજ કલ્યાણ-મંદિરના પ્રથમ શ્લોકના પ્રત્યેક પાદથી પાદ-પૂર્તિ કરેલાં ચાર ચાર શ્લોકનાં બે કાવ્યો છે. અત્ર એ ઉમેરવું અનુચિત નહિ ગણાય કે આદિ યા અંતનું પાદ લઇને અનેક સ્તોત્રો રચાયાં છે એમ સાંભળવામાં આવતાં તદનુસાર પ્રથમ પાદની પાદ-પૂર્તિરૂપ કાવ્યો મેળવવા મેં શ્રીયુત જીવણચંદ સાકરચંદ ઝવેરી દ્વારા ઘણા ભંડારોમાં તપાસ કરાવી, પરંતુ કોઇ સ્થળેથી પત્તો લાગ્યો નથી. વાસ્તે આ હકીકત વિચારણીય છે.

ભાની પરાકાષ્ઠા સૂચવે છે. આમાં પણ ખરી ખૂબી તો ત્યારેજ ગણાય કે જ્યારે પાઠકને તે કાવ્ય અન્ય કોઇ કાવ્યની પાદ-પૂર્તિરૂપ છે એમ ન ભાસે, પરંતુ તે અખંડિત કાવ્ય છે એમજ લાગે.[1] આને માટે શબ્દ-રચના ઉપર પણ ધ્યાન આપવાની જરૂર રહે છે.

**પાદ-પૂર્તિરૂપ કાવ્યનો પ્રારમ્ભ—**

**ભકતામર-સ્તોત્ર**ની પાદ-પૂર્તિરૂપે રચાયેલાં કાવ્યોના સંબંધી વિશેષ વિચાર કરીએ તે પૂર્વે એક અન્ય પ્રશ્ન વિચારી લઇએ. આ પ્રશ્ન એ છે કે પાદ-પર્તિરૂપ કાવ્યો રચવાં તરફ પ્રથમ કોનું ધ્યાન ખેંચાયું ?

એ તો દેખીતી વાત છે કે કાવ્યમાં વર્ણવેલા અલંકારો પૈકી પાદ-પૂર્તિ પણ એક અલંકાર છે. આથી કરીને આવા અલંકારનો પ્રથમ કોણે પ્રારંભ કર્યો એ જાણવું મુશ્કેલ છે. કેમકે એક તો પ્રાચીનમાં પ્રાચીન અલંકારશાસ્ત્ર કયું છે અને તે કોણે રચ્યું છે તે જાણવું જોઇએ. વળી આ ઉપરાંત પહેલ વહેલું પાદ-પૂર્તિરૂપ કાવ્ય કોણે રચ્યુ એનો પણ નિર્ણય કરવા તેના કર્તાનો સમય નિર્ણીત હોવો જોઇએ.[2] એથી કરીને આ પ્રશ્નનો અત્યન્ત વિશાળ દૃષ્ટિએ વિચાર થઇ શકે તેમ નથી એટલુંજ નહિ પણ પ્રસ્તુતમાં **ભકતામર**ની પાદ-પૂર્તિરૂપ કાવ્ય કોણે પ્રથમ રચ્યું એ વિચારવા જતાં પણ આ સ્તોત્રની પાદ-પૂર્તિરૂપ કયાં કયાં કાવ્યો રચાયાં છે તેનો સંપૂર્ણ બોધ થયા વિના આ પ્રશ્નનો પણ છેવટનો ઉત્તર તો આપી શકાય તેમ નથી. આથી કરીને સાધન મળશે તો તે સંબંધમાં બીજા કે ત્રીજા વિભાગમાં વિચાર કરવામાં આવશે એટલું નિવેદન કરી આ વાત પડતી મૂકવામાં આવે છે.

## વીર-ભકતામરની સમીક્ષા

**નામ—**

**વીર-ભક્તામર** કાવ્યનો ' રાજ્યર્દ્ધિવૃદ્ધિ ' પદથી પ્રારંભ થતો હોવાથી તેના કર્તા ઉપાધ્યાય શ્રી**ધર્મવર્ધન**ગણિ એને ' **રાજ્યર્દ્ધિવૃદ્ધિ** ' એ નામથી ઓળખાવે છે. આમ કરવામાં તેમણે **ભક્તામરસ્તોત્ર**, **કલ્યાણમંદિર સ્તોત્ર**, **સંસાર-દાવાનલ**ની સ્તુતિ ઇત્યાદિ નામો રાખવામાં જે હેતુ સમાયેલો છે તેનું અત્ર અનુકરણ કર્યું હોય એમ લાગે છે. ચોવીસમા તીર્થંકર **વીર** પ્રભુનું ચરિત્ર એ આ **ભકતામર**ની પાદ-પૂર્તિરૂપ કાવ્યનો વિષય હોવાથી તેને 'વીર-ભકતામર'ના નામથી પણ ઓળખાવી શકાય છે.

---

૧ આવી હકીકત ભાષાંતરને પણ લાગૂ પડે છે ઉચ્ચ કોટિનુ ભાષાંતર તો તેજ ગણાય કે જે વાંચવાથી એમ ન માલુમ પડી જાય કે તે અમુક ગ્રન્થનું ભાષાંતર છે, પરંતુ એમજ લાગે કે એ સ્વતંત્ર ગ્રન્થ છે. પરંતુ આ કાર્ય કંઇ સહેલ નથી.

૨ **મેઘદૂત**ની પાદ-પૂર્તિરૂપ કાવ્ય રચવાના કાર્યની શરૂઆત જૈનોએ કરી છે એવો **જૈન આત્માનંદ ગ્રન્થ-રત્નમાલા** તરફથી બહાર પડેલ **જૈનમેઘદૂત**ની પ્રસ્તાવનામાં ઉલ્લેખ છે

૩ અત્યારે આવાં ૭ કાવ્યો મને મળી આવ્યાં છે. એનાં નામો તથા કર્તાઓ સારૂ જુઓ ૨૭ મું પૃષ્ઠ.

**વિષય—**

આ કાવ્ય **વીર** પ્રભુના જીવનના મુખ્ય પ્રસંગો ઉપર પ્રકાશ પાડે છે; **કેમકે એમાં વીર** પ્રભુના પૂર્વ ભવો, તેમની બાલ-ક્રીડા, તેમનું નિશાળ-ગરણું, તેમણે દીક્ષા લીધી તે પૂર્વે દીધેલું સાંવત્સરિક દાન, તેમણે **ચણ્ડકૌશિકને** કરેલો પ્રતિબોધ, તેજોલેશ્યાથી પરિતપ્ત બનેલા **ગોશાળક** ઉપર તેમણે શીતલેશ્યા મૂકીને કરેલો ઉપકાર, **સંગમે** કરેલા ઉપસર્ગોને ધૈર્યપૂર્વક સહન કરવાની તેમની મનોવૃત્તિ અને શક્તિ, તેમના શરણપૂર્વક **ચમરેન્દ્રનો** ઉત્પાત, તેમણે પ્રાપ્ત કરેલું કેવલજ્ઞાન, તેમનો ઉપદેશ-મહિમા, તેમની વાણીની મધુરતા, તેમણે **ઇન્દ્રભૂતિ** ઉપર કરેલો અનુપમ ઉપકાર, તેમનું અસાધારણ રૂપ, તેમની ભામણ્ડલાદિક વિભૂતિઓ ઇત્યાદિ બાબતોનો અત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત કેટલેક સ્થલે તો સમસ્ત જિનેશ્વરોને લાગૂ પડે એવી તેમની સ્તુતિ પણ કરવામાં આવી છે.

**વ્યાકરણ—**

वरिवर्ति (શ્લો૦ ૧), उज्ञावटीति (શ્લો૦ ૧૩), वर्वर्ति (શ્લો૦ ૧૮), चरिक्रति (શ્લો૦ ૨૫), त्वयका (શ્લો૦ ૨૬), तके (શ્લો૦ ૪૨) ઇત્યાદિ રૂપો આ કાવ્યમાં નજરે પડે છે. વિશેષમાં तालायमान (શ્લો૦ ૩), रसितुं (શ્લો૦ ૧૧) निष्कृष्णवर्त्म (શ્લો૦ ૧૬), निजगवां (શ્લો૦ ૧૭), गुणचणाः (શ્લો૦ ૧૫) અને ओत्वात्वत्रः (શ્લો૦ ૩૪) એ રૂપો તો વ્યાકરણ-સિદ્ધ છે એમ સિદ્ધ કરવા ટીકાકારે પ્રયાસ કર્યો છે.

**છંદ અને અલંકાર—**

આ સમસ્ત કાવ્ય **શ્રીમાનતુંગસૂરિએ** રચેલા **ભક્તામર** સ્તોત્રની પાદપૂર્તિરૂપ હોવાથી તે 'વસંતતિલકા' વૃત્તમાં રચવામાં આવ્યું છે તેમજ તેમાં પાદ-પૂર્તિરૂપ અલંકાર મુખ્ય છે, જોકે અર્થાન્તર-ન્યાસ, વ્યતિરેક ઇત્યાદિ અલંકારો પણ તેમાં દૃષ્ટિ-ગોચર થાય છે.

વળી બારમા અને તેરમા શ્લોકમાં અનેક અવ્યયોનું અસ્તિત્વ, સોળમા શ્લોકમાં 'निर्' અવ્યયનો અનેક વાર કરવામાં આવેલો પ્રયોગ તેમજ એ શ્લોકનો ભાવ, વળી ઉપમાન અને ઉપમેય બન્નેને લાગૂ પડતાં પદોથી અલંકૃત ૧૭ મા, ૧૮ મા, ૨૮ મા, ૩૯ મા તથા ૪૪ મા શ્લોકો અને તેમાં ખાસ કરીને ૩૯મો શ્લોક એ આ કાવ્યમાંના અલંકારની વિશેષતા સચવે છે.

## નેમિ-ભક્તામરની સમીક્ષા

**નામ—**

આ કાવ્યના કર્તાએ અવતરણના દ્વિતીય પદ્યમાં સૂચવ્યા મુજબ એનું નામ **નેમિ-સંબોધન** છે, પરંતુ જે **ભક્તામર**-સમસ્યાના કાવ્યમાં જે તીર્થંકરના ગુણ-ગાનો હોય, તે તીર્થંકરનું **ભક્તામર** સાથે નામ જોડીને તે કાવ્યનું તે નામ રાખવા મને અભિલાષા થવાથી અને તેમ કરવું અનુચિત નહિ લાગવાથી મેં તે કાવ્યનું તેવું નામ રાખ્યું છે. આ વાતની આ વિભાગમાં આપેલાં બે કાવ્યોનાં નામો સાક્ષી પૂરે છે.

**વિષય—**

**રાજીમતી**ની સાથે લગ્ન-ગાંઠથી જોડાવાને માટે **નેમિનાથ** પ્રભુ શ્રીકૃષ્ણ પ્રમુખ યાદવોની સાથે લગ્ન-મંડપ સુધી આવી તોરણેથી પોતાનો રથ પાછો ફેરવી જાય છે તે પ્રસંગથી આ કાવ્યનો પ્રારમ્ભ કરવામાં આવ્યો છે. તેમાં વિરહિણી **રાજીમતી**ના ઉદ્‌ગારો એ આ કાવ્યનો મુખ્ય વિષય છે.

**છંદ અને અલંકાર—**

આ કાવ્ય છંદની બાબતમાં તો **વીર-ભક્તામરને** મળતું આવે એ દેખીતી વાત છે. વળી પાદ-પૂર્તિરૂપ અલંકાર પણ આ બંને કાવ્યોમાં મુખ્ય અલંકારરૂપ છે એ પણ કંઇ નિવેદન કરવાની જરૂર રહેતી નથી.

**વ્યાકરણ—**

આ કાવ્યમાં કોઇ પણ સ્થળે વ્યાકરણના નિયમોનો ભંગ થયેલો જોવામાં આવતો નથી. છતાં એટલું તો ઉમેરવું પડશે કે દશમા પદ્યના ત્રીજા ચરણમાં ' च ' અને ' इति ' ની સંધિ કરવામાં આવી નથી તે વાસ્તવિક નથી એમ કોઇને ભાસે. આનું વ્યાકરણ-દૃષ્ટિએ સમાધાન કરવામાં આવે તે પૂર્વે મહર્ષિ **ભર્તૃહરિ**એ રચેલા નિમ્ન-લિખિત પદ્ય તરફ દૃષ્ટિપાત કરવો અનુચિત નહિ ગણાય.

" यां चिन्तयामि सततं मयि सा विरक्ता ।
... ... ... ... ...
... ... ... ... ...
धिक् त्वां च तं च मदनं च इमां च मां च ॥१॥"

આ પદ્યના ચતુર્થ ચરણમાં ' च ' અને ' इमा ' ની સંધિ કરવામાં આવી નથી. આ પ્રમાણે સંધિ નહિ કરવાથી વ્યાકરણના નિયમનો ભગ થાય છે કે નહિ તે સંબંધમાં નીચેનો શ્લોક દિવ્ય પ્રકાશ પાડે છે.—

" संहितैकपदे नित्या, नित्या धातूपसर्गयोः ।
नित्या समासे वाक्ये तु, सा विवक्षामपेक्षते ॥१॥"

આ ઉપરથી જોઇ શકાય છે કે એક પદમાં, ધાતુ અને ઉપસર્ગના સંબધમાં તેમજ સમાસમાં સંધિ કરવીજ જોઇએ; પરંતુ વાકયમાં સંધિ કરવી કે નહિ કરવી તે વિવક્ષાના ઉપર આધાર રાખે છે. આથી આ કાવ્ય દૂષિત નથી એમ સિદ્ધ થાય છે. વળી આ સંબંધમાં **સિદ્ધ-હૈમનું** નીચે મુજબનું સૂત્ર—

" **ह्रस्वोऽपदे वा** " ( અ૦ ૧, પા૦ ૨, સૂ૦ ૨૨ )

પણ આ વાતની સાક્ષી પૂરે છે.

## વીર-ભક્તામર અને નેમિ-ભક્તામરની તુલના

આ બંને કાવ્યો **શ્રીમાનતુંગસૂરિ**એ રચેલા **ભક્તામર-સ્તોત્ર**ના પ્રત્યેક પદ્યના અંતિમ ચરણની છાયા (પાદ-પૂર્તિ)રૂપ હોવાથી તે બનેમાં ૪૪ પદ્યો છે. પરંતુ **વીરભક્તામર**માં તેના કર્તા

૧ સરખાવો—

" **ताम्बूलस्य इमे त्रयोदश गुणाः संसारिणां दुर्लभाः** "

—શ્રીચન્દ્રકુમાર યાને આનન્દમન્દિર ( પૃ૦ ૧૨૧ )

ઉપાધ્યાય શ્રી**ધર્મવર્ધન**ગણિએ પોતાના ગુરૂના નામનો તેમજ તેમણે આ કાવ્ય કઇ સાલમાં રચ્યું તે સૂચવનારો એક શ્લોક અંતમાં આપ્યો છે એ વિશેષતા છે.

આ બંને કાવ્યો સ્વોપજ્ઞ ટીકાથી અલંકૃત છે. **વીર-ભક્તામર**ની ટીકા જોતાં એ સહજ જોઇ શકાય છે કે એ ટીકામાં અમુક રૂપો વ્યાકરણથી સિદ્ધ છે એ બતાવવા પ્રયાસ કરવામાં આવ્યો છે, જ્યારે **નેમ-ભક્તામર**ની ટીકા તરફ દૃષ્ટિ-પાત કરતાં એમ માલૂમ પડે છે કે તેમાં એકના એક પદ્યમાંથી જેટલા અર્થો થઇ શકે તેટલા સૂચવવા પ્રયાસ થયો છે.

વિશેષમાં **વીર-ભક્તામર**ના ચોથા ચરણમાંથી તો મૂળ **ભક્તામર**ના ચતુર્થ ચરણના અર્થનોજ ધ્વનિ નીકળે છે, જ્યારે **નેમ-ભક્તામર**માં તો તે ચરણનો અન્ય રીતે પદચ્છેદ કરી નવીન અર્થ પણ કેટલીક વાર સૂચવવામાં આવ્યો છે. વળી જેમ **વીર-ભક્તા-મર**માં એક સ્થળે ( સોળમા પદ્યમાં ) મૂળ **ભક્તામર**ના સંપૂર્ણ પદ્યનો સંપૂર્ણ ભાવ નજરે પડે છે, તેવી હકીકત **નેમિ-ભક્તામર**ને પણ લાગૂ પડે છે એટલુંજ નહિ, પરંતુ મૂળ **ભક્તામર**નો સંપૂર્ણ ૧૧ મો શ્લોક 'जनस्य'ને બદલે ' मदीय ' એટલાજ ફેરફાર સાથે દૃષ્ટિ-ગોચર થાય છે.

આ બંને કાવ્યોનો વિષય તીર્થંકરના ગુણો ગાવાનો છે. **વીર-ભક્તામર**માં તો જૈનોના ચોવીસમા અને આ અવસર્પિણીની અપેક્ષાએ અન્તિમ તીર્થંકરનું લગભગ સંપૂર્ણ જીવન આલેખવામાં આવ્યું છે, જ્યારે **નેમિ-ભક્તામર**માં તો આ અવસર્પિણીમાં થઇ ગયેલા અખંડ બ્રહ્મચારી બાવીસમા તીર્થંકરના લગ્ન-પ્રસંગથી માંડીને તેમના જીવન-ચરિત્રની રૂપરેખા દોરવામાં આવી છે. ચોવીસ તીર્થંકરોમાં આ બે તીર્થંકરો પ્રથમ તીર્થંકર શ્રી**ઋષભદેવ,** સોળમા તીર્થંકર શ્રી**શાન્તિનાથ** અને ત્રેવીસમા તીર્થંકર શ્રી**પાર્શ્વનાથ**ની જેમ વિશેષ લોક-પ્રિય છે.

આ બંને કાવ્યો પૈકી **વીર-ભક્તામર**નું ' રાજ્યર્દ્ધિવૃદ્ધિ' એવુ અપર નામ છે, જ્યારે એવું નામ **નેમિ-ભક્તામર**નું આપવામાં આવ્યું નથી. પરંતુ તેનું કારણ દેખીતું છે; કેમકે જો આ કાવ્યને એવી રીતે ઓળખાવવા તેના કર્તાએ વિચાર રાખ્યો હોત, તો તે કાવ્ય 'ભક્તામર' પદથી શરૂ ન કરતાં અન્ય કોઇ પદથી શરૂ કરવું જોઇતું હતું. કેમકે આ પદથી શરૂ કરવાથી તો તેનું 'ભક્તામર' એવું નામ રાખવું પડત અને તેમ થતાં મૂળ કાવ્ય અને સમસ્યારૂપ કાવ્યની ભિન્નતા દૃષ્ટિ-ગોચર થાત નહિ.

### શ્રીધર્મવર્ધનગણિની કૃતિઓ—

આ કવીશ્વરે **વીર-ભક્તામર** રચ્યું છે એ તો આ ગ્રન્થ ઉપરથી જોઇ શકાય છે. આ ઉપરાંત **જૈન ગ્રન્થાવલી** (પૃ૦ ૨૩૪) ઉપરથી જોઇ શકાય છે તેમ તેમણે એક હજાર શ્લોક જેટલું **શ્રેણિક-ચરિત્ર** ગદ્યમાં લખ્યું છે. આ સિવાય તેમણે કોઇ અન્ય ગ્રન્થ રચ્યો હોય એમ જાણવામાં આવ્યું નથી.

### શ્રીભાવપ્રભસૂરિની કૃતિઓ—

આ કવિરાજે **નેમિ-ભક્તામર** રચ્યું છે એ વાતની તો આ ગ્રન્થ સાક્ષી પૂરે છે. વિશેષમાં જૈન ગ્રન્થાવલીમાં નિર્દેશ કર્યા મુજબ તેમણે સં૦ [illegible] માં કલ્યાણમંદિરના ચતુર્થ ચરણની

પાદ-પૂર્તિરૂપ તેમજ સ્વોપજ્ઞ ટીકાથી અલંકૃત એક કાવ્ય રચ્યું છે. (આને **અભિનવ**-કલ્યાણ-**મંદર** તેમજ **જૈનધર્મવરસ્તોત્ર** તરીકે પણ ઓળખવામાં આવે છે. આ બંનેને **જૈન ગ્રન્થાવલી**માં જૂદા ગણવામાં આવ્યા હોય એમ લાગે છે, પરંતુ તેમ કરવામાં આવ્યુ હોય તો તે ખોટું છે. વળી **શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાલા** તરફથી પ્રસિદ્ધ થયેલા **જૈનસ્તોત્રસંગ્રહ**ના પ્રથમ ભાગમાં આ કાવ્યનું **જૈનધર્મવરસંસ્તવન** એવું નામ રાખવામાં આવ્યું છે.)

આ ઉપરાંત ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય **શ્રીયશોવિજયે** રચેલા [2]**પ્રતિમાશતક** ઉપર ( વિ. સં. [3]૧૭૯૩ માં ) [4]લઘુવૃત્તિ તેમજ તેમણે રચેલા **નયોપદેશ** ઉપર અવચૂરિ તથા શ્રી**પાર્શ્વચન્દ્ર**કૃત [6]**મહાવીર-સ્તોત્ર** ઉપર વૃત્તિ આ સરિજીએ રચી છે. વળી **પ્રતિમાશતક**ની પ્રસ્તાવનામાં નિવેદન કર્યા મુજબ તેમણે માતૃકા-પ્રકરણ પણ રચ્યું છે. સં. ૧૭૯૨માં રચેલી **હુતાશિની કથા** તથા ૭ પત્રની **પર્યુષણ-અઠ્ઠાઇ–વ્યાખ્યા** એ પણ **જૈન ગ્રન્થાવલી** અનુસાર તેમની કૃતિઓ છે.

### શ્રીધર્મવર્ધનગણિ અને શ્રીભાવપ્રભસૂરિનાં જીવન-ચરિત્રો—

શ્રી**ધર્મવર્ધન**ગણિના સંબંધમાં તેમણે રચેલા **વીર-ભકતામર**ના અન્તિમ શ્લોક ઉપરથી જોઇ શકાય છે તેમ આ કાવ્યની રચના તેમણે સં૦ ૧૭૩૬માં કરી હતી અને શ્રી**વિજય**હર્ષવાચક એ તેમના ગુરૂ થતા હતા. આ ઉપરાંત તેમના જીવન ઉપર વિશેષ પ્રકાશ પાડનાર કોઇ સાધન મારા જોવામાં આવ્યું નથી એટલે તે સંબંધમા હું વધારે લખી શકતો નથી.

---

૧ આ સ્વોપજ્ઞ ટીકા યુક્ત કાવ્યની એક પ્રતિ મને શ્રીમાન્ જીવણચંદ મારફતે મુનિવર્ય **હંસવિજયજી** તરફથી મળી છે. હાલમાં હુ આ પ્રતિની પ્રેસ-કૉપી તૈયાર કરી રહ્યો છું. **આગમોદયસમિતિ** દ્વારા તે બહાર પાડવામા આવનાર છે.

૨ આ ગ્રન્થ ( લઘુવૃત્તિ સહિત ) શ્રીજૈનઆત્માનન્દસભા તરફથી વિ. સં. ૧૯૭૧માં પ્રસિદ્ધ થયેલ છે.

૩ સરખાવો **પ્રતિમાશતક**ની અન્તમાં આપેલી ટીકાકારની પ્રશસ્તિ—

"ત્ર્યઙ્કાશ્વભૂમિતિ ( १७९३ ) वर्षे, माघशुक्लाष्टमीतिथौ ।
वारे देवगुरौ जाता, पूर्णेय वृत्तिरुत्तमा ॥१॥"

૪ આ લઘુવૃત્તિ સૂરિજીએ પોતાના શિષ્ય **જ્યોતીરત્ન**ને માટે રચી હતી એ વાત એના અન્તમાં આપેલા નિમ્ન-લિખિત ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ જોઇ શકાય છે.

"इति श्रीमत्पूर्णिमागच्छीयभट्टारकश्री**भावप्रभ**सूरिसमुद्धृता ' प्रतिमाशतक 'लघुवृत्तिरियं शिष्यज्योतीरत्नस्य हेतवे सम्पूर्णा."

૫ સરખાવો—

"स्मृत्वा श्रीशारदामत्र, श्री**भावप्रभ**सूरिभिः ।
स्मृत्यर्थं लिख्यते कश्चित्, पर्यायो ह्यस्य वृत्तितः ॥ १ ॥"

૬ આ સ્તોત્ર તેમજ તેની વૃત્તિ **શ્રીયશોવિજય જૈન સંસ્કૃત પાઠશાલા** ( મહેસાણા ) તરફથી પ્રસિદ્ધ થયેલા **શ્રીસ્તોત્ર-રત્નાકર**ના દ્વિતીય વિભાગમાં છપાયેલાં છે.

૭ **જાતક-દીપિકા** નામનો ગ્રન્થ તેમજ ( સ૦ ૧૭૬૫માં ) તેની વૃત્તિ રચનારા તરીકે જે **હર્ષવિજય**નો **જૈન ગ્રન્થાવલી**માં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે આજ છે કે કેમ તે તેની પ્રતિ જોયા વિના નિવેદન કરી શકાય તેમ નથી.

આવીજ રીતે **નેમિ-ભક્તામર**ના અન્તિમ પદ્ય તેમજ તેની ટીકામાં તેના કર્તા **શ્રીભાવપ્રભ-સૂરિ** સૂચવે છે તેમ તેઓ સરિ થયા તે પૂર્વે તેઓ 'ભાવરત્ન'ના નામથી ઓળખાતા હતા. પાછળથી તેમણે સૂરિ-પદ પ્રાપ્ત કર્યું ત્યારે તેમનું 'ભાવપ્રભ' એવું નામ રાખવામાં આવ્યું હતું. વિશેષમાં આ સમયે શ્રીમાલિના વીર વંશરૂપ કમલને વિષે રાજહંસના સમાન એવા તથા **રામા** નામની માતાની કુક્ષિમાં ઉત્પન્ન થયેલા તેમજ **જયતસી** નામના પિતાના પુત્ર શ્રી**તેજસી** શ્રેષ્ઠીએ સૂરિ-પદનો મહોત્સવ કર્યો હતો.[1]

**મહિમાપ્રભ** મુનિરાજના શિષ્યવર્ય આ **ભાવપ્રભસૂરિજી** પૂર્ણિમા ગચ્છના હતા તેમજ તેમને **ભાણુરત્ન** નામના શિષ્ય હતા એ વાત **જૈનધર્મવરસ્તોત્ર** નામના સ્વોપજ્ઞ ટીકાથી અલંકૃત કાવ્યની પ્રતિના અન્તિમ ઉલ્લેખ ઉપરથી જોઇ શકાયછે. વળી તેમને **જ્યોતીરત્ન** નામના પણ એક શિષ્ય હતા એ વાત **પ્રતિમાશતક**ની લઘુવૃત્તિના અંતમાં આપેલા ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય છે (જુઓ નવમા પૃષ્ઠ ઉપરની ચોથી ટિપ્પણી). આ ઉપરાંત તેમના સંબંધમાં પણ વિશેષ માહિતી મને મળી શકી નથી એટલે આ બંને કવીશ્વરોને પ્રણામ કરવા પૂર્વક હું આ ઉપોદ્‌ઘાત પૂર્ણ કરૂં છું.

મુંબાઇ.
વિક્રમ સંવત્ ૧૯૮૨.

હીરાલાલ રસિકદાસ કાપડિયા.



---

૧ સરખાવો **પ્રતિમાશતક**ની લઘુવૃત્તિની પ્રશસ્તિઃ—

" श्रीश्रीमालिभुवीरवंशकमले श्रीराजहंसोपमो
रामाकुक्षिसमुद्भवो **जयतसी** देहाङ्गजो दीप्तिमान् ।
जातो योऽखिलसाधुकारतिलकः श्री**तेजसी**श्रेष्ठिराट्
तेन श्राद्धवरेण यत्पदमहो द्रव्यव्ययैर्निर्मितः ॥ १ ॥"

## વિષય-સૂચી

---

## નેમિ-ભક્તામર





# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| *(૧) | ૪ | ×શ્રીાગરનાર | શ્રીગિરિનાર |
| (૧) | ૧૧ | ચતુર્વિંશતિકાને | ચતુર્વિંશતિકાને |
| (૨) | ૨૩ | ।વજયદાનસૂરિજી | વિજયદાનસૂરિજી |
| (૪) | ૩૨ | પ્રમથ | પ્રથમ |
| (૫) | ૬ | પાદ-પતિ'રૂપ | પાદ-પૂર્તિ'રૂપ |
| (૬) | ૨૪ | ×સચવે | સૂચવે |
| (૬) | ૩૧ | પૂરે | પૂરે |
| (૭) | ૧૩ | ×ભતૃહરિએ | ભર્તૃહરિએ |
| (૮) | ૮ | નોમ-ભક્તામરમાં | નેમિ-ભક્તામરમાં |
| (૮) | ૧૮ | શ્રીપાશ્વનાથની | શ્રીપાર્શ્વનાથની |
| (૮) | ૩૨ | કલ્યાણ-મ ાદરના | કલ્યાણ-મંદિરના |
| ૨ | ૩૧ | રાંજ્ય० | રાજ્ય० |
| ૨ | ૩૧ | સંપાત્ત | સંપત્તિ |
| ૩ | ૪ | શ્રીવધમાન | શ્રીવર્ધમાન |
| ૪ | ૨ | ચક્રવર્તાં | ચક્રવર્તી |
| ૫ | ૩૪ | રાવણ | જરાસંઘ |
| ૬ | ૩ | શન્યજ | શત્રુંજય |
| ૬ | ૯ | અગ્નિભાતિ | અગ્નિભૂતિ |
| ૭ | ૧૯ | ઇન્દ્રભાત | ઇન્દ્રભૂતિ |
| ૮ | ૮ | પૃતિ'રૂપ | પૂર્તિ'રૂપ |
| ૯ | ૩૫ | શ્રીહેમચન્દ્રસરિ | શ્રીહેમચન્દ્રસૂરિ |
| ૧૧ | ૮ | ધાર્મં | ધીર્મં |
| ૧૧ | ૨૯ | ઉદેશ | ઉદ્દેશ |
| ૧૩ | ૫ | નીચેના | વોપદેવકૃત કવિકલ્પ-દ્રુમને નીચેના |
| ૧૩ | ૯ | સુત્રની | સૂત્રની |
| ૨૪ | ૭ | परवन्दनाय | पदवन्दनाय |
| ૨૪ | ૧૯ | मत्या | मत्वा |
| ૨૮ | ૪ | त्वत्तल्यरूपो | त्वत्तुल्यरूपो |
| ૨૮ | ૩૩ | ।નયુંક્તની | નિર્યુક્તિની |
| ૨૯ | ૯ | चक्षुरिव | चक्षुरिव |
| ૨૯ | ૧૭ | तुल्यं | तुल्यमिव |
| ૨૯ | ૨૧ | इव पाण्डु-पलाश-कल्पं | पाण्डु-पलाश-कल्पं इव |
| ૨૯ | ૨૩ | અતિશ | અતિશય |
| ૨૯ | ૨૪ | અજ્ઞાનને ષે | અજ્ઞાનને વિષે |
| ૩૦ | ૧૨ | ।મથ્યાત્વીઓનું | મિથ્યાત્વીઓનું |
| ૩૧ | ૮ | प्राणिनां (नो) जी-वानामिति (निति) | प्राणिनां( तं ) जीवानामिति |
| ૩૨ | ૬ | જેવું | જેવું |
| ૩૩ | ૧૭ | પ્રાણીને દેહ | પ્રાણી-દેહી |
| ૩૮ | ૧૩ | પ્રભુના | પ્રભુની |
| ૩૮ | ૩૧ | ઘટડામાં | ઘુટડામાં |
| ૪૨ | ૨૭ | .जैनं | जैत्रं |
| ૪૩ | ૩૨ | नृत्तै | नृत्यै |
| ૪૭ | ૨૮ | વિભુષિત | વિભૂષિત |
| ૬૦ | ૪ | પૂર્વના | પૂર્વના |
| ૬૦ | ૫ | પૂર્વને | પૂર્વને |
| ૬૦ | ૧૭ | પહેલું પૂર્વ | પહેલું પૂર્વ |
| ૬૮ | ૮ | વશની | વંશની |
| ૭૨ | ૧૧ | ध्रवस्य | ध्रुवस्य |
| ૭૭ | ૩૦ | ચારત્ર | ચરિત્ર |
| ૭૭ | ૩૩ | ઉચ્ખલ | ઉચ્છૃંખલ |
| ૭૮ | ૩૦ | રત્નની | સુવર્ણની |
| ૭૯ | ૧૪ | न च (?) | तव |
| ૭૯ | ૧૬ | शमता | शमतां |
| ૮૫ | ૩ | સક્ષ્મ | સૂક્ષ્મ |
| ૮૫ | ૪ | અવ | અર્ધ |
| ૮૭ | ૩ | પ્રભુનુ | પ્રભુનું |
| ૯૦ | ૨૭ | શત્રઓને | શત્રુઓને |
| ૯૧ | ૨૦ | ०मित्यथः | ०मित्यर्थः |
| ૯૨ | ૨૦ | तद्वत्तिश्च | तद्वृत्तिश्च |
| ૯૫ | ૩૪ | ભાડાર | ભણ્ડાર |
| ૯૮ | ૩ | कन्या | कन्यां |
| ૯૮ | ૨૭ | દીયેર | દીયર |
| ૧૦૫ | ૮ | आगम | आगमः |
| ૧૦૫ | ૩૮ | જીવાભગમ | જીવાભિગમ |
| ૧૦૬ | ૩૪ | માગ | મારા |
| ૧૦૯ | ૨૯ | કાલદાસે | કાલિદાસે |
| ૧૧૦ | ૧૧ | ०मपैति | ०मुपैति |
| ૧૧૨ | ૨૨ | વિકાસત | વિકસિત |
| ૧૧૬ | ૧૩ | માચવી | મીચવી |

* પ્રસ્તાવના તથા ઉપોદ્ઘાતનાં પૃષ્ઠો કૌંસમાં આપેલાં છે.

× િ તેમજ ૢ એ બે બીબાંઓ છપાતી વેળા ખંડિત થઇ જવાથી આવી અશુદ્ધિઓ ઉપસ્થિત થઇ છે. રેફનાં તેમજ અનુસ્વારનાં બીબાં અક્ષરથી જુદાં હોવાથી કેટલીક વાર તે તદ્દન ઊડી ગયાં છે.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૭ | ૩૪ | શત્ર | શત્રુ |
| ૧૨૨ | ૨૮ | લઘ | લઘુ |
| ૧૨૪ | ૧૨ | नमे | नेमे |
| ૧૨૭ | ૧૮ | સમાાધ | સમાધિ |
| ૧૩૦ | ૨૯ | સમરત | સમસ્ત |
| ૧૩૧ | ૩૧ | લોકાક્તિ | લોકોક્તિ |
| ૧૩૬ | ૩૬ | અષ્ર પ્રવચન | અષ્ટ પ્રવચન |
| ૧૪૦ | અત્ર આપેલી ટિપ્પણી ૧૩૯ મા પાના ઉપર જોઇએ. | | |
| ૧૪૧ | ૩ | પદ્યોની | પદ્યોની |
| ૧૪૩ | ૨૨ | एवंविधमपि अफल-कारण० | 'एवंविधस्यापि अफलताया कारण०' इति प्रतिभाति |
| ૧૪૪ | ૨૪ | રથાનની | સ્થાનની |
| ૧૪૯ | ૩ | આધકાર | અધિકાર |
| ૧૪૯ | ૭ | जायपत्यो० | जायापत्यो०· |
| ૧૪૯ | ૮ | सयागो | संयोगो |
| ૧૫૦ | ૧૦ | આધકાર | અધિકાર |
| ૧૫૩ | ૩૫ | दुर्धेरेति | दुर्धरेति |
| ૧૫૪ | ૨૯ | ાવશદ | વિશદ |
| ૧૫૯ | ૧૭ | दीक्षा | दीक्षां |
| ૧૬૦ | ૧૪ | ાનઃસીમ | નિઃસીમ |
| ૧૬૩ | ૨૫ | इक्षा | इक्षां |
| ૧૭૩ | ૬ | शोच्य | शोच्यां |
| ૧૮૦ | ૪ | શ્રીાગારનાર | શ્રીગિરિનાર |
| ૧૮૩ | ૪ | શ્રીાવનયવિજયજી | શ્રીવિનયવિજયજી |
| ૧૮૩ | ૧૭ | પર્ણ | પૂર્ણ |
| ૧૮૩ | ૧૮ | શ્રીભાવપ્રભસુરિએ | શ્રીભાવપ્રભસૂરિએ |
| ૧૮૩ | ૨૧ | ચિન્તામા | ચિન્તામ— |
| ૧૮૩ | ૨૨ | અનેકાર્થકોશને– | અનેકાર્થકોશનો |





(१)

उपाध्यायश्रीधर्मवर्धनगणिविरचितम्

# ॥ वीरभक्तामरम् ॥

( 'राज्यर्द्धिवृद्धि'इत्यपरनामकम् )



अथ वीरप्रभोः पूर्वभवोल्लेखस्तन्नामसार्थकता च—

राज्यर्द्धिवृद्धिभवनाद् भवने पितृभ्यां
श्री'वर्धमान' इति नाम कृतं कृतिभ्याम् ।
यस्याद्य शासनमिदं वरिवर्ति भूमा-
वालम्बनं भवजले पततां जनानाम् ॥ १ ॥—[1]वसन्ततिलका

श्री'आर्षभिः' प्रणमति स्म भवे तृतीये
गर्भस्थितं तु मघवाऽस्तुत सप्तविंशे ।
यं 'श्रेणिका'दिकनृपा अपि तुष्टुवुश्च
स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥ २ ॥—युग्मम्

अथ तृतीयकाव्ये श्रीभगवतो महावीरस्वामिनो बलाधिक्यमाह—

'वीर !' त्वया विदधताऽऽमलिकीं सुलीलां
बालाकृतिश्छलकृदारुरुहे सुरो यः ।
तालायमानवपुषं त्वदृते तमुच्च-
मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ॥ ३ ॥

अथ चतुर्थकाव्येन श्रीभगवतो विद्याधिक्यमाह—

शक्रेण पृष्टमखिलं त्वमुवक्थ यत् तद्
जैनेन्द्रसंज्ञकमिहाजनि शब्दशास्त्रम् ।

---

१ अन्यानि सर्वाण्यपि पद्यानि वसन्ततिलकाच्छन्दसि वर्तन्ते ।

तस्यापि पारमुपयाति न कोऽपि बुद्धया
को वा तरीतुमलमम्बुनिधिं भुजाभ्याम् ? ॥ ४ ॥

उपदेशाधिक्यमाह—

धर्मस्य वृद्धिकरणाय जिन ! त्वदीया
प्रादुर्भवत्यमलसद्गुणदायिनी गौः ।
पेयूषपोषणपरा वरकामधेनु-
र्नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ? ॥ ५ ॥

कर्मक्षये भगवतो नाम्नो माहात्म्यमाह—

छिद्येत कर्मनिचयो भविनां यदाशु
त्वन्नामधाम किल कारणमीश ! तत्र ।
कण्ठे पिकस्य कफजालमुपैति नाशं
तच्चारुचूतकलिकानिकरैकहेतुः ॥ ६ ॥

भगवता मिथ्यात्वं हतं, तदन्यदेवेषु स्थितमित्याह—

'देवार्य'देव ! भवता कुमतं हतं तन्-
मिथ्यात्ववस्तु सततं शतशः सुरेषु ।
संतिष्ठतेऽतिमलिनं गिरिगह्वरेषु
सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥ ७ ॥

भगवतो नाम्न आधिक्यमाह—

त्वन्नाम 'वीर'इति देव ! सुरे परस्मिन्
केनापि यद्यपि धृतं न तथापि शोभाम् ।
प्राप्नोत्यमुत्र मलिने किमृजीषपृष्ठे
मुक्ताफलद्युतिमुपैति ननूदबिन्दुः ? ॥ ८ ॥

भगवतो ज्ञानोत्पत्तिविशेषमाह—

ज्ञाने जिनेन्द्र ! तव केवलनाम्नि जाते
लोकेषु कोमलमनांसि भृशं जहर्षुः ।

प्रद्योतने समुदिते हि भवन्ति किं नो
पद्माकरेषु जलजानि विकाशभाञ्जि ? ॥ ९ ॥

सेवके उपकारविशेषमाह—

वादाय देव ! समियाय य 'इन्द्रभूति-'
स्तस्मै प्रधानपदवीं प्रददे स्वकीयाम् ।
धन्यः स एव भुवि तस्य यशोऽपि लोके
भृत्याऽऽश्रितं य इह नाऽऽत्मसमं करोति ॥ १० ॥

भगवतो वचनमाधुर्यमाह—

गोक्षीरसत्सितसिताधिकमृ(मि)ष्टमिष्ट-
माकर्ण्य ते वच इहेप्सति नो परस्य ।
पीयूषकं शशिमयूखविभं विहाय
क्षारं जलं जलनिधे रसितुं क इच्छेत् ? ॥ ११ ॥

भगवतो रूपाधिक्यमाह—

अङ्गुष्ठमेकमणुभिर्मणिजैः सुरेन्द्रा
निर्माय चेत् तव पदस्य पुरो धरेयुः ।
पूष्णोऽग्र उल्मुकमिवेश ! स दृश्यते वै
यत् ते समानमपरं न हि रूपमस्ति ॥ १२ ॥

भगवद्दर्शने मिथ्यात्वं नोद्घटतीत्याह—

उज्जाघटीति तमसि प्रचुरप्रचारं
मिथ्यात्विनां मतमहो न तु दर्शने ते ।
काकारिचक्षुरिव वा न हि चित्रमत्र
यद् वासरे भवति पाण्डुपलाशकल्पम् ॥ १३ ॥

कषायभङ्गे भगवतो बलवत्त्वमाह—

वन्या द्विपा इव सदैव कषायवर्गा
भञ्जन्ति नूतनतरूनिव सर्वजन्तून् ।

सिंहातिरेकतरसं हि विना भवन्तं
कस्तान् निवारयति सञ्चरतो यथेष्टम् ? ॥ १४ ॥

उपसर्गसहने भगवतो दृढतां दर्शयन्नाह—

द्विट्'सङ्गमे'न महतामुपसर्गकाणां
या विंशतिस्तु ससृजे जिन ! नक्तमेकम् ।
चित्तं चचाल न तया तव झञ्झया तु
किं मन्दराद्रिशिखरं चलितं कदाचित् ? ॥ १५ ॥

भगवानपूर्वदीपोऽस्तीत्याह—

निःस्नेह ! निर्दश ! निरञ्जन ! निःस्वभाव !
निष्कृष्णवर्त्म ! निरमत्र ! निरङ्कुशेश ! ।
नित्यद्युते ! गतसमीरसमीरणात्र
दीपोऽपरस्त्वमसि नाथ ! जगत्प्रकाशः ॥ १६ ॥

अथ सूर्यादप्यतिशयवान् भगवानित्याह—

विस्तारको निजगवां तमसः प्रहर्ता
मार्गस्य दर्शक इहासि च सूर्य एव ।
स्थाने च दुर्दिनहतेः करणाद् विजाने
सूर्यातिशायिमहिमाऽसि मुनीन्द्र ! लोके ॥ १७ ॥

अथ चन्द्रादपि त्वद्यशोऽधिकमित्याह—

प्रह्लादकृत् कुवलयस्य कलानिधानं
पूर्णश्रियं च विदधच्च यशस्त्वदीयम् ।
वर्वर्ति लोकबहुकोकसुखंकरत्वाद्
विद्योतयज्जगदपूर्वशशाङ्कबिम्बम् ॥ १८ ॥

भगवता ( यत् ) सांवत्सरिकं दानं दत्तं तदाह—

यद् देहिनां जिनवराब्दिकभूरिदानै-
र्दौःस्थ्यं हृतं हि भवता किमु तत्र चित्रम् ? ।

दुर्भिक्षकष्टदलनात् क्रियते सदौप-
कार्ये कियज्जलधरैर्जलभारनम्रैः ? ॥ १९ ॥

भगवच्चरणदर्शने फलाधिक्यमाह—

यादृक् सुखं भवति ते चरणेऽत्र दृष्टे
तादृक् परर्भुवदनेऽपि न देहभाजाम् ।
प्राप्ते यथा सुरमणौ भवति प्रमोदो
नैवं तु काचशकले किरणाकुलेऽपि ॥ २० ॥

भक्तो भगवत्सेवां प्रार्थयन्नाह—

एवं प्रसीद जिन ! येन सदा भवेऽत्र
त्वच्छासनं लगति मे सुमनोहरं च ।
त्वत्सेवको भवति यः स जनो मदीयं
कश्चिन्मनो हरति नाथ ! भवान्तरेऽपि ॥ २१ ॥

जिनस्य भामण्डलम्—

भामण्डलं जिन ! चतुर्मुख ! दिक्चतुष्के
तुल्यं चकासदवलोक्य सभा व्यमृक्षत् ।
सूर्ये समा अपि दिशो जनयन्ति किं वा
प्राच्येव दिग् जनयति स्फुरदंशुजालम् ? ॥ २२ ॥

लोकैर्यः शिवः शिव इति ध्यायते स भगवानेवेत्याह—

शम्भुर्गिरीश इह दिग्वसनः स्वयम्भू-
र्मृत्युञ्जयस्त्वमसि नाथ ! महादिदेवः ।
तेनाम्बिका निजकलत्रमकारि तत् त्वन्-
नान्यः शिवः शिवपदस्य मुनीन्द्र ! पन्थाः ॥ २३ ॥

सर्वशास्त्राध्ययनादपि सम्यक्त्वमधिकमिति दर्शयन्नाह–

जानन्ति यद्यपि चतुर्दश चारु विद्या
देशोनपूर्वदशकं च पठन्ति सार्थम् ।

सम्यक्त्वमीश ! न धृतं तव नैव तेषां
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥ २४ ॥

पुरुषोत्तमोऽयं वीर एवेत्याह—

नृणां गणा गुणचणाः पतयोऽपि तेषां
ये ये सुराः सुरवराः सुखदास्तकेऽपि ।
कृत्वाऽञ्जलिं जिन ! चरिक्रति ते स्तुतिं तद्
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥ २५ ॥

संसारसागरशोषकाय प्रणामः—

रोगा झषा बहुमहामकराः कषाया-
श्चिन्तैव यत्र वडवाग्निरसातमम्भः ।
वार्धिर्भवः सर इव त्वयका कृतस्तत्
तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥ २६ ॥

भगवद्दर्शनालाभे विडम्बना—

यद् यस्य तस्य च जनस्य हि पारवश्य-
मावश्यकं जिन ! मया वरिवस्ययाऽऽसम् ।
तत् तर्कयामि बहुमोहतया मया त्वं
स्वप्नान्तरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥ २७ ॥

स्तनन्धयस्य भगवतो रूपस्वरूपमाह—

रम्येन्द्रनीलरुचिवेषभृतो जनन्याः
पार्श्वे श्रितस्य धयतश्च पयोधरं ते ।
रूपं रराज नवकाञ्चनरुक् तमोघ्नं
बिम्बं रवेरिव पयोधरपार्श्ववर्ति ॥ २८ ॥

प्रभोर्जन्म—

'इक्ष्वाकु'नामनि कुले विमले विशाले
सद्रत्नराजिनि विराजत उज्ज्वलस्ते ।

दोषापहारकरणः प्रकटप्रकाश-
स्तुङ्गोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥ २९ ॥

**नाथस्य जन्माभिषेकः—**

स्नानोदकैर्जिन(र्जनि)महे सुरराजिमुक्तै-
र्गात्रे पतद्भिरपि नूनमनेजमानम् ।
दृष्ट्वा भवन्तममराः प्रशशंसुरीश-
मुच्चैस्तटं सुरगिरेरिव शातकौम्भम् ॥ ३० ॥

**वप्रत्रयविचारः—**

ये त्रिप्रदक्षिणतया प्रभजन्ति 'वीरं'
ते स्युर्नरा अहमिवाद्भुतकान्तिभाजः ।
वप्रत्रयं वददिति प्रविभाति तेऽत्र
प्रख्यापयत् त्रिजगतः परमेश्वरत्वम् ॥ ३१ ॥

**भगवत्संस्मरणे सुरसान्निध्यमाह—**

कान्तारवर्त्मनि नराः पतिताः कदाचिद्
दैवात् क्षुधा च तृषया परिपीडिताङ्गाः ।
ये त्वां स्मरन्ति च गृहाणि सरांसि भूरि-
पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३२ ॥

**भगवच्चित्तस्थिरतामाह—**

संनिश्चला जिन ! यथा तव चित्तवृत्तिः
कस्यापि नैवमपरस्य तपस्विनोऽपि ।
यादृक् सदा जिनपते ! स्थिरता ध्रुवस्य
तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ? ॥ ३३ ॥

**अथ भगवद्दर्शने जन्मवैरिणामपि विरोधो न भवतीत्याह—**

ओत्वाखवोऽहिगरुडाः पुनरेणसिंहा
अन्येऽङ्गिनोऽपि च मिथो जनिवैरबन्धाः ।

तिष्ठन्ति ते समवसृत्यविरोधिनं त्वा
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ ३४ ॥

भगवच्चरणशरणगतं न कोऽपि पराभवतीत्याह—

यस्ते प्रणश्य चमरोंऽह्रितले प्रविष्ट-
स्तं हन्तुमीश ! न शशाक भिदुश्च शक्रः ।
तद् युक्तमेव विबुधाः प्रवदन्ति कोऽपि
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३५ ॥

भगवन्नामतोऽति(पि)भयं न भवतीत्याह—

पूर्वं त्वया सदुपकारपरेण तेजो-
लेश्या हता जिन ! विधाय सुशीतलेश्याम् ।
अद्यापि युक्तमिदमीश ! तथा भयाग्निं
त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥ ३६ ॥

भगवन्नामतः सर्पभयमपि विलीयत इत्याह—

ऊर्ध्वस्य ते बिलमुखे वचनं निशम्य
य'च्चण्डकौशिक'फणी शमतामवाप ।
तत् साम्प्रतं तमपि नो स्पृशतीह नाग-
स्त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ३७ ॥

भगवद्विहारे ईतयो न भवन्तीत्याह—

तुर्यारके विचरसि स्म हि यत्र देशे
तत्र त्वदागमत ईतिकुलं ननाश ।
अद्यापि तद्भयमहर्मणिधामरूपात्
त्वत्कीर्तनात् तम इवाशु भिदामुपैति ॥ ३८ ॥

भगवत्पादसेवाफलम्—

निर्विग्रहाः सुगतयः शुभमानसाशाः
सच्छुक्लपक्षविभवाश्चरणेषु रक्ताः ।

रम्याणि मौक्तिकफलानि च साधुहंसा-
स्त्वत्पादपङ्कजवनाश्रयिणो लभन्ते ॥ ३९ ॥

भगवद्वचनश्रद्धानात् कामितप्राप्तिर्भवतीत्याह—

संसारकाननपरिभ्रमणश्रमेण
क्लान्ताः कदापि दधते वचनं कृतं ते ।
ते नाम कामितपदे जिन ! देहभाज-
स्त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥ ४० ॥

भगवद्रूपं दृष्ट्वा सुरूपा अपि स्वरूपमदं मुञ्चन्तीत्याह—

सर्वेन्द्रियैः पटुतरं चतुरस्रशोभं
त्वां सत्प्रशस्यमिह दृश्यतरं प्रदृश्य ।
तेऽपि त्यजन्ति निजरूपमदं विभो ! ये
मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः ॥ ४१ ॥

निर्बन्धनं जिनं ध्यायन्तो निर्बन्धना भवन्तीत्याह—

छित्त्वा दृढानि जिन ! कर्मनिबन्धनानि
सिद्धस्त्वमापिथ च सिद्धपदं प्रसिद्धम् ।
एवं तवानुकरणं दधते तकेऽपि
सद्यः स्वयं विगतबन्धभया भवन्ति ॥ ४२ ॥

भगवत्स्तोत्राध्ययनात् सर्वोपद्रवनाशो भवतीत्याह—

न व्याधिराधिरतुलोऽपि न मारिरारं
नो विड्वरोऽशुभतरो न दरो ज्वरोऽपि ।
व्यालोऽनलोऽपि न हि तस्य करोति कष्टं
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४३ ॥

भगवत्स्तवो मौक्तिकहारः कण्ठे धार्य इत्याह—

*त्वत्स्तोत्रमौक्तिकलतां सुगुणां सुवर्णां*
त्वन्नामधामसहितां रहितां च दोषैः ।

कण्ठे य ईश ! कुरुते धृत'धर्मवृद्धि'-
स्तं 'मानतुङ्गम'वशा समुपैति लक्ष्मीः ॥ ४४ ॥

अथ प्रशस्तिः—

रसगुणमुनिभूमेऽब्दे ( १७३६ )ऽत्र भक्तामरस्यैः
चरमचरमपादैः पूरयन् सत्समस्याः ।
सुगुरु'विजयहर्षा' वाचकास्तद्विनेय-
श्चरमजिननुतिं ज्ञो 'धर्मसिंहो' व्यधत्त ॥ १ ॥—मालिनी





(२)

श्रीभावप्रभसूरिविरचितं

# ॥ श्रीनेमिभक्तामरम् ॥

( नेमिसम्बोधनापरनामकम् )

श्रीसरस्वत्यै नमः । श्रीइष्टदेवतायै नमः । श्रीगुरुभ्यो नमः ।

भक्तामर ! त्वदुपसेवन एव 'गजी-
मत्या' ममोत्कमनमो दृढतापनुत् त्वम् ।
पद्माकरो वसुकलो वसुखोऽसुखार्ता-
वालम्बनं भव जले पततां जनानाम् ॥ १ ॥—वसन्ततिलका

पित्रोर्मुदे सह मयोपयमं यदीन्द्र !
नोरीकरिष्यसि तदा तव काऽत्र कीर्तिः ? ।
जग्राह यो हि गृहिकर्म विधाय वृत्तं
स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥ २ ॥

रम्यं गृहं च रमणी रमणीयराढां
भोगान् समं प्रवरबन्धुजनैरपास्य ।
तारुण्ययुग् 'यदु'पते ! त्वदृतेऽङ्ग दीक्षा-
मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ? ॥ ३ ॥

रोद्धुं क्षमो जिन ! करोऽपि ममाबलाया-
स्त्वामुद्बलं हि भवदागमजातवीर्यः ।

---

१ " इमे सूरिवर्या 'उठी सवेरा 'इत्यादिकाध्यात्मिकस्तुतिं गुर्जरगिरायां रचयितारः श्रीउकेशवंशज्ञातीयवाणीगोत्रसाहा-श्रीमाण्डणभार्याबाह्मिदेवीकुक्षिसम्भवा " इति विशेष उपोद्घाते संयोजनीयः सुज्ञजनैः ।

"સજ્જન જે ભુંડું કરતા રૂડું કરે રે,
તેહના જગમાં રહેશે નામ પ્રકાશ રે;
આંબો પત્થર મારે તેહને ફલ દીયેરે,
ચંદન આપે કાપે તેહને વાસરે—સાંભળજો હવે કર્મવિપાક કહે મુનિ રે."

આ ઉપરથી જોઇ શકાય છે કે પોતાની સાથે બાથ ભીડવાને તૈયાર થયેલા એવા ઇન્દ્રભૂતિને પણ જે **વીર** પરમાત્માએ ઉત્તમ પદ આપી પોતાના સમાન બનાવ્યા તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે, તેમજ સજ્જન કે સાધુ કહો તો તે પણ તેવાજ પુરૂષો છે.

આ ઉપરથી સાર એ નીકળે છે કે ખરેખરા સજ્જનની સજ્જનતા નિરપેક્ષ હોય છે, અર્થાત્ એવા સજ્જનો સજ્જનતાની ખાતરજ—પોતાના સ્વભાવાનુસારજ સજ્જનતા દાખવે છે. શું પુષ્પોને કોઇએ વિજ્ઞપ્તિ કરી છે કે તમારે અમને સુવાસ આપવી? શું વનદેવીએ કોઇ દિવસ કોઇની સાથે પણ વસન્તને સંદેશો કહાવ્યો છે કે તારે આવીને મારી શોભામાં વધારો કરવો ! શું કોઇ ચક્રવાકે સૂર્યને પ્રાર્થના કરી છે કે તારે પૃથ્વી અને નભોમંડલને પ્રકાશિત કરવાં, શત્રુરૂપ અંધકારને દૂર કરવો અને ચક્રવાક અને ચક્રવાકીનો સંયોગ કરાવવો ! શું મેઘને ચાતકે કે પર્વતે કદી વિનવ્યો છે કે તારે તાપનો વિનાશ કરનારી જલ-વૃષ્ટિ કરવી, ચાતકોને જીવાડવા અને તેમના નાદ દ્વારા વૈડૂર્ય રત્નનો પ્રાદુર્ભાવ કરવો ? શું ચન્દ્રને કદી પણ કુમુદે કે ચકોરે વિનતિ કરી સાંભળી છે કે તારે અમને આનન્દ આપવો ! શું ચન્દ્રિકા અને પૃથ્વી સગોત્રીય છે કે જેથી કરીને તે પૃથ્વીને સુધાના સમાન ધવલ બનાવે છે ?[1]

---

૧ સરખાવો શ્રી**દેવવિમલ**ગણિકૃત **હીરસૌભાગ્ય**નાં નિમ્ન-લિખિત પદ્યો.

" अपेक्षां च न क्वापि कुर्वन्ति सन्त.
स्वभावेन किं तूपकुर्वन्ति सर्वान् ।
किमभ्यर्थितानि प्रसूनानि कैश्चिज्-
जनान् सौरभैः स्वैर्यदामोदयन्ति ॥—भुजङ्गप्रयातम् ( ६,६ )
कदाचिद् वसन्तस्य सन्देशवाचो-
ऽपि च प्रेषिताः क्वापि किं कुञ्जलक्ष्म्या ।
मृगाक्षीमिवोत्कण्टकां मञ्जरीभि·
प्रसूनैरयं हासयामास यत् ताम् ॥—भुजङ्ग०
किमभ्यर्थ्यते केनचिच्चण्डरोचि-
र्यदुर्वीदिवो भासयत्येष यद् वा ।
विपक्षानिवोद्वासयत्यन्धकारान्
पुनर्योजयत्यङ्गनाभी रथाङ्गान् ॥—भुजङ्ग०
अयाच्यन्त किं वाऽम्बुदाः केनचित् किं
यदुर्वीधराणां व्यपोहन्ति तापम् ।
जलैर्जीवयन्तीह बप्पीहबालान्
स्वनादैश्च वैदू(डू)र्यमुद्भावयन्ति ॥—भुजङ्ग०
उपाकारि किं कैरवैर्वा चकोरै-
र्यदेतान् सितांशु· प्रीणयत्येव किं वा ।
सगोत्राः पुनश्चन्द्रिकाः किं धरित्र्या·
शुचीकुर्वते तां यदेता· सुधावत् ॥—भुजङ्ग०

—૧૧ મો સર્ગ, શ્લો० ૬૨-૬૬

## ઇન્દ્રભૂતિ-વિચાર—

**મગધ** દેશમાંની **રાજગૃહી** નગરીના સ્વામી **શ્રીશ્રેણિક**ના ' ગોર્વર ' ( ગુંવ્વર ) ગામમાં **વસુભુતિ** નામનો વિપ્ર વસતો હતો. તેને **પૃથ્વી** નામની સ્ત્રીથી **ઇન્દ્રભૂતિ, અગ્નિભૂતિ** અને **વાયુભૂતિ** એ નામનાં ત્રણ પુત્ર-રત્નો ઉત્પન્ન થયાં હતાં. એ બ્રાહ્મણનું **ગૌતમ** ગોત્ર હોવાને લીધે **ઇન્દ્રભૂતિ**નો એ નામથી વ્યવહાર કરવામાં આવે છે; અર્થાત્ તેને **ગૌતમ( ગોતમ )**સ્વામી તરીકે ઓળખાવવામાં આવે છે. આ **ગૌતમ** સ્વામી અર્થાત્ **ઇન્દ્રભૂતિ** ચૌદ[1] વિદ્યાના પારગામી બન્યા હતા, તેમણે ચારે[2] વેદોનું સારી રીતે અધ્યયન કર્યું હતું અને તેઓ પોતાને ' સર્વજ્ઞ ' તરીકે ઓળખાવતા હતા.

એક વખત **પાવાપુરી**ની સમીપમાં **મહસેન** વનમાં રહેતા **સોમિલ** નામના વિપ્રને ત્યાં **અગ્નિભૂતિ** પ્રમુખ દશ[3] બ્રાહ્મણો સહિત **ઇન્દ્રભૂતિ** યજ્ઞને માટે ગયા. ત્યાં તેઓ યજ્ઞ કરતા હતા, એવામાં તેમણે આકાશમાં ઉદ્યોત જોયો અને તદનંતર દેવોને મર્ત્ય-લોક ઉપર ઉતરી આવતા જોયા. આથી તેમણે એમ માન્યું કે આ મારા યજ્ઞનો પ્રભાવ છે અને દેવો મને અભિનંદન આપવાને આવે છે. પરંતુ જ્યારે તે દેવો ત્યાં નહિ આવતાં **પાવાપુરી**માં દેવોએ રચેલા **વીર** પ્રભુના સમવસરણ તરફ ગયા, ત્યારે તેમને આશ્ચર્યનો પાર ન રહ્યો (આથી સાબીત થાય છે કે તેઓ સર્વજ્ઞ હતા નહિ, કેમકે આશ્ચર્ય એ અજ્ઞાનજનક ચેષ્ટા છે ). વિશેષમાં લોકોને મુખેથી અત્ર સમીપમાં **વીર** ભગવાન્ સમવસર્યા છે અને તેઓ સર્વજ્ઞ છે એમ સાંભળતાં તો તેમને અતિશય સામર્ષ ગર્વ ઉત્પન્ન થયો. તેઓ વિચારવા લાગ્યા કે ખરેખર અત્ર કોઇ ધુતારો આવ્યો લાગે છે અને તેને ઇન્દ્રજાળ પાથરી હોય એમ સંભવે છે. આમ વિચારી પ્રભુનું માન મોડવાને તેઓ તૈયાર થયા અને તેમણે સમવસરણ તરફ પ્રયાણ કર્યું. પરંતુ સમવસરણની સમીપ આવતાં, તેમજ દેવ-કૃત ઋદ્ધિનું અવલોકન કરતાં અને વિશેષતઃ **વીર** પ્રભુના મુખારવિંદ તરફ નજર પડતાં તો તેઓ ઠંડાગાર થઇ ગયા. એટલામાં અધુરામાં પૂરૂં **વીર** ભગવાને તેમને તેમના નામથી બોલાવ્યા. અને વગર પૂછે તેમના મનોગત સંદેહનું નિરાકરણ પણ કર્યું.[4] આથી કરીને **ઇન્દ્રભૂતિ**નો સમસ્ત ગર્વ ગળી ગયો અને તેમણે પ્રભુના ચરણ-કમલમાં પ્રણામ કરી પોતાને તેમના સેવક તરીકે સ્વીકારવા વિનતિ કરી. આ વિનતિને સ્વીકારીને પ્રભુએ તેમને દીક્ષા આપી એટલુંજ નહિ, પરંતુ પ્રથમ ગણધર બનાવ્યા. અરે એટલેથી પણ જાણે પોતાનું અનુપમ ઉપકારિત્વ સિદ્ધ થતું ન હોય, તેમ

---

૧ ચૌદ-વિદ્યાઓ— " षडंगी वेदाश्चत्वारो, मीमांसाऽऽन्वीक्षिकी तथा ।
धर्मशास्त्रं पुराणं च, विद्या एताश्चतुर्दश ॥ "

અર્થાત્ છ અંગો, ચાર વેદો, મીમાંસા, તર્ક, ધર્મશાસ્ત્ર અને પુરાણ એ ચૌદ વિદ્યાઓ છે.

૨ ઋગ્-વેદ, યજુર્વેદ, સામ-વેદ અને અથર્વ-વેદ એ ચાર વેદો છે.

૩ **અગ્નિભૂતિ, વાયુભૂતિ, વ્યક્ત, સુધર્મા, મણ્ડિક, મૌર્યપુત્ર, અકમ્પિત, અચલભ્રાતા, મેતાર્ય** અને **પ્રભાસ** એ ઉપર્યુક્ત દશ બ્રાહ્મણો છે.

૪ આ વાત **વિશેષાવશ્યક**માંના 'ગણધરવાદ'ના નામથી ઓળખાતા પ્રકરણ ઉપરથી જોઇ શકાશે, જોકે એની સ્થૂલ રૂપરેખા તો **શ્રીરૂપચન્દ્ર**કવિકૃત **ગૌતમીય** મહાકાવ્યમાં પણ આલેખવામાં આવી છે.

પોતે એક પૌરૂષી[1] પર્યંત દેશના આપ્યા બાદ તરતજ તરતના જૈનેતર દીક્ષિત ઇન્દ્રભૂતિને એજ સમવસરણમાં પાદ-પીઠ ઉપર બેસીને વ્યાખ્યાન આપવાનો પણ અધિકાર આપ્યો. આ તેમની સજ્જનતા સૂચવે છે. આમાં પણ હજી જાણે કંઇ ન્યૂનતા રહી નહિ ગઇ હોય કે શું કે જેથી કરીને **ગૌતમસ્વામીને** પોતાના નિર્વાણ-સમયે પોતાનાથી દૂર કાઢયા. પોતાનામાં **ઇન્દ્રભૂતિને** 'મારાજ વીર' એવી જે મમતા હતી તે દૂર કરવાને અને તેમ થતાં તેમને સર્વજ્ઞ-પદથી અલંકૃત કરવાને માટે તેમણે આમ કર્યું. આમ બાબત હોવાને લીધે, પોતાના સેવકને પોતાની તુલ્ય બનાવવાની—નહિ કે પોતે સ્વામી તરીકે રહેવાની અને સેવકને સેવક રાખી મૂકવાની—એવી અનુપમ ભાવનાની **વીર** ભગવાન્ કરતાં વધારે આબેહુબ મૂર્તિ અન્યત્ર મળે ખરી કે ? ખરેખર મહાપુરૂષનો ઉપકાર પણ મહાન્જ હોય છે.[2]

સર્વજ્ઞ-પદથી ખરેખરા શોભતા એવા **ઇન્દ્રભૂતિ વીર**-નિર્વાણ બાદ ૧૨ વર્ષે મોક્ષે સિધાવ્યા. આ દ્વિતીય[3] મંગલરૂપ ઇન્દ્રભૂતિને મારા વારંવાર પ્રણામ હોજો એટલુંજ કહી અત્ર વિરમવામાં આવે તે પૂર્વે નિમ્નલિખિત 'ગૌતમાષ્ટક' તરફ દૃષ્ટિપાત કરવો એ નાવશ્યક નહિ ગણાય.[4]

**श्रीदेवानन्दसूरिकृतं गौतमाष्टकम्**

" श्रीइन्द्रभूतिं वसुभूतिपुत्रं
पृथ्वीभवं गौतमगोत्ररत्नम् ।
स्तुवन्ति देवासुरमानवेन्द्राः
स गौतमो यच्छतु वाञ्छितं मे ॥ १ ॥—उपजातिः

श्रीवर्द्धमानात् त्रिपदीमवाप्य
मुहूर्त्तमात्रेण कृतानि येन ।
अङ्गानि पूर्वाणि चतुर्दशापि
स गौतमो यच्छतु वाञ्छितं मे ॥ २ ॥—उप०

श्रीवीरनाथेन पुरा प्रणीतं
मन्त्रं महानन्दसुखाय यस्य ।
ध्यायन्त्यमी सूरिवराः समग्राः
स गौतमो यच्छतु वाञ्छितं मे ॥ ३ ॥—उप०

---

१ 'પૌરૂષી' એટલે પ્રહર અર્થાત્ ત્રણ કલાક.

૨ કેટલાક દર્શનકારોએ ઈશ્વરને નિત્ય-મુક્ત માન્યો છે, તેમજ તેના સમાન તો તેના સેવકો નજ થઇ શકે એવું જે ઈશ્વરનું સ્વરૂપ આલેખ્યું છે, તે વિચારણીય છે.

૩ બધાં મળીને મંગલો ચાર છે—(૧) **વીર** ભગવાન્, (૨) **ગૌતમ** સ્વામી, (૩) **સ્થૂલિભદ્ર** આદિ મુનિરાજ અને (૪) જૈન ધર્મ યાને સ્યાદ્વાદ દર્શન. કહ્યું પણ છે કે—

"मंगलं भगवान् 'वीरो', मंगलं 'गौतम'प्रभुः ।
मंगलं 'स्थूलिभद्रा'द्या, जैनधर्मोऽस्तु मंगलम् ॥"

૪ **ગૌતમસ્વામીને** લગતી હકીકત શ્રીજિનપ્રભસૂરિકૃત **ગૌતમ-સ્તોત્ર**માંથી તેમજ **આવશ્યક, વિશેષાવશ્યક, ઉત્તરાધ્યયન, ભગવતી** ઇત્યાદિ આગમોમાંથી પણ મળી શકે છે.

यस्याभिधानं मुनयोऽपि सर्वे
गृह्णन्ति भिक्षाभ्रमणस्य काले ।
मिष्टान्न-पाना-ऽम्बरपूर्णकामाः
स गौतमो यच्छतु वाञ्छितं मे ॥ ४ ॥—उप०

अष्टापदाद्रौ गगने स्वशक्त्या
ययौ जिनानां परवन्दनाय ।
निशम्य तीर्थातिशयं सुरेभ्यः
स गौतमो यच्छतु वाञ्छितं मे ॥ ५ ॥—उप०

त्रिपञ्चसङ्ख्याशततापसानां
तपःकृशानामपुनर्भवाय ।
अक्षीणलब्ध्या परमान्नदाता
स गौतमो यच्छतु वाञ्छितं मे ॥ ६ ॥—उप०

सदक्षिणं भोजनमेव देयं
साधर्मिकं(के) सङ्घसपर्ययेव ।
कैवल्यवस्त्रं प्रददौ मुनीनां
स गौतमो यच्छतु वाञ्छितं मे ॥ ७ ॥—उप०

शिवं गते भर्तरि वीरनाथे
युगप्रधानत्वमिहैव मत्वा ।
पट्टाभिषेको विदधे सुरेन्द्रैः
स गौतमो यच्छतु वाञ्छितं मे ॥ ८ ॥—उप०

श्रीगौतमस्याष्टकमादरेण
प्रबोधकाले मुनिपुङ्गवा ये ।
पठन्ति ते सूरिपदं च देवा-
नन्दं लभन्ते नितरां क्रमेण ॥ ९ ॥—उप०

અર્થાત્—"**વસુભૂતિ**ના નન્દન, (તેની પત્ની) **પૃથ્વી**ના સુત, અને **ગૌતમ** ગોત્રને વિષે

---

૧ 'પૃથ્વીના સુત'નો બીજો અર્થ 'મંગલ' થાય છે, એ વાત ધ્યાનમાં લઇને તો શ્રી**દેવવિમલ**ગણિએ **હીરસૌભાગ્ય**માં ચતુર્થ સર્ગમાં સાતમા અને આઠમા પદ્યો દ્વારા નીચે મુજબ ઉદ્ગાર કાઢ્યા છેઃ—

"बभूव मुख्यो वसुभूतिसूनु-
स्तेषां गणीनामिह गौतमाह्वः ।
यो वक्रभावं न बभार पृथ्वी-
सुतोऽपि नो विष्णुपदावलम्बी ॥"—ઉપજાતિ

**અર્થાત્** જેણે **પૃથ્વી**-સુત હોઇ કરીને પણ વક્રતા ધારણ કરી નહિ તેમજ **નારાયણ**ના ચરણનો **આશ્રય લીધો** નહિ, તે **ગૌતમ** નામના **વસુભૂતિ**ના પુત્ર તે ગણધરોમાં મુખ્ય બન્યા ( મંગલ એ પૃથ્વી-સુત છે અને એ ગ્રહની વક્રતા સુપ્રસિદ્ધ છે તેમજ તે ગ્રહ હોવાથી આકાશનો આશ્રય લે છે એ દેખીતી વાત છે ).

રત્નસમાન એવા જે શ્રીઇન્દ્રભૂતિની દેવેન્દ્રો, દાનવેન્દ્રો અને નરેન્દ્રો સ્તુતિ કરે છે, તે ગૌતમ (સ્વામી) મને વાંછિત અર્પો ."—૧

" શ્રીવર્દ્ધમાન ( જિનેશ્વર )ની પાસેથી ( ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપી ) ત્રિપદી પ્રાપ્ત કરીને જેણે મુહૂર્તમાત્રમાં ( બાર ) અંગો તેમજ ચૌદ પૂર્વો રચ્યાં, તે ગૌતમ ( પ્રભુ ) મને અભીષ્ટ અર્પણ કરો. "—૨

"મોક્ષના સુખને માટે શ્રીવીર ભગવાને જે ગૌતમસ્વામી (ના નામવાળો) મંત્ર કહ્યો હતો અને જે મંત્રનું ધ્યાન સમગ્ર સૂરીશ્વરો કરે છે, તે ગૌતમ ( સ્વામી ) મને વાંછિત સમર્પો."—૩

"સર્વે મુનિઓ પણ ભિક્ષા-ભ્રમણના સમયે જેનું નામ લે છે અને તેમ કરી મિષ્ટ અન્ન, પાન અને વસ્ત્રથી પૂર્ણ ઇચ્છાવાળા થાય છે, તે ગૌતમ ( પ્રભુ ) મને અભીષ્ટ અર્પો."—૪

" સુરો પાસેથી ( અષ્ટાપદ ) તીર્થનો અતિશય શ્રવણ કરીને જે ગગનમાં ચાલવાની પોતાની શક્તિ વડે અષ્ટાપદ પર્વત ઉપર ( ચોવીસ ) જિનેન્દ્રોનાં ચરણના વન્દનાર્થે ગયા, તે ગૌતમ ( મુનીશ્વર ) મને મનોવાંછિત આપો. "—૫

" તપશ્ચર્યા કરવા વડે કૃશ બનેલા એવા પંદરસેં ( ૧૫૦૦ ) તાપસોને મુક્તિને માટે જે-ઓ અક્ષીણ લબ્ધિ વડે તેમના પરમાન્ન (ક્ષીર)ના દાતા બન્યા, તે ગૌતમ ( ગણેન્દ્ર ) મને અભીષ્ટ સમર્પો. "—૬

"સાધર્મિકોને દક્ષિણાની સાથેજ ભોજન દેવું ને સંઘની વાત્સલ્યતા પણ તેમજ થાય છે તેવી રીતે મુનિઓને જેણે સર્વજ્ઞતારૂપી વસ્ત્ર પણ પરમાન્નની સાથે અર્પણ કર્યું, તે ગૌતમ ( યોગીશ્વર ) મારા મનોરથ પૂરા પાડો. "—૭

" પોતાના સ્વામી વીર પ્રભુ મોક્ષે ગયા એટલે યુગ-પ્રધાનપણું શ્રીગૌતમ સ્વામીમાં છે એમ માનીને જેમનો દેવેન્દ્રોએ પટ્ટાભિષેક કર્યો, તે ગૌતમ ( મુનિવર ) મને મનોવાંછિત અર્પો. "—૮

" જે મુનીશ્વરો જાગતાની સાથેજ આદરપૂર્વક (આ) શ્રીગૌતમાષ્ટકનું પઠન કરે છે, તેઓ સૂરિ-પદને અને તદનંતર ( દેવગતિના ) આનન્દને પણ ખચ્ચિત પ્રાપ્ત કરે છે. ( કર્તા શ્રીમાન્ દેવાનન્દ સૂરિજીએ પોતાનું નામ પણ આ અન્ત્ય પદમાં સૂચવ્યુ છે.) "—૯

* * * * *

---

સાથે સાથે 'વિરોધાભાસ' નામના અલંકારથી વિભૂષિત આના પછીનુ નવમુ પદ્ય પણ જોઇ લઇએ.

" यत्पाणिपद्मः सपुनर्भवोऽपि
दत्ते नतानामपुनर्भव यत् ।
शिष्यीकृता येन भवं विहाय
शिवं श्रयन्ते च तदत्र चित्रम् ॥"

—ઉપજાતિ.

અર્થાત્ જેનું કર-કમલ પુનર્ભવ ( નખ )થી યુક્ત હોઇ કરીને પણ પ્રણામ કરનારાને અપુનર્ભવ ( મોક્ષ ) અર્પણ કરે છે તેમજ વળી જેણે શિષ્ય કરેલા જીવો ભવ ( મહાદેવ )ને છોડીને શિવ ( મહાદેવ )નો આશ્રય લે છે, તે અત્ર આશ્ચર્ય-જનક છે ( 'ભવ'નો અર્થ 'સંસાર' કરવાથી અને 'શિવ'નો અર્થ 'મોક્ષ' કરવાથી વિરોધાભાસનો પરિહાર થાય છે. ).

भगवतो वचनमाधुर्यमाह—

गोक्षीरसत्सितसिताधिकमृ(मि)ष्टमिष्ट—
माकर्ण्य ते वच इहेप्सति नो परस्य ।
पीयूषकं शशिमयूखविभं विहाय
क्षारं जलं जलनिधे रसितुं क इच्छेत् ? ॥ ११ ॥

### टीका

हे जिन! ते–तव वचो–वचनमाकर्ण्य–श्रुत्वा परस्य–अन्यदेवस्य वचो जनो नो ईप्सति–नाभुमिच्छति । किंविशिष्टं वचः ? गोक्षीरं–दुग्धं सती चासौ सितसिता–उज्ज्वला शर्करा ताभ्यां द्वाभ्यामधिकमृ(मि)ष्टं विशेषेण मृ(मि)ष्टं–मधुरतरम् । पुनः ( किंभूतं वचः ? इष्टं–वाञ्छितं ) । उक्तमर्थं द्रढयति—शशिमयूखविभं–चन्द्रकिरणतुल्यं निर्मलं पीयूषकं–अमृतं विहाय–त्यक्त्वा जलनिधेः–लवणसमुद्रस्य क्षारं जलं रसितुं–स्वादितुं क इच्छेत्–को वाञ्छेत् ? न कोऽपीत्यर्थः । पीयूषमेव पीयूषकं स्वार्थे कप्रत्ययः । यद्वा पीयूषतुल्यं कं–जलं अमृतजलं पीत्वा क्षारं जलं रसितुं, रस आस्वादने ( इति धातोः ) तुम्प्रत्यये इडागमे च रसितुमिति सुपाठः । अशितुमिति पाठोऽज्ञानमूलकः, भोजनार्थाभावात् ॥ ११ ॥

### अन्वयः

ते गो-क्षीर-सत्-सित-सिता-अधिक-मृ( मि )ष्टं, इष्टं वचः आकर्ण्य परस्य ( वचः ) इह (जनः) नो ईप्सति; ( हि ) शशि-मयूख-विभं पीयूषकं [ पीयूष-कं वा ] विहाय जल-निधेः क्षारं जलं रसितुं कः इच्छेत् ?।

### શબ્દાર્થ

गो=ગાય.
क्षीर=દુગ્ધ, દૂધ.
गोक्षीर=ગાયનું દૂધ.
सत्=ઉત્તમ.
सित=ઉજ્જ્વલ, શ્વેત.
सिता=શર્કરા, સાકર.
अधिक=વિશેષ.
मृष्ट=નિર્મલ.
मिष्ट=મધુર, મીઠું.
गोक्षीरसत्सितसिताधिकमृ(मि)ष्टं=દૂધ અને ઉત્તમ તેમજ ઉજ્જ્વલ એવી સાકરથી વધારે નિર્મલ [ અથવા મધુર ] એવું.
इष्टं ( मू० इष्ट )=પ્રિય.
आकर्ण्य ( धा० कर्ण् )=સાંભળીને.
ते ( मू० युष्मद् )=તારા.
वचः ( मू० वचस् )=વચનને.
इह=આ દુનિયામાં.
ईप्सति ( धा० आप् )=મેળવવા ઇચ્છે છે.
नो=નહિ.
परस्य ( मू० पर )=અન્યના.
पीयूषकं ( मू० पीयूषक )=અમૃત.
पीयूष=અમૃત.
क=જલ.
पीयूषकं=અમૃતસમાન જલ.
शशिन्=રજનીકાન્ત, ચન્દ્ર.
मयूख=કિરણ.
विभ=તુલ્ય.
शशिमयूखविभ=ચન્દ્રના કિરણોની તુલ્ય.

विहाय ( धा० हा )=त्यजी दईने, मूकीने.
क्षारं ( मू० क्षार )=खारा.
जलं ( मू० जल )=पाणीने.
जल=पाणी.
निधि=समूह.
जलनिधेः ( मू० जलनिधि )=सागरनुं.
रसितुं ( धा० रस् )=स्वाद लेवाने.
कः ( मू० किम् )=कोण.
इच्छेत् ( धा० इष् )=इच्छा करे.

## श्लोकार्थ

**प्रभुनी वाणीनी मधुरता—**

"( हे जगन्नाथ ! ) गायना दूधथी तेमज उत्तम अने उज्ज्वल एवी शर्कराथी पण वधारे निर्मल [ अथवा मधुर ] तथा प्रिय एवुं तारुं वचन श्रवण कर्या बाद अन्यना वचननुं श्रवण करवा (कोई पण मनुष्य ) अत्र इच्छतो नथी. ( केमके ) चन्द्रनां किरणोना जेवा (निर्मल) अमृतने [ अथवा अमृत समान जलने ] मूकीने ( **लवण** ) समुद्रना खारा जलनो स्वाद लेवाने कोण इच्छे ?"—११

## स्पष्टीकरण

**पाठान्तर-विचार—**

'अर्थान्तरन्यास'थी अलंकृत एवा आ श्लोकनी वृत्तिमां 'जलनिधेरशितुं' (जलनिधेः+अशितुं) ए पाठान्तरना संबंधमां खुलासो करवामां आव्यो छे अने तेमां 'अशितु' ए पाठ अशुद्ध छे एम कहेवामां आव्युं छे.

आ वातना समर्थनमां ए उमेरवानुं के **समयसुन्दर**गणिकृत **ऋषभ-भक्तामर**मां, **रत्नसिंह**कृत **नेमि-भक्तामर** ( याने **प्राणप्रिय** काव्य )मां तेमज **काव्य-माला**ना सप्तम गुच्छकमां छपायल **भक्तामर** स्तोत्रमां पण 'रसितुं' पाठ छे. परंतु ए निवेदन करवुं अस्थाने नहि गणाय के **भावप्रभ**सूरिविरचित **नेमि-भक्तामर**मां, **कीर्तिविमल**कृत **शान्ति-भक्तामर**मां तेमज **धर्मसिंहसूरि** रचित **सरस्वती-भक्तामर**मां पण 'अशितु' एवो पाठ छे. वळी 'सुधाशिनो देवाः,' 'वाताशिनो नागाः' एवां वाक्यो पण जोवामां आवे छे. वास्ते आ वात विचारणीय छे.

* * * * *

भगवतो रूपाधिक्यमाह—

अङ्गुष्ठमेकमणुभिर्मणिजैः सुरेन्द्रा
निर्माय चेत् तव पदस्य पुरो धरेयुः ।
पूष्णोऽग्र उल्मुकमिवेश ! स दृश्यते वै
यत् ते समानमपरं न हि रूपमस्ति ॥ १२ ॥

## टीका

हे जिन ! सुरेन्द्रा–देवेन्द्रा अणुभिः–परमाणुभिः एकमङ्गुष्ठं निर्माय–नूतनं निष्पाद्य चेद्यदि तव पदस्य–चरणस्य पुरः–अग्रे धरेयुः–तव चरणस्याङ्गुष्ठेन तुल्यताकरणाय स्थापयेयुः । किंविशिष्टैर-

णुभिः? 'मणिजैः' मणयः-चन्द्रकान्तादिरत्नानि तेषु जाता मणिजास्तैर्मणिजैः-रत्नोद्भूतैः परमाणुभिरित्यर्थः। हे ईश! सोऽङ्गुष्ठो वै इति निश्चितं पूष्णः-सूर्यस्याग्रे उल्मुकमिव-अलातमिव दृश्यते। यद्-यस्मात् कारणाद् हीति निश्चितं ते-तव समानमपरं रूपं नास्ति, त्वत्तुल्यरूपोऽन्यो नास्तीत्यर्थः॥१२॥

अन्वयः

( हे ) ईश! चेद् सुर-इन्द्राः मणि-जैः अणुभिः एकं अङ्गुष्ठं निर्माय तव पदस्य पुरः धरेयुः, ( तर्हि ) सः पूष्णः अग्रे उल्मुकं इव वै दृश्यते; यद् ते समानं अपरं रूपं न हि अस्ति।

## શબ્દાર્થ

अङ्गुष्ठ ( मू० अङ्गुष्ठ )=અંગુઠો.
एकं ( मू० एक )=એક.
अणुभिः ( मू० अणु )=પરમાણુઓ વડે.
मणि=રત્ન.
मणिजैः=રત્નોમાંથી ઉત્પન્ન થયેલ.
सुर=દેવ.
सुरेन्द्राः=સુરપતિઓ.
निर्माय ( धा० मा )=બનાવીને.
चेद्=જો.
तव ( मू० युष्मद् )=તારા.
पदस्य ( मू० पद )=ચરણની.
पुरस्=આગળ.
धरेयुः( धा० धृ )=ધરે.
पूष्णः ( मू० पूषन् )=સૂર્યની.
अग्रे ( मू० अग्र )=અગ્રે.
उल्मुक ( मू० उल्मुक )=અંગારો.
इव=જેમ.
ईश! ( मू० ईश )=હે પરમેશ્વર!
सः ( मू० तद् )=તે.
दृश्यते ( धा० दृश् )=દેખાય ( છે ).
वै=નક્કી.
यद्=જેથી કરીને.
ते ( मू० युष्मद् )=તારા.
समान ( मू० समान )=તુલ્ય.
अपरं ( मू० अपर )=અન્ય.
न=નહિ.
हि=નિશ્ચયવાચક અવ્યય.
रूपं ( मू० रूप )=રૂપ, સ્વરૂપ.
अस्ति ( धा० अस् )=છે.

## શ્લોકાર્થ

### વીર પ્રભુનું અનુપમ રૂપ—

"હે પરમેશ્વર! ( ચન્દ્રકાન્તાદિક ) રત્નોમાંથી ઉત્પન્ન થયેલા પરમાણુઓ વડે ( કદાચ ) એક અંગુઠો ( નવીન ) બનાવીને જો દેવેન્દ્રો તારા ચરણના અંગુઠાની આગળ ધરે, તો તે નક્કી સૂર્યની સામે અંગારા જેવો દેખાય છે; જેથી કરીને ( ખાતરી થાય છે કે ) નક્કી તારા સમાન અન્ય રૂપ આ જગત્માં નથી."—૧૨

## સ્પષ્ટીકરણ

### શ્લોકના સાર સંબંધી વિચાર—

આ શ્લોકમાં જે એમ કહ્યું છે કે દેવો વિવિધ રત્નોના પરમાણુઓ વડે એક અંગુઠો બનાવે, તો તે પણ પ્રભુના અંગુઠા આગળ કશી ગણત્રીમાં આવી શકે તેમ નથી, તે વાતની આવશ્યક-નિર્યુક્તની ૫૬૯ મી ગાથા પણ સાક્ષી પૂરે છે; કેમકે ત્યાં કહ્યું છે કે—

"[1]सव्वसुरा जइ रूवं, अंगुट्ठपमाणयं विउव्वेज्जा ॥
जिणपायंगुट्ठं पइ, ण सोहए तं जहिंगालो ॥"

પરંતુ એ ધ્યાનમાં રાખવું કે સમવસરણમાં તો પ્રભુના પ્રભાવથી પ્રભુના સમાન તેમની ત્રણ મૂર્તિઓ બનાવવામાં દેવતાઓ સમર્થ થાય છે.

* * * * *

भगवद्दर्शने मिथ्यात्वं नोद्घटतीत्याह—

उज्जाघटीति तमसि प्रचुरप्रचारं
मिथ्यात्विनां मतमहो न तु दर्शने ते ।
काकारिचक्षुरिव वा न हि चित्रमत्र ।
यद् वासरे भवति पाण्डुपलाशकल्पम् ॥ १३ ॥

### टीका

हे जिन! मिथ्यात्विनां मतं तमसि-अज्ञाने उज्जाघटीति-अतिशयेन उद्घटति-प्रकटीभवतितराम् । किंभूतं मतं ? प्रचुरो-बहुलः प्रचारो-विस्तारो यस्य तत् प्रचुरप्रचारम् । अहो इत्याश्चर्ये । तन्मिथ्यात्विनां मतं ते-तव दर्शने न तु उज्जाघटीति, दर्शने-सम्यक्त्वे भगवतोऽवलोकने वा मिथ्यात्वस्य विलयात् । हीति निश्चितम् । अत्र चित्रं न किञ्चित्, तत्राश्चर्यं नेत्यर्थः । यद्-यस्माद्धेतोः काकारिचक्षुर्वासरे पाण्डुपलाशकल्पं भवति, काकानां-काकपक्षिणामरिः-शत्रुर्घूकस्तस्य चक्षुः-नेत्रं दिवसे पाण्डु-पाण्डुरवर्णं यत् पलाशपत्रं तेन कल्पं-तुल्यं भवतीत्यर्थः । वासरे घूकचक्षुषो निस्तेजस्त्वात्, तमसि प्रचुरप्रचारत्वात् ॥ १३ ॥

### अन्वयः ।

( हे जिन ! ) अहो ! मिथ्यात्विनां प्रचुर-प्रचारं मतं तमसि उज्जाघटीति, न तु ते दर्शनेः वा न हि अत्र चित्रं यद् वासरे काक-अरि-चक्षुः इव पाण्डु-पलाश-कल्पं भवति ।

### શબ્દાર્થ

उज्जाघटीति ( धा० घट् )=અતિશ પ્રકટ થાય છે.
तमसि ( मू० तमस् )=અજ્ઞાનને વિષે.
प्रचुर=અત્યંત.
प्रचार=વિસ્તાર.
प्रचुरप्रचारं=અત્યન્ત છે વિસ્તાર જેનો એવા.
मिथ्यात्विनां ( मू० मिथ्यात्विन् )=મિથ્યાત્વીઓનું.
मतं ( मू० मत )=દર્શન.
अहो=આશ્ચર્યવાચક અવ્યય.
न=નહિ.
तु=પરંતુ.
दर्शने ( मू० दर्शन )=(૧) સમ્યક્ત્વને વિષે,(૨) અવલોકનને વિષે, (૩) મતને વિષે.
ते ( मू० युष्मद् )=તારા.
काक=કાગડો.

---

૧ સંસ્કૃત છાયા—

सर्वसुरा यदि रूप, अङ्गुष्ठप्रमाणं विकुर्वीरन् ।
जिनपादाङ्गुष्ठं प्रति, न शोभते तद् यथाऽङ्गारः ॥

**अरि**=દુશ્મન, શત્રુ.
**काकारि**=કાગડાનો શત્રુ, ઘુવડ.
**चक्षुस्**=નેત્ર.
**काकारिचक्षुः**=ઘુવડનુ નેત્ર.
**इव**=જેમ.
**वा**=અથવા.
**हि**=નિશ્ચયવાચક અવ્યય.
**चित्रं** ( **चित्र** )=આશ્ચર્યજનક.
**अत्र**=અહીં.
**यद्**=જે માટે.
**वासरे** ( મૂ૰ वासर )=દિવસે.
**भवति** ( ધા૰ મૂ૰ )=થાય છે.
**पाण्डु**=પીળા.
**पलाश**=ખાખરાનું પાંદડું.
**कल्प**=સમાન, તુલ્ય.
**पाण्डुपलाशकल्पं**=પીળા ખાખરાના પાંદડા સમાન.

## શ્લોકાર્થ

### જિન દર્શનથી મિથ્યાત્વનો નાશ—

" હે જિનેશ્વર ! અહો ! અત્યન્ત પ્રચાર છે જેનો એવું મિથ્યાત્વીઓનું દર્શન અજ્ઞાનને વિષે અતિશય પ્રકટ થાય છે, પરંતુ તારા દર્શનને વિષે તેમ થતું નથી ( એ આશ્ચર્ય છે ). અથવા ખરેખર એમાં કંઇ આશ્ચર્ય નથી, કેમકે ( એ સ્વાભાવિક છે કે ) ઘુવડ ( પક્ષી )ની આંખ દિવસના ( ધોળા અને ) પીળા એવા ખાખરાના પાંદડા જેવી ( અર્થાત્ નિસ્તેજ ) થાય છે, ( જ્યારે રાતે અંધારામાં તો તે લીલા લહેર ઉડાવે છે ). "—૧૩

## સ્પષ્ટીકરણ

### શ્લોકનું તાત્પર્ય—

આ શ્લોકનું તાત્પર્ય એ છે કે જેમ અંધારામાંજ બધી ' પોલ ' ચાલે અને અજવાળામાં તો તે ઉઘાડીજ પડી જાય, તેમ મિથ્યાત્વીઓનું શાસન અજ્ઞાનરૂપી અંધકારમાં અથડાતા જનોનેજ રૂચિકર થઇ શકે અને તેનું જોર પણ ત્યાંજ ચાલે, પરંતુ વિવેક–નેત્રવાળા પાસે તો તેની કીંમત તરતજ અંકાઇ જાય.

વિશેષમાં સત્ય માર્ગે ચાલનારા જનોની સંખ્યા પણ ઉન્માર્ગે જનારા કરતાં ઓછી હોય, તો તે બનવા જોગ છે. આ વાત તો **મહાવીર** સ્વામીના અને **ગોશાળાના** શ્રાવકોની સંખ્યા ઉપરથી પણ જોઇ શકાય છે, કેમકે જ્યારે **મહાવીર** સ્વામીના ૧૫૯૦૦૦ શ્રાવક (અને તેથી બમણી શ્રાવિકાઓ ભક્ત હતા), ત્યારે **ગોશાળાના** ૧૧૦૦૦૦૦ ( ? ) શ્રાવકો ભક્ત હતા. આ ઉપરથી ' प्रचुरप्रचारं ' એવું જે વિશેષણ મિથ્યાત્વીઓના મતને લાગૂ પાડ્યું છે, તે વાસ્તવિક છે, એમ જોઇ શકાય છે.

### શ્લોકની વિચિત્રતા—

આ શ્લોકમાં अहो, न, तु, इव, वा, हि, अत्र અને यद् એમ અવ્યયોનું વહાણુ ફાટયું છે અને તેમ છતાં પાદપૂર્તિમાટે એક પણ અવ્યયનો ઉપયોગ કર્યો નથી એ આશ્ચર્ય છે.

* * * *

कषायभङ्गे भगवतो बलवत्त्वमाह—

वन्या द्विपा इव सदैव कषायवर्गा
भञ्जन्ति नूतनतरूनिव सर्वजन्तून् ।
सिंहातिरेकतरसं हि विना भवन्तं
कस्तान् निवारयाति सञ्चरतो यथेष्टम् ? ॥ १४ ॥

## टीका

हे स्वामिन् ! कषायवर्गाः कषति-दहति प्राणिनां( नो ) जीवानामिति( निति ) कषः –संसारस्तस्यायो–लाभो येभ्यस्ते कषायाः–क्रोधादयस्तेषां वर्गाः, "वर्गस्तु सदृशां स्कन्धः"(का० ६, श्लो० ४९ ) इति हैमः । यद्वा तद्गणो वर्गः अनन्तानुबन्ध्यादिभेदचतुष्टयेन चतुर्गुणिताः कषाय-वर्गाः वन्या द्विपा इव सर्वजन्तून् नूतनतरूनिव भञ्जन्ति । कदा ? सदैव-सर्वस्मिन् काले । हीति निश्चितम् । भवन्तं विना–त्वां विना तान् यथेष्टं सञ्चरतो द्विपान् को निवारयति ? । किंविशिष्टं भवन्तं ? 'सिंहातिरेकतरसं' सिंहादतिरेकं–अधिकं तरः–पराक्रमो यस्य स तं सिंहातिरेकतर-सम् ॥ १४ ॥

## अन्वयः

(हे परम-आत्मन् !) कषाय–वर्गाः वन्याः द्विपाः इव सर्वजन्तून् नूतन-तरून् इव सदैव भञ्जन्ति; सिंह–अतिरेक–तरसं भवन्तं ( हि ) विना तान् यथेष्टं सञ्चरतः ( कषाय-द्विपान् ) कः निवारयति ? ।

## શબ્દાર્થ

वन्याः ( मू० वन्य )=જંગલી, વનમાં વસનારા.
द्विपाः ( मू० द्विप )=કુંજરો, હાથીઓ.
इव=જેમ.
सदैव=સર્વદા.
कषाय=ક્રોધાદિક કષાય.
वर्ग=( १ ) સમૂહ; ( २ ) ( ગણિત પ્રસિદ્ધ ) વર્ગ.
कषायवर्गाः=કષાયોના વર્ગો.
भञ्जन्ति ( धा० भञ्ज )=ભાંગે છે, નાશ કરે છે.
नूतन=નવીન.
तरु=વૃક્ષ, ઝાડ.
नूतनतरून्=નવીન વૃક્ષોને.
सर्व=સમસ્ત.
जन्तु=પ્રાણી.
सर्वजन्तून्=સમસ્ત પ્રાણીઓને
सिंह=સિંહ.
अतिरेक=અધિક.
तरस्=પરાક્રમ.
सिंहातिरेकतरसं=સિંહથી અધિક છે પરાક્રમ જેનું એવા.
हि=નિશ્ચયવાચક અવ્યય.
विना=વગર.
भवन्त ( मू० भवत् )=આપ.
कः ( मू० किम् )=કોણ.
तान् ( मू० तद् )=તેમને.
निवारयति ( धा० वार् )=અટકાવે.
सञ्चरतः ( मू० सञ्चरत् )=વર્તનારાને.
यथेष्टं=મરજી મુજબ.

## શ્લોકાર્થ

### કષાયનો નાશ કરવામાં પ્રભુનું અપૂર્વ બળ—

"( હે પરમાત્મા ! ) જેમ જંગલી હાથીઓ નવીન વૃક્ષોને ભાંગી નાંખે છે, તેમ કષાયના વર્ગો સમસ્ત પ્રાણીઓનો નાશ કરે છે. ( આ પ્રમાણે ) મરજીમુજબ વર્તનારા તે ( કષાયરૂપી કુંજરોને ) ખરેખર સિંહ કરતાં પણ અધિક પરાક્રમ છે જેવું એવા આપ સિવાય ( અન્ય ) કોણ અટકાવે ?"—૧૪

## સ્પષ્ટીકરણ

### જિનેશ્વર અને સિંહની તુલના—

જિનેશ્વર સિંહ કરતાં ચઢિયાતા છે, કેમકે કંદર્પરૂપી કુંજરનો તેમણે સર્વથા પરાજય કર્યો છે, જ્યારે સિંહ તો કોઇક વાર પણ તેને વશ બની જાય છે, કેમકે શું સિંહ વર્ષમાં એક વાર પણ વિષય-સેવન કરતો નથી કે ? કહ્યું પણ છે કે—

"सिंहो बली द्विरदशूकरमांसभोजी, संवत्सरेण रतिमेति किलैकवारम्"

## કષાય-મીમાંસા

'કષાય' શબ્દ 'કષ' અને 'આય' એ બે શબ્દોનો બનેલો છે. તેમાં 'કષ' એટલે 'સંસાર' અને 'આય' એટલે 'લાભ' તેમાં 'કષ' નો વ્યુત્પત્તિ-અર્થ એ છે કે "कषति-दहति प्राणिनः इति कषः" અર્થાત્ જે પ્રાણીઓને સંતપ્ત કરે છે, તે 'કષ' છે. સંસારમાં જન્મ-મરણના ફેરા ફેરવનાર 'કષાય' છે. આ કષાયના ક્રોધ (ગુસ્સો), માન ( ગર્વ ), માયા ( કપટ ) અને લોભ એમ ચાર મુખ્ય ભેદો છે. આ દરેકના એક એકથી મન્દ અને એથી કરીને તો ઓછા હાનિકારક એવા ( ૧ ) અનન્તાનુબન્ધી, ( ૨ ) અપ્રત્યાખ્યાન, ( ૩ ) પ્રત્યાખ્યાન અને (૪) સંજ્વલન એમ ચાર ચાર ભેદો છે.

### ક્રોધ—

ક્રોધને એક ક્ષણ વાર પણ આશ્રય આપવો એ સર્પને દૂધનું પાન કરાવ્યા બરાબર છે. તેણે પોતાના આશ્રયદાતાનો વિનાશ કરવાનું બીડું ઝડપ્યું હોય એમ લાગે છે[1]. ટુંકમાં આત્માની અવનતિ કરવામાંજ તેનું શૂરાતન સમાયેલું છે. આ સંબંધમાં શ્રીવિમલસૂરિએ ઠીકજ કહ્યું છે કે——

"आत्मानं परितापयत्यनुकलं जन्मान्तरेष्वप्यलं
दत्ते वैरपरम्परां परिजनस्योद्वेगमापादयेत् ।
धत्ते सद्गतिमार्गरोधनविधौ गन्धद्विपत्वं ततः
क्रोधस्येत्थमरे ! रिपोः क्षणमपि स्थातुं कथं दीयते ? ॥"

—સંવેગ-દ્રુમ-કન્દલી, શ્લો૦ ૫

---

૧ સરખાવો—

" क्रोधो हि शत्रुः प्रथमो नराणां
देहस्थितो देहविनाशनाय ।
यथा स्थितः काष्ठगतो हि वह्निः
स एव वह्निर्दहते शरीरम् ॥ "

અર્થાત્—અરે ! ક્રોધ આત્માને પ્રતિક્ષણ પરિતાપ કરે છે, જન્માન્તરમાં પણ અત્યંત વેરની પરંપરાનું પોષણ કરે છે, પરિજનને ( સ્વજનને ) શોકાતુર કરે છે અને સદ્ગતિના માર્ગનો નિરોધ કરવામાં ગન્ધ-હસ્તીની ગરજ સારે છે; વાસ્તે આ ક્રોધરૂપી વૈરીને એક ક્ષણ વાર પણ સ્થાન કેમ અપાય ?

ક્રોધના સંબંધમાં શ્રીમેરૂવિજયવિરચિત **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ** ( પૃ૦ ૨૨ )માં તથા **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૧૫૧ )માં વિશેષતઃ વિચાર કરેલો હોવાથી આ સંબંધમાં તો આટલુંજ નિવેદન કરવું બસ સમજાય છે.

**માન—**

માનના સંબંધમાં પણ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૫૨–૫૪)માં ઉલ્લેખ કરેલો હોવાથી અહિંઆ તેના સ્વરૂપ ઉપર પ્રકાશ પાડનારો ફક્ત એકજ શ્લોક વિચારી લઇએ.

"भ्राम्यत्यूर्ध्वमुखः क्षमो नमयितुं पूज्येऽपि नो कन्धरा-
मन्तःक्षिप्तकुशीलतावशतनुः प्राणी यद्भ्यासितः ।
तं मानं विपदां निधानमयशोराशेर्निदानं सदा
मुक्त्वा मार्दवमादरेण महता चेतः ! समभ्यस्यताम् ॥"

—સંવેગ૦, શ્લો૦ ૪.

અર્થાત્—હે મન ! જ્યારે માનના સેવનથી પ્રાણીનો દેહ અન્તઃકરણમાં ખોસી દીધેલી લોખંડની સળીથી [ અથવા દુષ્ટ આચરણથી ] જકડાઇ જાય છે અને એથી કરીને ઊંચું મુખ રાખીને ચાલતો તે માણસ પૂજનીય પ્રતિ પણ પોતાની ગરદન નમાવવાને સમર્થ થતો નથી, તો પછી આપત્તિઓના ભંડારરૂપ અને અપકીર્તિના સમૂહના કારણરૂપ એવા માનનો ત્યાગ કરીને મોટા આદરપૂર્વક તારે મૃદુતા ( નરમાશ ) મેળવવા પ્રયાસ કરવો જોઇએ.

**માયા—**

માયા કહો કે કપટ કહો કે દગો કહો એ બધું એકજ છે. દંભ, કુટિલતા. પ્રપંચ, વિશ્વાસઘાત અને ઠગાઇ એ એના પર્યાયો છે. અસત્ય વચન બોલાવનારી, અધ્યાત્મ સુખને અટકાવનારી, આચાર-વિચારને જલાંજલિ અપાવનારી અને સત્ક્રિયાને આચ્છાદિત કરનારી એવી આ માયાને શ્રીમાન્ **હેમચન્દ્ર**સૂરિ તરફથી નીચે મુજબનું પ્રમાણ-પત્ર મળેલું છે.

" असूनृतस्य जननी, परशुः शीलशाखिनः ।
जन्मभूमिरविद्यानां, माया दुर्गतिकारणम् ॥"

—યોગશાસ્ત્ર, પ્ર૦ ૪, શ્લો૦ ૧૫.

અર્થાત્—માયા એ મૃષાવાદ ( અસત્ય )ની માતા છે, શીલરૂપી વૃક્ષને ( કાપનારી ) કુહાડી છે, અવિદ્યાની જન્મ-ભૂમિ છે અને કુગતિનું કારણ છે.

---

૧ સરખાવો—

" दम्भो मुक्तिलतावह्नि-र्दम्भो राहुः क्रियाविधौ ।
दौर्भाग्यकारणं दम्भो, दम्भोऽध्यात्मसुखार्गलः ॥ "

માયાવી પુરૂષ અન્યને છેતરી શકે એમાં નવાઇ જેવું નથી, પરંતુ 'ખાડો ખોદે તે પડે' એ કહેવત મુજબ માયાવી પોતાના આત્માનેજ છેતરે છે. આ વાતની નીચેનો શ્લોક સાક્ષી પૂરે છે.

" कौटिल्यपटवः पापा, मायया बकवृत्तयः ।
भुवनं वञ्चयमाना, वञ्चयन्ते स्वमेव हि ॥ "

—યોગશાસ્ત્ર, પ્ર૦ ૪, શ્લો૦ ૧૬.

અર્થાત્—કુટિલતામાં કુશળ અને માયા વડે બકવૃત્તિને ધારણ કરનારા એવા પાપીઓ જગત્‌ને ઠગતાં પોતેજ ઠગાય છે.

માયારૂપી મહારાક્ષસીના પંજામાં અનેક જનો સપડાઇ જાય છે. જુગારીઓ તેમજ વેશ્યાઓ પ્રપંચ-જાળ પાથરવામાં કચ્ચાસ ન રાખે એમાં કંઇ આશ્ચર્ય નથી. પરંતુ કેટલાક વ્યાપારીઓ અને રાજાઓ પણ કુટિલતાનો ઉપયોગ કરવામાં પાછી પાની કરતા નથી. અરે આ તો ગૃહસ્થોની વાત કરી, પરંતુ કેટલાક સંન્યાસીઓ અને નામધારી જોગીઓ પણ માયાદેવીના ભક્ત બને છે. આથી કરીને તો કહેવામાં આવે છે કે—

" મુખમેં રામ, બગલમેં છુરી,
ભગત ભયે પણ દાનત બુરી. "

પરંતુ યાદ રાખવું જોઇએ કે ' દગો કોઇનો સગો નથી'. તેનો અલ્પ સહવાસ પણ અનર્થનું કારણ થઇ પડે છે. કહ્યું પણ છે કે—

" दम्भलेशोऽपि मल्ल्यादेः, स्त्रीत्वानर्थनिबन्धनम् ।
अतस्तत्परिहाराय, यतितव्यं महात्मना ॥ "

અર્થાત્—**મલ્લિનાથ** જેવા તીર્થંકરાદિક મહાત્માઓને પણ (પૂર્વ જન્મમાં તપસ્યા માટે કરેલો) દંભનો અંશ પણ સ્ત્રી-વેદરૂપ અનર્થનું કારણ થઇ પડ્યો, તો તેથી કરીને મહાત્માએ તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો જોઇએ ( એટલે કે માયારૂપી મહારાક્ષસીના ફંદમાં ફસાયેલાને મુક્ત કરનારી એવી સરલતારૂપી સૌભાગ્યદેવીની સેવા સ્વીકારવી જોઇએ ).

**લોભ—**

આ ત્રિભુવનમાં કોઇનું પણ એકછત્ર સામ્રાજ્ય હોય, તો તે લોભ રાજાધિરાજનું[1] છે, કેમકે તેનું બળ તો એકેન્દ્રિયના ઉપર પણ ચાલે છે. એના સમર્થનમાં કહેવાનું કે—

" अहो लोभस्य साम्राज्य-मेकच्छत्रं महीतले ।
तरवोऽपि निधिं प्राप्य, पादैः प्रच्छादयन्ति यत् ॥ "

અર્થાત્—અહો ! ભૂમંડળમાં લોભનું એકછત્ર સામ્રાજ્ય છે, કેમકે નિધાનને પ્રાપ્ત કર્યા બાદ વૃક્ષો પણ તેને પોતાનાં મૂળો વડે ઢાંકી રાખે છે.

---

૧ રાજાધિરાજ કહેવાનું કારણ એ છે કે લોભનું રાજ્ય ચક્રવર્તીના કરતાં પણ વિશાળ છે અને તેનું ક્ષેત્ર ફક્ત મર્ત્ય-લોકજ નથી, પરંતુ સ્વર્ગ અને પાતાલમાં પણ તેની વિજય-પતાકા ફરકી રહે છે.

અરે, દ્રવ્યના લોભથી પ્રાણીઓ પોતાનાં પૂર્વ નિધાનોનાં સ્થાનોમાં સર્પ, ગરોળી, ઉંદર ઇત્યાદિ અધમ પંચેન્દ્રિય જીવો તરીકે ઉત્પન્ન થાય છે.[1] વળી આ લોભરૂપી સેતાન તો ભૂત, પિશાચ ઇત્યાદિ દેવોને પણ સતાવે છે, કેમકે તેઓ લોભને વશ થઇ નિધાન-ભૂમિ ઉપર ફર્યા કરે છે.[2] વળી ઉચ્ચ જાતિના દેવોની પણ લોભ દુર્દશા કરે છે. કહ્યું પણ છે કે—

" भूषणोद्यानवाप्यादौ, मूर्च्छितास्त्रिदशा अपि ।
च्युत्वा तत्रैव जायन्ते, पृथ्वीकायादियोनिषु ॥ "

અર્થાત્—ઘરેણાં, બાગ, વાવ ઇત્યાદિમાં મોહમુગ્ધ બનેલા દેવો પણ ચ્યવીને[3] તેજ પૃથ્વીકાયાદિક યોનિઓમાં ઉત્પન્ન થાય છે.

લોભના પરાક્રમના સંબંધમાં જેટલું કથન કરવામાં આવે તેટલું થોડું છે, કેમકે કહ્યું પણ છે કે—

" सब अवगुणको गुण लोभ भयो
तब और अवगुण भयो न भयो "

અર્થાત્ જ્યારે સમસ્ત અવગુણોના ગુણરૂપ લોભ પ્રાપ્ત થયો, તો પછી બીજા અવગુણો હોય કે ન હોય તે સરખુંજ છે.

હવે આપણે પ્રથમ તો તેના પંજામાં સપડાયેલા સાધારણ મનુષ્ય સંબંધી વિચાર કરી લઇએ. આ સંબંધમાં શ્રીસોમપ્રભસૂરિએ કહ્યું છે કે—

" यद् दुर्गामटवीमटन्ति विकटं क्रामन्ति देशान्तरं
गाहन्ते गहनं समुद्रमतनुक्लेशां कृषिं कुर्वते ।
सेवन्ते कृपणं पतिं गजघटासंघट्टदुःसंचरं
सर्पन्ति प्रधनं धनान्धितधियस्तल्लोभविस्फूर्जितम् ॥ "
—સિન્દૂર-પ્રકર, શ્લો૦ ૫૭.

અર્થાત્—ધન મેળવવામાં આંધળા બનેલા એવા મનુષ્યો દુર્ગમ્ય અરણ્યમાં રખડે છે, વિકટ દેશાન્તરમાં ભટકે છે, ઊંડા સમુદ્રમાં પ્રવેશ કરે છે, અત્યન્ત ક્લેશકારી ખેતી કરે છે, ( મમ્મણ

---

૧ સરખાવો—

"भुजङ्गगृहगोधाः स्यु-र्मुह्या. पञ्चेन्द्रिया अपि ।
धनलोभेन जायन्ते, निधान स्थूलभूमिषु ॥ "

૨ સરખાવો—

"पिशाचमुद्गलप्रेत-भूतयक्षादयो धनम् ।
स्वकीयं परकीयं वा-ऽप्यधितिष्ठन्ति लोभतः ॥ "

૩ દેવોના મરણને ' ચ્યવન ' કહેવામાં આવે છે

૪ ' પૃથ્વીકાયાદિક'થી અત્ર પૃથ્વીકાય, જલ-કાય અને વનસ્પતિ-કાય સમજવા.

૫ સરખાવો—

" हिंसेव सर्वपापानां, मिथ्यात्वमिव कर्मणाम् ।
राजयक्ष्मेव रोगाणां, लोभः सर्वागसां गुरुः ॥ "

શેઠ જેવા ) કૃપણ સ્વામીની પણ સેવા કરે છે અને હાથીઓના સમુદાયના સંઘર્ષે કરીને અગમ્ય ( જેમાં દુઃખેથી પ્રવેશ થઇ શકે એવા ) યુદ્ધમાં પણ જાય છે, એ બધો લોભનો પ્રતાપ છે.

આ તો આપણે સામાન્ય ગૃહસ્થને લગતી હકીકત વિચારી. પરંતુ દીક્ષા ગ્રહણ કરેલા અને 'ઉપશાન્ત મોહ' નામના અગ્યારમા ગુણસ્થાન સુધી જઇ પહોંચેલા મુનિવરોનું પણ અધઃપતન કરાવવાનું લોભ સિવાય અન્ય કોઇ કષાય બીડું ઝડપી શકે તેમ નથી.

મુનિવરોની પણ આવી દશા થાય તેમાં આશ્ચર્ય જેવું છે તેની સાથે એ પણ વિચારવા જેવી વાત છે કે પ્રથમ તીર્થંકર **શ્રીઋષભદેવ**ના પુત્રો **ભરત** અને **બાહુબલિ** કે જેઓ તેજ ભવમાં મોક્ષે જનારા હતા, તેઓ વચ્ચે પણ રાજ્ય બાબત ( તેમના પિતાશ્રી આ પૃથ્વીને પાવન કરતા હતા તેવા સમયમાં ) પણ દારૂણ યુદ્ધ સળગી ઊઠયું. ( આવી પરિસ્થિતિમાં અલ્પ સત્ત્વવાળા રાજાઓ ગ્રામાદિકની સીમાના લોભથી આપસઆપસમાં લડી મરે તેમાં તો કહેવુંજ શું ? )

જ્યારે આ પ્રમાણે લોભ ત્રૈલોક્યના ઉપર કાળો કેર વર્તાવવામાં કુશળ છે અને સર્વ સદ્-ગુણોનો સંહાર કરવામાં એક્કો છે, તો પછી શાસ્ત્રકાર તેના સંબંધમાં—

**" कोहो पीइं पणासेइ, माणो विणयनासणो**
**माया मित्ताणि नासेइ, लोहो सव्वविणासणो ॥ "**

—દશવૈકાલિક, અ० ૮, સૂ० ૩૮

અર્થાત્ ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, માન વિનયનો ભંગ કરે છે, માયા મિત્રતાનો ધ્વંસ કરે છે, જ્યારે લોભ તો સર્વ ( ગુણો )નો સંહાર કરે છે—

—એવો અભિપ્રાય રજુ કરે, તો તેમાં જરાએ ખોટું નથી.

આ પ્રકરણ પૂર્ણ કરીએ તે પૂર્વે વારંવાર મોટી ભરતીની માફક ફેલાતા લોભરૂપી સમુદ્રને વશ કરવામાં સંતોષ એ સેતુરૂપ છે એમ નિવેદન કરનારા **શ્રીહેમચન્દ્રાચાર્યે** રચેલા—

---

૧ જૈન શાસ્ત્રમાં આત્મ-વિકાસનાં ૧૪ સ્થાનો બતાવ્યાં છે. આ સ્થાનોને 'ગુણસ્થાન' કહેવામાં આવે છે. આ વિષયના જિજ્ઞાસુએ **શ્રીરત્નશેખરસૂરિ**કૃત **'ગુણસ્થાન-ક્રમારોહ'** અને **શ્રીહરિભદ્રસૂરિ**કૃત **'યોગદૃષ્ટિ-સમુચ્ચય'** જોવા.

૨ સંસ્કૃત છાયા— क्रोधः प्रीतिं प्रणाशयति, मानो विनयनाशकः ।
माया मित्राणि नाशयति, लोभः सर्वविनाशकः ॥

૩ આમ કહેવું બરાબર છે, કેમકે લોભનો કંઇ થોભ નથી. આ સંબંધમાં **કપિલ** કેવલીનું દૃષ્ટાન્ત વિચારવા જેવું છે કહ્યું પણ છે કે—

" जहा लाहो तहा लोहो, लाहा लोहो पवड्ढइ ।
दोमासाकणयकज्जं, कोडीएवि न निवट्टियं ॥ "
[ *यथा लाभस्तथा लोभो, लाभात् लोभः प्रवर्धते ।*
*द्विमाषकनककार्यं, कोट्याऽपि न निवर्तितम् ॥* ]

અર્થાત્ જેમ લાભ તેમ લોભ, લાભથી લોભ વધે છે. બે માસા ( તોલા ) કાંચનનું કાર્ય કરોડ માસાથી પણ સર્યું નહિ.

" लोभसागरमुद्वेल—मतिवेलं महामतिः ।
सन्तोषसेतुबन्धेन, प्रसरन्तं निवारयेत् ॥ "

—યોગશાસ્ત્ર, પ્ર૦ ૪, શ્લો૦ ૨૨

—શ્લોકના દર્શન કરી લઇએ.

ઉપર્યુક્ત કષાય-મીમાંસાના વિવેચનમાંથી સાર એ નીકળે છે કે ક્રોધાદિક કષાયો ઉપર [1]વિજય મેળવવા બનતો પ્રયાસ કરવો જોઇએ. કેમકે કહ્યું પણ છે કે—

" सकषायो नरः सत्सु, गुणवानपि नार्थ्यते ।
यतो न विषसंपृक्तं, परमान्नमपीष्यते ॥ "

અર્થાત્—કોઇક મનુષ્ય ગુણવાન્ હોય પરંતુ જો તે કષાયથી યુક્ત હોય, તો સજ્જનોમાં તે ઇષ્ટ નથી, કેમકે જો પરમાન્ન પણ ( અલ્પ ) વિષથી પણ મિશ્રિત હોય, તો શું તે ઇચ્છવા યોગ્ય ગણાય ?

* * * * *

उपसर्गसहने भवगतो दृढतां दर्शयन्नाह—

द्विट्सङ्गमेन महतामुपसर्गकाणां
या विंशतिस्तु ससृजे जिन ! नक्तमेकम् ।
चित्तं चचाल न तया तव झञ्झया तु
किं मन्दराद्रिशिखरं चलितं कदाचित् ? ॥ १५ ॥

**टीका**

हे जिन ! द्विट्सङ्गमेन द्वेष्टीति द्विट् अभव्यत्वान्नित्यद्वेषी यः सङ्गमो देवस्तेन या महतामुपसर्गकाणां विंशतिः ससृजे-चक्रे। कियत् कालं ? एकनक्तं-एकरात्रिं यावत्। तयोपसर्गविंशत्या तव चित्तं न चचाल-नो चलति स्म। दृष्टान्तमाह—झञ्झया तु-वृष्टियुक्तमहावातेन मन्दराद्रिशिखरं किं कदाचित् चलितं ? न चलितमित्यर्थः। मन्दरो-मेरुः स चासावद्रिश्च-पर्वतस्तस्य शिखरम्। " धूलीपिवीलियाओ " (आवश्यकनिर्युक्तौ गा० ५०२-५०४) इत्याद्युपसर्गाणां विंशतिः ॥१५॥

**अन्वयः**

( हे ) जिन ! द्विट्-सङ्गमेन महतां उपसर्गकाणां या विंशतिः तु एकं नक्तं ससृजे, तया तव चित्तं न चचाल, झञ्झया तु किं मन्दर-अद्रि-शिखरं कदाचित् चलितम् ? ।

---

[1] આ વિજય મેળવવાનો સાચો, સીધો અને સરલ માર્ગ એ છે કે—

" क्षान्त्या क्रोधो मृदुत्वेन, मानो मायाऽऽर्जवेन च ।
लोभश्चानीहया जेयाः, कषाया इति सङ्ग्रहः ॥ "

—યોગશાસ્ત્ર, પ્ર૦ ૪, શ્લો૦ ૨૩

અર્થાત્ ક્રોધનો ક્ષમા વડે, માનનો નમ્રતા વડે, માયાનો સરલતા વડે અને લોભનો અનિચ્છા ( સંતોષ ) વડે જય કરવો. આ પ્રમાણે સમસ્ત કષાયોને જીતવાનો સંગ્રહ છે.

## શબ્દાર્થ

**द्विट्** ( मू० द्विष् )=દ્વેષી.
**सङ्गम**=સંગમ (નામનો દેવ).
**द्विट्सङ्गमेन**=દ્વેષી સંગમ વડે.
**महतां** ( मू० महत् )=મોટા.
**उपसर्गकाणां** (मू० उपसर्गक)=ઉપસર્ગોની, ઉપદ્રવોની
**या** ( मू० यद् )=જે.
**विंशतिः** ( मू० विंशति )=વીસ
**तु**=વિશેષતાવાચક અવ્યય.
**ससृजे** ( धा० सृज् )=કરવામાં આવી.
**जिन** ! ( मू० जिन )=હે વીતરાગ !
**नक्तं** ( मू० नक्त )=રાત્રિ.
**एकं** ( मू० एक )=એક.
**चित्तं** ( मू० चित्त )=મન.
**चचाल** ( धा० चल् )=ચળ્યું.
**न**=નહિ.
**तया** ( मू० तद् )=તેનાથી.
**झञ्झया** ( मू० झञ्झा )=વૃષ્ટિ-યુક્ત પ્રચડ પવનથી.
**किं**=શું.
**मन्दर**=મેરૂ ( પર્વત ).
**अद्रि**=પર્વત, ગિરિ.
**शिखर**=શિખર, ટોચ.
**मन्दराद्रिशिखरं**=મેરૂ ગિરિનું શિખર.
**चलितं** ( मू० चलित )=ચલાયમાન થયેલું.
**कदाचित्**=કદાપિ, ક્યારે પણ.

## શ્લોકાર્થ

### ઉપસર્ગો સહન કરવામાં પ્રભુની દૃઢતા—

"હે વીતરાગ ! ( અભવ્ય હોવાને લીધે સજ્જનોના નિત્ય ) દ્વેષી એવા **સંગમે** જે મોટા વીસ ઉપસર્ગો એક રાત્રિમાં કર્યા, તેથી કરીને તારૂ ચિત્ત ચળ્યું નહિ ( તે યુક્તજ છે, કેમકે ) શું ( મુસળધાર ) વૃષ્ટિયુક્ત એવા પ્રચણ્ડ પવનથી પણ મેરૂ ગિરિનું શિખર કદાપિ ચલાયમાન થાય છે કે ?"—૧૫

## સ્પષ્ટીકરણ

### સંગમ અને તેણે કરેલા ઉપસર્ગો—

**સંગમ** એ **સૌધર્મ** દેવલોકનો એક સામાનિક[1] દેવ હતો. એકદા આ દેવલોકનો સ્વામી સૌધર્મેન્દ્ર ( **શક્ર** ) અનેક દેવ અને દેવાંગનાઓથી અલંકૃત એવી પોતાની સભામાં બેઠો હતો. તેવામાં તેણે **મહાવીર** સ્વામીના ધૈર્યની પ્રશંસા કરતાં કહ્યું કે—"હે દેવાનુપ્રિયો ! **ભરતક્ષેત્ર**માં **પેઢાલ** ગામની સમીપમાંના **પોલાસ** ચૈત્યમાં અત્યારે **મહાવીર** ભગવાન્ કાયોત્સર્ગ ધ્યાનમાં લીન છે અને તેને ચલાયમાન કરવાને માટે કોઇ સુર કે અસુર—અરે ત્રૈલોક્યમાં કોઇ પણ સમર્થ નથી." આ સાંભળતાંજ **સંગમ** કે જે સદાને માટે સમ્યક્ત્વથી વંચિત રહેનાર હતો, તેને ખૂબ ગુસ્સો ચઢ્યો. તે **શક્ર**ને કહેવા લાગ્યો કે—"જેનાં શિખરો ગગનને રૂંધી રહ્યાં છે અને જેનાં મૂળ પાતાળમાં ઊંડા ઉતરી ગયાં છે એવા **મેરૂ** પર્વતને પણ હસ્ત વડે એક પત્થરના ટુકડાની માફક દૂર ફેંકી દેવામાં, બ્રહ્માણ્ડને પણ જલમાં નિમગ્ન કરવામાં, સાગરનું પણ એક ઘુટડામાં પાન કરી જવામાં તેમજ આ સમસ્ત પૃથ્વીને એક છત્રની માફક હસ્ત વડે ઉપાડી લેવામાં સમર્થ એવા દેવની આગળ કયો પ્રાણી હિસાબમાં છે કે તમે આ એક શ્રમણ **મહાવીર**ની આટલી બધી

૧ દેવોના ઇન્દ્ર, સામાનિક, ત્રાયસ્ત્રિંશ ઇત્યાદિ જે દશ ભેદો પાડવામાં આવે છે, તે પૈકી આ બીજો ભેદ છે. સામાનિક દેવ પ્રધાન, પિતા, ગુરૂ, ઉપાધ્યાય વગેરેની માફક ઇન્દ્રના સમાન ઐશ્વર્ય ( ઠકુરાઇ )વાળો છે, પરંતુ તે ઇન્દ્રપણાથી રહિત છે.

પ્રશંસા કરો છો ! હું હમણાજ જાઉં છું અને એને ચલાયમાન કરીને પાછો વળું છું." આ સમયે ઇન્દ્રે વિચાર કર્યો કે જો હું આને રોકીશ, તો આના મનમાં પ્રભુના સામર્થ્ય વિષે શંકા ઉદ્ભવશે. આથી તેણે તેને જવા દીધો.

એક શિલાતલ ઉપર જાનુ પર્યંત હસ્તને લંબાવીને, શરીરને જરા નમાવીને તથા નિર્નિમેષ નેત્ર એક રૂક્ષ દ્રવ્ય ઉપર દૃષ્ટિ રાખીને અષ્ટમ તપપૂર્વક એક રાત્રિને માટે મહાપ્રતિમાને ધારણ કરીને ઊભા રહેલા **મહાવીર સ્વામીને** જોતાં તો **સંગમ**ના કોપનો પાર રહ્યો નહિ; કેમકે સજ્જનને જોતાં દુર્જન ક્રોધ કરે, તો તેમાં શી નવાઇ? તે તો એક પછી એક ઉપસર્ગ કરવા તૈયાર થઇ ગયો.

( ૧ ) ધૂળની વૃષ્ટિ—પ્રથમ તો **સંગમે** ધૂળની એવી વૃષ્ટિ કરી કે પ્રભુનાં સર્વ નાસિકાદિ છિદ્રો તેથી પુરાઇ ગયાં અને શ્વાસોચ્છ્વાસ લેવાનું કાર્ય પણ અશક્ય થઇ પડ્યું. પરંતુ જ્યારે એથી પણ યોગીશ્વર **મહાવીર** તલમાત્ર પણ ધ્યાનથી ચલિત ન થયા, ત્યારે **સંગમે** બીજો ઉપાય શોધી કાઢ્યો.

( ૨ ) વજ્રમુખી કીડીઓ—પ્રથમ ઉપસર્ગથી જ્યારે કંઇ વળ્યું નહિ, ત્યારે **સંગમે** ધૂળને દૂર કરીને પ્રભુના શરીરના ઉપર કીડીઓ વિકુર્વી. આ કીડીઓ પ્રભુના શરીરરૂપી વસ્ત્રમાં એક તરફથી પેસી બીજી તરફથી સોયની જેમ બહાર નીકળતી હતી. કીડીઓના તીક્ષ્ણ મુખાગ્ર વડે પ્રભુનું આખું શરીર વીંધાઇ ગયું. પરંતુ નિર્ભાગીની આશા જેમ નિષ્ફળ જાય છે, તેમ આવો ઉપસર્ગ કરવાથી પણ **સંગમ**નો શુક્રવાર ન વળ્યો. ત્યારે તેણે નવીન યોજના ઘડી કાઢી.

( ૩ ) પ્રચંડ ડાંસો—દુર્જનતાની કંઇ હદ હોતી નથી, એ નિયમાનુસાર **સંગમે** પ્રચંડ ડાંસો વિકુર્વ્યા. તેના પ્રહારથી પ્રભુના શરીરમાંથી ગાયના દૂધ જેવું રૂધિર વહેવા લાગ્યું.[2] આથી પણ પ્રભુ તો ક્ષોભ નહિ પામ્યા, ત્યારે **સંગમ** વધારે ઘોર ઉપસર્ગ કરવા તૈયાર થયો.

( ૪ ) ઘીમેલો—ચોથા ઉપસર્ગ તરીકે ચટકા ભરવામાં પાછી ન પડે તેવી **સંગમે** ઘીમેલો વિકુર્વી. આ ઘીમેલો તો ચટકા મારવાને માટે પ્રભુના શરીર ઉપર એવી ચોંટી જતી હતી કે જાણે તે દેહની રોમ-પંક્તિજ હોય એમ દેખાવા લાગી. આથી પણ જગદ્ગુરૂ ધ્યાનથી ચલિત થયા નહિ, ત્યારે **સંગમ** વિચારવા લાગ્યો કે હવે શું કરવું ! વીલે મોઢે સુર-સભામાં જવું તે તો ઠીક નહિ, વાસ્તે હીંમત ન હારતાં મારે ફરી ઉદ્યમ કરવો.

( ૫ ) વીંછીઓ—આ વખતે તેણે અતિશય ઝેરી વીંછીઓ વિકુર્વ્યા. તેના આંકડાઓના પ્રહારથી પ્રભુનું શરીર છિન્ન-ભિન્ન થઇ ગયું. પરંતુ પ્રભુ તો ધ્યાનારૂઢજ રહ્યા, ત્યારે તેણે નીચે મુજબનો છઠ્ઠો ઉપસર્ગ કર્યો.

( ૬ ) નકુલો—તેણે વિકુર્વેલા નકુલો ( નોળીઆઓ ) પોતાના ઉગ્ર દાંત વડે પ્રભુના શરીરમાંથી તોડી તોડીને તેનું માંસ બહાર કાઢવા લાગ્યા. આથી પણ જ્યારે **સંગમ**નો બેડો પાર પડ્યો નહિ, ત્યારે તેણે નૂતન ઉપાય શોધી કાઢ્યો.

---

૧ આની માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૨૧૩ ).

૨ તીર્થંકરના રૂધિરનો વર્ણ ગાયના દૂધ જેવો સફેદ છે. આ તેમના ચોત્રીસ અતિશયોમાંનો એક છે.

( ૭ ) સર્પો—આ ઉપાય તે બીજો કોઇ નહિ, પરંતુ તેણે યમરાજના દંડ જેવા ભયંકર અને મોટી ફેણવાળા સર્પો (સાપો) વિકુર્વ્યા. જેમ વૃક્ષને લતા વીંટી લે છે, તેમ આ સર્પોએ નખથી તે મસ્તક સુધી પ્રભુના શરીરને વીંટી લીધું અને તેના શરીરમાં પોતાનાથી બને તેટલી વેદના ઉત્પન્ન કરવામાં કચ્ચાસ ન રાખી. કિન્તુ આથી પણ **સંગમ**નું કાર્ય સર્યું નહિ, એટલે તેણે 'હાર્યો જુગારી બમણું રમે' તેમ આઠમા ઉપસર્ગનો પ્રારંભ કર્યો.

( ૮ ) ઉંદરો—આઠમા ઉપસર્ગ તરીકે તેણે વજ્ર જેવા દાંતવાળા ઉંદરો વિકુર્વ્યા. તેઓએ પ્રભુને કરડવામાં પોતાનું સમસ્ત બળ વાપર્યું. પરંતુ પ્રભુ તો નિશ્ચલ રહ્યા એટલે ક્રોધથી ભૂત જેવો બનેલો એવો **સંગમ** વધારે વધારે ઉપદ્રવ કરવા તૈયાર થયો.

( ૯ ) કુંજર—જેનાં ચરણના ધબકારાથી આખી પૃથ્વી ધ્રુજી ઊઠે એવો અને જેની સૂંઢ આકાશને પણ અડકી શકે તેવો એક મદોન્મત્ત કુંજર (હાથી) વિકુર્વ્યો. આ કુંજર એકદમ દોડતો પ્રભુની પાસે આવ્યો અને તેણે તેમને પોતાની સૂંઢ વડે અદ્ધર ઉપાડીને આકાશમાં ઉછાળ્યા. આથી પણ જાણે તે ધરાયો ન હોય તેમ તે પોતાના દંતશૂળ ઊંચા રાખીને ઊભો રહ્યો. આમ કરવામાં તેની એ ઇચ્છા હતી કે પ્રભુ નીચે પડે ત્યારે તેને દંતશૂળ વડે ઝીલવા કે જેથી તેની છાતી ચીરાઇ જાય અને તેના દેહનો અંત આવે. આ પ્રમાણે કરવા છતાં પણ પ્રભુ તો પોતાના ધ્યાનમાં મગ્નજ રહ્યા એટલે **સંગમે** વળી કોઇ અન્યજ ઉપદ્રવ કરવા માંડ્યો.

( ૧૦ ) હાથિણી—આ વખતે તેણે હાથિણી વિકુર્વી. આ હાથિણી પ્રભુને દાંત વડે ભેદવા લાગી અને વિષની જેમ પોતાના મદ-જલનું તે તે ભાગ ઉપર સિંચન કરવા લાગી. પરંતુ તેથી પણ પ્રભુ તો ક્ષોભ નહિજ પામ્યા. એટલે **સંગમ** અન્ય ઉપસર્ગ કરવા કટિ-બદ્ધ થયો.

( ૧૧ ) પિશાચ—પ્રજ્વલિત અગ્નિકુંડને પણ લજ્જાસ્પદ કરનારા એવા અનેક જ્વાલાઓથી વ્યાપ્ત મુખવાળો, યમરાજના ગૃહ-સ્તંભ જેવી ભુજાવાળો, તાડ વૃક્ષ જેવી જંઘાવાળો, ચર્મ-વસ્ત્રને ધારણ કરનારો, અટ્ટાટ્ટહાસ્ય કરતો અને 'કિલ' 'કિલ' શબ્દ કરી ફુત્કારા કરતો એવો એક પિશાચ તેણે વિકુર્વ્યો. આ પિશાચ કાતી લઇને પ્રભુની સમીપ દોડી આવ્યો. પરંતુ તે પણ આખરે હારી ગયો, એટલે **સંગમે** એક ભયંકર વ્યાઘ્ર (વાઘ) વિકુર્વ્યો.

( ૧૨ ) વ્યાઘ્ર—પુચ્છ(પૂંછડા)ની છટાના આચ્છોટનથી જાણે પૃથ્વીને ફાડી નાખતો હોય તેવો તે વ્યાઘ્ર વજ્ર જેવી પોતાની દાઢોથી અને ત્રિશૂળના જેવા નખાગ્રોથી પ્રભુને દુઃખ દેવા લાગ્યો. પરંતુ આખરે તે પણ નિસ્તેજ થઇ ગયો એટલે વળી કોઇક નવીન ઉપસર્ગ કરવા **સંગમ** તૈયાર થયો.

( ૧૩ ) **સિદ્ધાર્થ** અને **ત્રિશલા**—સંગમ મહાવીર પ્રભુ પાસે તેમના પિતા **સિદ્ધાર્થ** રાજાનું રૂપ લઇ આવ્યો અને કહેવા લાગ્યો કે મારી વૃદ્ધાવસ્થામાં તારો વડીલ બંધુ **નંદિવર્ધન** મારી ઉપેક્ષા કરે છે તેથી તું આ દીક્ષા-વ્રત મૂકી દઇ મારી સેવા કર. આ પ્રમાણે તેણે ઘણા કાલાવાલા કર્યા, પરંતુ તે મગશિળીઆ પત્થર ઉપર થતી જલની વૃષ્ટિની જેમ નિષ્ફળ ગયા. આથી **સંગમ** પ્રભુની માતા **ત્રિશલા** દેવીનું રૂપ ધારણ કરી વારંવાર વિલાપ કરવા લાગ્યો, પરંતુ

અરણ્યમાં રૂદન કરે તો તેની કોણ દરકાર કરે તેમ તે આ કાર્યમાં પણ ફાવ્યો નહિ. ત્યારે તે બહુજ કોપાયમાન થયો અને તેણે મનુષ્યોની એક છાવણી વિકુર્વી.

(૧૪) રસોઇઓ—આ છાવણીમાં એક રસોઇઓ ભાત રાંધવા તૈયાર થયો. તેને ચૂલો નહિ મળવાથી તેણે પ્રભુનાં ચરણોને ચૂલો કલ્પીને તેના ઉપર ભાતનું ભાજન ચડાવ્યું અને તેમનાં ચરણોની વચ્ચે અગ્નિ પ્રજ્વલિત કર્યો. પ્રભુએ આવુ અઘોર દુઃખ પણ ધૈર્યપૂર્વક સહન કર્યું અને તેઓ પોતાના ધ્યાનમાં એકતાન રહ્યા. આથી **સંગમ** ઉલટો ચીડાયો અને તેણે ચંડાળનું રૂપ વિકુર્વ્યું.

(૧૫) ચંડાળ—આ ચંડાળે પ્રભુના કંઠમાં, કાનમાં અને ભુજામાં ક્ષુદ્ર પક્ષીઓનાં પાંજરાં લટકાવ્યાં. આ પક્ષીઓએ ચાંચ અને નખના પ્રહારથી પ્રભુની કાયાને ચાળણીની જેમ અનેક છિદ્રવાળી બનાવી દીધી. પરંતુ તેથી આ યોગીશ્વરને શું ? તેઓ તો પોતાના ધ્યાનમાં નિશ્ચળજ રહ્યા. આથી **સંગમે** નવી યુક્તિ શોધી કાઢી.

(૧૬) પ્રચંડ પવન—**સંગમે** પ્રૌઢ વૃક્ષોને પણ તૃણની માફક આકાશમાં ઉછાળતો ચારે દિશાઓમાં પથરા અને કાંકરાઓનો વરસાદ વરસાવતો અને ચોતરફ ધૂળ ઉડાડતો એવો પવન વિકુર્વ્યો. આ પવન પ્રભુને ઊંચકી ઊચકીને પટકવા લાગ્યો. પરંતુ ધ્યાનમાં આરૂઢ થયેલા આ યોગીશ્વરને તેની ક્યાં પરવા હતી. આથી **સંગમ** નૂતન ઉપદ્રવ કરવા લાગ્યો.

(૧૭) વંટોળીઓ—પર્વતોને પણ ભમાડવાને પરિપૂર્ણ પરાક્રમવાળો વંટોળીઓ વિકુર્વીને **સંગમ** પ્રભુને કુંભારના ચક્રની જેમ ભમાડવા લાગ્યો. પરંતુ પ્રભુનું ચિત્ત ધ્યાનથી ચલિત થયું નહિ. એટલે તેણે નવીન ઉપાય શોધી કાઢ્યો.

(૧૮) કાલ-ચક્ર—**સંગમે** હજાર ભાર લોઢાથી ઘડેલુ, પૃથ્વીનો સંપુટ કરવામાં સહાયક અને તેટલા પ્રમાણવાળું, ઉછળતી જ્વાલાઓથી દશે દિશાઓને વિકરાળ બનાવતું અને કુલ-પર્વતોના પણ ચૂરેચૂરા કરવામાં સમર્થ એવું એક કાલ-ચક્ર વિકુર્વ્યું. ત્યાર પછી **રાવણે** જેમ **કૈલાસ** પર્વત ઉપાડ્યો હતો તેમ તેને ઉપાડીને પ્રભુનો પ્રાણ લેવાના ઇરાદાથી તેણે તે તેના ઉપર ફેંક્યું. આથી પ્રભુ જાનુ પર્યંત જમીનમાં દટાઇ ગયા, પરંતુ તેમણે પોતાનું ધ્યાન તો ચાલૂજ રાખ્યુ. આથી **સંગમે** વિચાર્યું કે અનુકૂળ ઉપસર્ગો કર્યા વિના પ્રભુને ક્ષોભ પમાડવા તે અશક્ય છે.

(૧૯) પ્રભાત—તે દુષ્ટ દેવે અકાલે પ્રભાતની રચના કરી. પરંતુ આ માયાવીના કપટથી પ્રભુ અજ્ઞાત નહિ હોવાને લીધે તેઓ લગારે ચલાયમાન થયા નહિ. આથી તે દેવે એક નવીન યુક્તિ શોધી કાઢી. આ યુક્તિ-અનુસાર **સંગમે** એક વિમાન વિકુર્વ્યું અને તેમાં તે દેવનું રૂપ લઇને પ્રભુ પાસે આવ્યો. જાણે પ્રભુના ધૈર્યથી, પરાક્રમથી, તપથી અને તેના ટેકથી પોતે પ્રસન્ન થઇ વરદાન નહિ આપતો હોય તેમ તેણે આચરણ કર્યું. મધુર વચન વડે અનેક વસ્તુઓ અર્પણ કરવાને તે તૈયાર છે એમ કહી તેણે પ્રભુને લોભાવવા પ્રયત્ન કર્યો. પરંતુ તેમાં પણ તેનો પાસો સવળો પડ્યો નહિ. આથી તેણે નવીન યુક્તિ અજમાવવા વિચાર કર્યો.

( २० ) દિવ્યાંગનાના હાવ-ભાવ—આના પરિણામરૂપે તેણે કંદર્પની સેનારૂપ દેવાંગનાઓને તેમજ તેના વિભ્રમમાં સહાયક છ ઋતુઓને સમકાલે પ્રકટ કરી. આ દેવાંગનાઓએ ગીત, વાદ્ય, નૃત્ય, અંગ-ચેષ્ટા તેમજ ચાટુ વચનો ઇત્યાદિથી પ્રભુને ચલાયમાન કરવા પૂર્ણ પ્રયાસ કર્યો, પરંતુ તેમાં તેમનું કંઇ વળ્યું નહિ.[1]

---

१ આ સંબંધમાં શ્રીહેમચન્દ્રસૂરિએ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રમાં આબેહૂબ ચિત્ર આલેખ્યું છે. તેમની અપૂર્વ પ્રતિભા પ્રકટ કરનારાં તે પદ્યો નીચે મુજબ છેઃ—

" कृतप्रस्तावना मत्त–कोकिलाकलकूजितैः ।
कन्दर्पनाटकनटी, 'वसन्त'श्रीरशोभत ॥
मुखवासं सज्जयन्ती, विकसन्नीपरेणुभिः ।
सैरन्ध्रीव दिग्वधूनां, 'ग्रीष्म'लक्ष्मीरजृम्भत ॥
राज्याभिषेक कामस्य, मगल्यतिलकानिव ।
सर्वाङ्ग केतकव्याजात्, कुर्वती 'प्रावृषा'बभौ ॥
सहस्रनयनीभूय, नवनीलोत्पलच्छलात् ।
स्वसम्पदमिवोद्दामा, पश्यन्ती शुशुभे 'शरद्' ॥
जयप्रशस्ति कामस्य, श्वेताक्षरमहोदरैः ।
'हेमन्त'श्रीर्लिलेखेव, प्रत्यग्रैः कुन्दकुड्मलैः ॥
गणिकेवोपजीवन्ती, हेमन्तसुरभीसमम् ।
कुन्दैश्च सिन्दुवारैश्च, 'शिशिर'श्रीरचीयत ॥
एवमुज्जृम्भमाणेषु, सममेवर्तुषु क्षणात् ।
मीनध्वजपताकिन्यः, प्रादुरासन् सुराङ्गना ॥
संगीतमविगीतांग्यः, पुरो भगवतस्तत ।
ताः प्रचक्रमिरे जैनं, मन्त्रास्त्रमिव मान्मथम् ॥
तत्राविसूत्रितलय, गान्धारग्रामबन्धुरम् ।
काभिश्चिदुदगीयन्त, जातय. शुद्धचेतमः ॥
क्रमव्युत्क्रमगैस्तानै-र्व्यक्तैर्व्यंजनधातुभिः ।
प्रवीणाऽवादयद् वीणां, काचित् सकलनिष्कलाम् ॥
स्फुटत्रकारधोंकार-मकारैर्मेघनिस्वनान् ।
काश्चिच्च वादयमासु-र्मृदगांस्त्रिविधानपि ॥
नभोभुगतचारीक, विचित्रकरणोद्भटम् ।
दृष्टिभावैर्नवनवैः, काश्चिदप्यनरीनृतुः ॥
दृढांगहाराभिनयैः, श्लथस्त्रुटितकञ्चुका ।
बध्नन्ती श्लथधम्मिल्ल, दोर्मूलं काऽप्यदीदृशन् ॥
दंडपादाभिनयन-च्छलात् काऽपि मुहुर्मुहुः ।
चारुगोरोचनागौर-मूरुमूलमदर्शयत् ॥
श्लथचंडातकग्रन्थि-दृढीकरणलीलया ।
काऽपि प्राकाशयद् वापी-सनाभि नाभिमण्डलम् ॥
व्यपदेश्येमदन्ताख्य-हस्तकाभिनयं मुहुः ।
गाढमगपरिष्वग-संज्ञां काचिच्च निर्ममे ॥
संचारयन्त्युत्तरीयं, नीवीनिबिडनच्छलात् ।
नितम्बबिम्बफलकं, काचिदाविरभावयत् ॥

**આ પ્રમાણે સંગમે** એક રાત્રિમાં પ્રભુને વીસ ઉપસર્ગો કર્યાં, પરંતુ તેમાં તે તલમાત્ર ફાવ્યો નહિ; તો પણ તે નિરાશ ન થયો, પરંતુ તેણે પ્રભુના ઉપર ઉપસર્ગોની વૃષ્ટિ વરસાવવી ચાલૂજ રાખી. એકંદર રીતે છ મહિના સુધી તેણે અનેક ઉપસર્ગો કર્યાં; પરંતુ પ્રભુ તો પોતાના સન્માર્ગથી સ્વલ્પાંશે પણ પતિત થયા નહિ. આથી ઉપસર્ગ કરવાનું માંડી વાળીને તે દેવલોકમાં જવા તૈયાર થયો. પોતાના કટ્ટા શત્રુની આ દશા જોઇને પ્રભુને ગુસ્સો ન ચડતાં તેના તરફ ઉલટી દયા ઉત્પન્ન થઇ અને તેમનાં નેત્રમાં અશ્રુ આવ્યાં. આ વાત શ્રીમાન્ **હેમચન્દ્ર**સૂરિકૃત 'સકલાર્હત્' ઉપરથી જોઇ શકાય છે, કેમકે તેના ૨૧મા પદ્યમાં કહ્યું છે કે—

"कृतापराधेऽपि जने, कृपामन्थरतारयोः ।
ईषद्बाष्पार्द्रयोर्भद्रं, श्री'वीर'जिननेत्रयोः ॥"

**સંગમ** તો દેવલોકમાં ચાલ્યો ગયો. પરંતુ તેને આવતો જોઇ જેણે તેની અત્યાર સુધી ઉપેક્ષા કરી હતી એવો તેનો સ્વામી ઇન્દ્ર તો ક્રોધાતુર બની ગયો. તેણે આ **સંગમ** દેવનો તિરસ્કાર કર્યો અને તેને દેવલોકમાંથી કાઢી મૂક્યો, એટલે તે મેરૂની ચૂલિકા ઉપર જઇ રહ્યો.

* * * * *

भगवानपूर्वदीपोऽस्तीत्याह—

**निःस्नेह ! निर्दश ! निरञ्जन ! निःस्वभाव !**
**निष्कृष्णवर्त्म ! निरमत्र ! निरङ्कुशेश ! ।**
**नित्यद्युते ! गतसमीरसमीरणात्र**
**दीपोऽपरस्त्वमसि नाथ ! जगत्प्रकाशः ॥ १६ ॥**

**टीका**

हे नाथ !—हे स्वामिन् ! अत्र त्वं अपरो दीपोऽसि । दीपयति—वस्तुजातमिति दीपः । किमपरत्वमिति संबोधनगर्भितविशेषणैर्भिन्नलक्षणत्वमाह—हे ईश ! हे निःस्नेह ! निर्गतः स्नेहात् यः स

अङ्गभङ्गापदेशेन, वक्षः पीनोन्नतस्तनम् ।
सुचिरं रोचयामास, काचिद् रुचिरलोचना ॥
यदि त्वं वीतरागोऽसि, रागं तन्न तनोषि किम् ? ।
शरीरनिरपेक्षश्चेद्, दत्से वक्षोऽपि किं न नः ? ॥
दयालुर्यदि वाऽसि त्वं, तदानीं विषमायुधात् ।
अकाण्डाकृष्टकोदण्डा-दस्मान् न त्रायसे कथम् ? ॥
उपेक्षसे कौतुकेन, यदि नः प्रेमलालसाः ।
किञ्चिन्मात्रं हि तद् युक्तं, मरणान्तं न युज्यते ॥
स्वामिन् ! कठिनतां मुञ्च, पूरयास्मन्मनोरथान् ।
प्रार्थनाविमुखो मा भूः, काश्चिदित्यूचिरे चिरम् ॥
एवं गीतातोद्यनृत्तै-र्विकारैराङ्गिकैरपि ।
चाटुभिश्च सुरस्त्रीणां, न चुक्षोभ जगद्गुरुः ॥

—પ૦ ૧૦, સ૦ ૪, શ્લો૦ ૨૫૮–૨૮૦

निःस्नेहस्तत्संबोधनं हे निःस्नेह !। "निरादयः क्रान्ताद्यर्थे पञ्चम्या" (कात्यायनप्रणीते वार्तिकपाठे) इति समासः। अन्यो दीपः सस्नेहो भवति। हे निर्दश ! निष्क्रान्तो दशाया इति निर्दशस्तत्संबोधनं हे निर्दश !। "अवस्था तु दशा स्थितिः" इति हैमः ( का० ६, श्लो० १३ )। अन्यः सदशो-वर्तिसहितः। हे निरञ्जन ! अन्यस्तु साञ्जनः। हे निःस्वभाव !-निर्द्रव्यभाव ! अन्यस्तु सद्रव्यभावः। कृष्णवर्त्म-मलिनमार्गस्तस्मात् कृष्णवर्त्मनो निष्क्रान्तो निष्कृष्णवर्त्मा, 'टाडकाः' (सा० सू० ५३३) इति डप्रत्यये हे निष्कृष्णवर्त्म ! अन्यः कज्जलसद्भावात् सकृष्णवर्त्मा। हे निरमत्र !-अमत्रवर्जित ! अन्यस्त्वमत्रसहितः। हे निरङ्कुश ! अन्यस्तु साङ्कुशः। हे नित्यद्युते ! अन्यस्त्वनित्यद्युतिः। हे गतसमीरसमीरण ! गतं समीरेण-वायुना समीरणं-कम्पनं यस्य तत्संबोधनम्, अन्यो वायुकम्पसहितो भवेत्। अत एव विपरीतविशेषणैरत्र लोके त्वं जगति प्रकाशो यस्य स जगत्प्रकाशः, अन्यस्तु गृहमात्रप्रकाशो भवतीति त्वमपरः-अधिक इत्यर्थः॥ १६ ॥

## अन्वयः

( हे ) नाथ ! निर्-स्नेह ! निर्-दश ! निर्-अञ्जन ! निर्-स्वभाव ! निर् कृष्ण-वर्त्म ! निर्-अमत्र ! निर्-अङ्कुश ! ईश ! नित्य-द्युते ! गत-समीर-समीरण ! अत्र त्वं जगत्-प्रकाशः अपरः दीपः असि ।

## શબ્દાર્થ

**निर्**=અભાવસૂચક અવ્યય.
**स्नेह**=( १ ) રાગ; ( २ ) તેલ.
**निःस्नेह** !=સ્નેહનો અભાવ છે જેમાં એવા ! (સં૦)
**दशा**=( १ ) અવસ્થા; ( २ ) દીવાની વાટ.
**निर्दश** !=અવિદ્યમાન છે દશા જેને વિષે એવા ! (સં૦)
**अञ्जन**=( १ ) લેપ, ( २ ) કાજળ.
**निरञ्जन** !=હે અંજનથી વિમુક્ત !
**स्व**=દ્રવ્ય.
**स्वभाव**=દ્રવ્યપણું.
**निःस्वभाव** !=હે દ્રવ્યપણાથી મુક્ત, હે નિષ્કાંચન !
**कृष्ण**=શ્યામ.
**वर्त्मन्**=માર્ગ.
**निष्कृष्णवर्त्म** !=હે શ્યામ માર્ગથી નિવૃત્ત !
**अमत्र**=ભોજનનુ પાત્ર.
**निरमत्र** !=હે પાત્ર-રહિત !
**अङ्कुश**=હાથીને ઠીક ચલાવવાની આંકડ.
**निरङ्कुश** !=હે અંકુશ-રહિત !
**ईश** ! ( मू० ईश )=હે નાથ !
**नित्य**=સ્થાયી.
**द्युति**=તેજ, પ્રકાશ
**नित्यद्युते** !=સ્થાયી છે પ્રકાશ જેનો એવા ! (સં૦)
**गत** ( धा० गम् )=ગયેલ.
**समीर**=પવન.
**समीरण**=કમ્પન, હાલવુ તે.
**गतसमीरसमीरण** !=જતું રહ્યું છે પવન વડે હાલવાનું જેનુ એવા ! (સં૦)
**अत्र**=અહીં.
**दीपः** ( मू० दीप )=દીપક, દીવો.
**अपरः** ( मू० अपर )=અપૂર્વ.
**त्वं** ( मू० युष्मद् )=તું.
**असि** ( धा० अस् ) =છે.
**नाथ** ! ( मू० नाथ )=હે પ્રભુ !
**जगत्**=દુનિયા.
**प्रकाश**=તેજ.
**जगत्प्रकाशः**=જગતને વિષે પ્રકાશ છે જેનો એવા ! ( સં૦ )

---

१ एतत्सूत्रस्यापरिमितविषयकत्वात् " निष्कृष्णवर्त्म " इत्यादौ डप्रत्ययाऽयोगः, किंच " कृष्णवर्त्मनो निष्क्रान्तो निष्कृष्णवर्त्मा " इति व्युत्पादने तत्पुरुषविषयत्वाद् बहुव्रीहिविषयकडप्रत्ययविधानं चिन्त्यम् । एतदपि न नियतम् ।

२ આ અવ્યયનો અનેક વાર આ શ્લોકમાં પ્રયોગ કરવામાં આવ્યો છે, એ એની વિચિત્રતા સૂચવે છે.

## શ્લોકાર્થ

**પ્રભુની અપૂર્વ દીપકતા—**

"હે પ્રભુ! હે રાગ (અને દ્વેષ)થી રહિત (ચોવીસમા જિનેશ્વર)! અવિદ્યમાન છે દશા જેને વિષે એવા હે (**નન્દિવર્ધન**ના બાંધવ)! હે (કર્મરૂપી) લેપથી રહિત (**મહાવીર**)! હે નિષ્કાંચન (**વર્ધમાન**)! હે મલિન માર્ગથી બહાર નીકળી ગયેલા એવા (**સિદ્ધાર્થ**-સુત)! હે પાત્ર-રહિત (અર્થાત્ હસ્તરૂપી પાત્ર વડે ભોજન કરનારા મહેશ્વર)! (હે પરતન્ત્રતારૂપી) અંકુશથી મુક્ત (**યશોદા**-પતિ)! (હે ત્રૈલોક્યના) સ્વામી! સ્થાયી છે (કેવલજ્ઞાનરૂપી) પ્રકાશ જેનો એવા હે (**ગૌતમા**દિક ગણધરોના ગુરૂ)! જતું રહ્યું છે (ક્રોધાદિ રૂપ) પવન વડે કમ્પન જેનું એવા હે (યોગીશ્વર)! તું આ દુનિયામાં (સમસ્ત) જગત્‌ને વિષે પ્રકાશ (પડે) છે જેનો એવો અપૂર્વ દીપક છે."—૧૬

## સ્પષ્ટીકરણ

**શ્લોક-સમીક્ષા—**

આ શ્લોક **ભક્તામર**ની પાદ-પૂર્તિનુંજ કામ કરે છે તેમ નથી, પરંતુ સાથે સાથ તેના તે શ્લોકગત ભાવાર્થના પ્રદ્યોતનનું પણ કામ કરે છે.

આ શ્લોકમાંથી તાત્પર્ય એ નીકળે છે કે પ્રભુને (લૌકિક) દીપકની ઉપમા ઘટતી નથી. કેમકે લૌકિક દીપક તો ધૂમ્ર (ધૂમાડો), દશા (વાટ) અને સ્નેહ (તેલ)થી યુક્ત હોય છે, જ્યારે પ્રભુરૂપ દીપકમાં તો દ્વેષરૂપી ધૂમ્રનો, કામરૂપી દશાનો અને રાગરૂપી સ્નેહનો અભાવ છે. વળી લૌકિક દીપક કાજલસહિત હોય છે, જ્યારે પ્રભુ તો કર્મરૂપી અંજન (કાજલ)થી સર્વથા મુક્ત છે. વિશેષમાં લૌકિક દીપક તો પવનથી બૂઝાઇ જાય છે, જ્યારે પ્રભુનો જ્ઞાન-દીપક ગમે તેવા પ્રચંડ (વાદીરૂપ) પવનથી પણ પરાભૂત થતો નથી. તેમજ વળી લૌકિક દીપકનો પ્રકાશ પણ અનિત્ય તેમજ થોડા સ્થલમાં વ્યાપીને રહે છે, જ્યારે પ્રભુના જ્ઞાન-દીપકનો પ્રકાશ તો સદાને માટે તેમજ સર્વત્ર વ્યાપી રહે છે.

વિશેષમાં આ શ્લોકમાં નિર્દશ, નિઃસ્વભાવ અને નિરમત્ર એ વિશેષણો પ્રભુને ઉદ્દેશીને વાપરવામાં આવ્યાં છે તે પણ સાર્થક છે. કેમકે હર્ષ, શોક વિગેરેનાં અનેક કારણો પ્રાપ્ત થયાં છતાં પણ જેની અવસ્થા એકજ સરખી રહે અર્થાત્ જે આત્મ-સ્વભાવમાંજ રમણ કર્યા કરે તે નિર્દશ કહેવાય છે અને ધન્યવાદ પણ તેવાજ પુરૂષને ઘટે છે. કહ્યું પણ છે કે—

" सम्पदि यस्य न हर्षो, विपदि विषादो रणे च धीरत्वम् ।
तं भुवनत्रयतिलकं, जनयति जननी सुतं विरलम् ॥ "—આર્યા

વળી પ્રભુ નિઃસ્વભાવ અર્થાત્ અકિંચન છે એ તો દેખીતું છે; કેમકે રાજ્ય-લક્ષ્મીનો પણ તૃણવત્ ત્યાગ કરીને તો તેઓએ દીક્ષા ગ્રહણ કરી છે. વળી તેઓ નિરમત્ર છે અર્થાત્ પાત્ર-રહિત છે તે વાત પણ સત્ય છે, કારણ કે આહાર યોગ્ય વસ્તુઓ તેઓ હસ્તરૂપ પાત્રમાં ગ્રહણ કરે છે, નહિ કે કાષ્ઠાદિક પાત્રમાં.

* * * * * *

अथ सूर्यादप्यतिशयवान् भगवानित्याह–

विस्तारको निजगवां तमसः प्रहर्ता
मार्गस्य दर्शक इहासि च सूर्य एव ।
स्थाने च दुर्दिनहतेः करणाद् विजाने
सूर्यातिशायिमहिमाऽसि मुनीन्द्र ! लोके ॥ १७ ॥

## टीका

हे जिन ! इह–अस्मिन् लोके त्वमेव सूर्योऽसि । विशेष्यसंगत एवकारोऽन्ययोगव्यवच्छेदार्थः । त्वदन्यस्तादृक् सूर्यो नास्तीत्यर्थः । हेतुगर्भितविशेषणान्याह–किंभूतस्त्वं सूर्यश्च ? निजगवां-स्ववाणीनां स्वकिरणानां च विस्तारकः । पुनः तमसः–अज्ञानस्यान्धकारस्य च प्रहर्ता । पुनर्मार्गस्य दर्शकः, सन्मार्गप्रकाशकत्वात् त्वं सूर्य एवासि, तत् स्थाने युक्तम् । स्थाने इति योग्यतार्थेऽव्ययम् । हे मुनीन्द्र ! अहं तु विजाने–विज्ञानतया वितर्के–असि त्वं सूर्यातिशायिमहिमा-सूर्यादतिशायी महिमा-माहात्म्यं यस्य स सूर्यातिशायिमहिमा । कस्मात् ? 'दुर्दिनहतेः करणात्' दुर्-दुष्टं दिनं-दुर्दिनं तस्य हननं-हतिस्तस्याः करणात् । सूर्यपक्षे दुर्दिनं–मेघजं तमः तद्धन्तुं सूर्यो न शक्नोतीति सूर्यादपि भगवानधिक इति व्यतिरेकालङ्कारः ॥ १७ ॥

## अन्वयः

इह निज–गवां विस्तारकः, तमसः च प्रहर्ता, मार्गस्य दर्शकः ( त्वं ) एव सूर्यः असि, ( तत् ) स्थाने; दुर्दिन–हतेः करणात् च विजाने—(हे) मुनि–इन्द्र ! (त्वं) लोके सूर्य–अतिशायिन्–महिमा असि ।

## શબ્દાર્થ

विस्तारकः ( मू० विस्तारक )=ફેલાવ કરનાર.
निज=પોતાની.
गो=(१) વાણી; (२) કિરણ.
निजगवां=નિજ વાણીના [ અથવા કિરણોના ]
तमसः ( मू० तमस् )=(१) અજ્ઞાનના, (२) અંધકારના.
प्रहर्ता ( मू० प्रहर्तृ )=ઘાતક, નાશ કરનાર.
मार्गस्य ( मू० मार्ग )=રસ્તાના.
दर्शकः ( मू० दर्शक )=બતાવનાર.
इह=અહિંઆ.
असि ( धा० अस् )=છે.
च=અને.
सूर्यः ( मू० सूर्य )=સૂર્ય, રવિ, સૂરજ.
एव=જ.
स्थाने=યોગ્યતાવાચક અવ્યય.
दुर्दिन=( १ ) ખરાબ દિવસ; ( २ ) મેઘથી છવાયેલ અંધકાર.
हति=નાશ.
दुर्दिनहतेः=દુર્દિનના નાશના.
करणात् ( मू० करण )=કરવાથી.
विजाने ( धा० ज्ञा )=હું વિતર્ક કરૂં છું.
सूर्य=રવિ.
अतिशायिन्=અધિક.
महिमन्=મહિમા, માહાત્મ્ય.
सूर्यातिशायिमहिमा=સૂર્યથી અધિક છે મહિમા જેનો એવો.
मुनि=સાધુ.
इन्द्र=મુખ્ય.
मुनीन्द्र !=હે મુનિઓમાં મુખ્ય !
लोके ( मू० लोक )=જગત્‌ને વિષે.

१ अत्र " गोस्तत्पुरुषात् " ( सिद्ध० ७।३।१०५ ) इत्यनेन टप्रत्ययप्राप्तिः, नच निजाश्च ता गावश्चेति विशेषण-विशेष्यैकार्थ्ये कथं तत्पुरुषप्रयुक्तटप्रत्ययापत्तिरिति वाच्यं " विशेषणं विशेष्येणैकार्थं कर्मधारयश्च " (सिद्ध० ३।१।९६) इत्यनेन तस्यापि तत्पुरुषसंज्ञाविधानात्, तथापि समासान्तशासनस्याऽनित्यत्वाश्रयणेन समाधेयम् ।

## શ્લોકાર્થ

**સૂર્ય કરતાં પણ પ્રભુનો અધિક મહિમા—**

"( હે જગદીશ ! ) પોતાની વાણીરૂપી કિરણોનો વિસ્તાર કરનારો, અજ્ઞાનરૂપી અંધકારનો વિનાશ કરનારો, સન્માર્ગનો પ્રદર્શક એવો તુંજ આ જગત્‌ને વિષે સૂર્ય છે, તે ( વાત ) યોગ્ય છે. ( પરંતુ ) તું ( તો ) દુર્દિનનો નાશ કરનારો હોવાને લીધે, હું એમ તર્ક ઊઠાવું છું કે હે મુનીશ્વર ! તું લોકને વિષે સૂર્ય કરતાં પણ અધિક મહિમાવાળો છે."—૧૭

## સ્પષ્ટીકરણ

**પ્રભુની સૂર્યની સાથે સરખામણી—**

પ્રભુના જ્ઞાનનો અપૂર્વ પ્રકાશ જોઇને કોઇક લૌકિક પદાર્થના પ્રકાશ સાથે બને તો તેની તુલના કરવા પ્રથમ તો કવિરાજે પ્રભુને દીપકની ઉપમા આપી, પરંતુ જ્યારે તે તેને વાસ્તવિક લાગી નહિ, ત્યારે તે તેમને સૂર્યની સાથે સરખાવવા લલચાયા છે. આ શ્લોકના પ્રાથમિક ચરણોમાં તો સૂર્ય તેમજ પ્રભુની સામ્યતા કંઇક અંશે સચવાઇ પણ રહે છે, કેમકે જેમ પ્રભુ વાણીનો વિસ્તાર કરે છે, તેમ સૂર્ય પણ દશે દિશામાં પોતાનાં કિરણોનો પ્રચાર કરે છે; વળી જેમ પ્રભુ અજ્ઞાનનો નાશ કરે છે, તેમ સૂર્ય અંધકારનો વિનાશ કરે છે; તેમજ વળી પ્રભુ જેમ સદુપદેશ આપી સન્માર્ગનું ભાન કરાવે છે, તેમ સૂર્ય પણ રાત્રિએ ભૂલા પડેલાને રસ્તો બતાવે છે. પરંતુ અંતિમ ચરણોમાં તો પ્રભુને સૂર્યની ઉપમા આપવી પણ વ્યર્થ છે એમ સિદ્ધ કરવામાં આવે છે. આનું કારણ એ છે કે જ્યારે વર્ષા ઋતુમાં ગગન મેઘ વડે પૂર્ણ આચ્છાદિત થયેલું હોય, અર્થાત્ અતિશય કાળુ વાદળું ચડી આવ્યુ હોય અને હાથોહાથ પણ સૂઝે નહિ એવું ઘોર અંધારૂ થઇ રહ્યું હોય તે વખતે સૂર્યનો પ્રકાશ પડતો નથી, એટલે કે આવી વખતે સૂર્ય હાર ખાઇ જાય છે. પરંતુ કેવલજ્ઞાની પ્રભુનો પ્રકાશ તો કોઇ પણ કાળે ઓછો થતોજ નથી. વિશેષમાં શ્રી**માનતુંગ**સૂરિના કથન મુજબ સૂર્યને તો **રાહુ** ગળી પણ જાય છે, તેનું ગ્રહણ પણ થાય છે, અને તેનો અસ્ત પણ થાય છે તેમજ તેનો પ્રકાશ પણ એકી સાથે ત્રણે ભુવનનોને પ્રકાશિત કરવા અસમર્થ છે, જ્યારે પ્રભુ તો પાપરૂપી **રાહુ** વડે પરાભવ પામતા નથી, વળી કદાપિ તેનો અસ્ત થતો નથી, તેમજ ત્રણે કાળના અને ત્રણે ભુવનના સમસ્ત પદાર્થ ઉપર સમકાલે પ્રકાશ પાડવા તે સર્વથા સમર્થ છે.

**વ્યતિરેક અલંકાર—**

આ શ્લોક 'વ્યતિરેક' અલંકારથી વિભુષિત છે. આ અલંકારનું લક્ષણ શ્રી**હેમચન્દ્ર**સૂરિએ 'કાવ્યાનુશાસન'ના છઠ્ઠા અધ્યાયમાં નીચે મુજબ આપ્યું છેઃ—

" उत्कर्षापकर्षहेत्वोः साम्यस्य चोकावनुक्तौ चोपमेयस्याधिक्यं व्यतिरेकः "

*　　*　　*　　*　　*　　*

अथ चन्द्रादपि त्वद्यशोऽधिकमित्याह–

प्रह्लादकृत् कुवलयस्य कलानिधानं
पूर्णश्रियं च विदधच्च यशस्त्वदीयम् ।

वर्वर्ति लोकबहुकोकसुखंकरत्वाद्
विद्योतयज्जगदपूर्वशशाङ्कबिम्बम् ॥ १८ ॥

टीका

हे जिन ! तवेदं त्वदीयं यशोऽपूर्वशशाङ्कबिम्बं वर्वर्ति-अतिशयेन वर्तते । किंविशिष्टं शशाङ्कबिम्बं ? कुवलयस्य प्रह्लादकृत्-प्रमोदकारि, यशस्तु कुवलयस्य-भूवलयस्य प्रह्लादकृत् । कलानिधानं द्वयोस्तुल्यविशेषणम् । पुनः किं कुर्वत् ? पूर्णश्रियं विदधत्, द्वयमपि तुल्यं, विशेषणैस्तुल्यत्वात् । यशसः किमपूर्वत्वं ? तत्र हेतुमाह–लोका एव बहवः कोकाः–चक्रवाकास्तेषां सुखंकरत्वात् । भगवद्यशः श्रुत्वा लोकाः कोका इव सुखं प्राप्नुवन्ति । अत एव त्वदीययशोऽपूर्वशशाङ्कबिम्बमिति तात्पर्यार्थः । पुनः किंभूतं तत् ( यशः ) ? जगत् विद्योतयत्-विश्वं विशेषेण द्योतयत् ॥१८॥

अन्वयः

( हे जिन-राज ! ) त्वदीयं जगत् विद्योतयत्, कुवलयस्य प्रह्लाद-कृत्, कला-निधानं च पूर्णश्रियं च विदधत् यशः बहु-लोक-कोक-सुखंकरत्वात् अ-पूर्व-शशाङ्क-बिम्बं वर्वर्ति ।

શબ્દાર્થ

प्रह्लाद=આનંદ.
कृत्=કરનાર.
प्रह्लादकृत्=આનંદ આપનાર.
कुवलयस्य ( मू० कुवलय )=(१) ચન્દ્રવિકાસી કમલના, (२) ભૂમંડળના.
कला=કળા.
निधान=ભંડાર.
कलानिधानं=કળાના ભંડાર
पूर्ण=પરિપૂર્ણ.
श्री=(१) લક્ષ્મી; (२) શોભા
पूर्णश्रियं=(१) સંપૂર્ણ લક્ષ્મીને, (२) સમસ્ત શોભાને.
च=અને.
विदधत् ( धा० धा )=ધારણ કરનારા.
यशः ( मू० यशस् )=કીર્તિ.
त्वदीयं ( मू० त्वदीय )=તારી.
वर्वर्ति ( धा० वृत् )=અત્યંત વર્તે છે
लोक=મનુષ્ય.
बहु=ઘણા
कोक=ચક્રવાક.
सुखंकर=સુખ કરનારા
लोकबहुकोकसुखंकरत्वात्=મનુષ્યોરૂપી ઘણા ચક્રવાકોને સુખ કરનારા હોવાને લીધે.
विद्योतयत् ( धा० द्युत् )=વિશેષતઃ પ્રકાશિત કરતુ.
जगत्=દુનિયા.
अपूर्व=અસાધારણ, અલૌકિક.
शश=મૃગ, હરણ.
अङ्क=લાંછન
शशाङ्क=મૃગનું લાંછન છે જેને તે, ચન્દ્ર.
बिम्ब=બિંબ.
शशाङ्कबिम्बं=ચન્દ્રનું બિંબ.

શ્લોકાર્થ

**પ્રભુના યશશ્ચન્દ્રની અપૂર્વતા—**

" ( હે જિનેશ્વર ! ) જગતના ઉપર વિશેષ પ્રકાશ પાડનારો, ભૂમંડળ (વાસી પ્રાણીઓ)-ને આનંદ આપનારો, કળાનો ભંડાર એવો તેમજ સંપૂર્ણ શોભાને ધારણ કરનારો એવો તારો યશ (રૂપી ચન્દ્ર) ચન્દ્ર–વિકાસી કમલને આનંદ ઉપજાવનારા, કલાના નિધિરૂપ એવા તેમજ સંપૂર્ણ લક્ષ્મીને ધારણ કરનારા એવા (લૌકિક) ચન્દ્ર કરતાં અનેક જનરૂપી ચક્રવાકને સુખકારી હોવાને લીધે અત્યંત વર્તે છે."—૧૮

१ ચન્દ્રોદય થતાં ચક્રવાક અને ચક્રવાકીને વિયોગ દશા અનુભવવી પડે છે.

भगवता ( यत् ) सांवत्सरिकं दानं दत्तं तदाह–

यद् देहिनां जिनवराब्दिकभूरिदानै–
　दौंःस्थ्यं हृतं हि भवता किमु तत्र चित्रम् ? ।
दुर्भिक्षकष्टदलनात् क्रियते सदौप–
　कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ॥ १९ ॥

**टीका**

हे जिनवर ! भवता-त्वया आब्दिकभूरिदानैः–वार्षिकस्वर्णदानैर्यद् देहिनां–प्राणिनां दौःस्थ्यं–दारिद्र्यं हृतम् । हीति निश्चितम् । तत्र चित्रं किमु ?—तत्र चित्रम्-आश्चर्यं ( किम् ), न किमपीत्यर्थः । दृष्टान्तमाह—जलभारनम्रैर्जलधरैः-मेघैः सत्–समीचीनं उपकारस्य भाव औपकार्यं कियत् ( क्रियते–विधीयते ) का संख्या यस्य तत् कियत्, बहुतरमित्यर्थः । कस्मात् ? दुर्भिक्षकष्टदलनात्–सुभिक्षकरणात् ॥ १९ ॥

**अन्वयः**

( हे ) जिन-वर ! यद् भवता आब्दिक-भूरि-दानैः देहिनां दौःस्थ्य हि हृतं, तत्र किमु चित्रम् ? जल-भार-नम्रैः जलधरैः दुर्भिक्ष-कष्ट-दलनात् कियत् सत्-औपकार्यं क्रियते ? ।

**શબ્દાર્થ**

यद्=જે.
देहिनां ( मू० देहिन् )=પ્રાણીઓની.
जिनवर !=હે જિનોને વિષે શ્રેષ્ઠ !
आब्दिक=વાર્ષિક, વર્ષ–પર્યંતના.
भूरि=સુવર્ણ.
दान=દાન, અર્પણ.
आब्दिकभूरिदानैः=વર્ષ પર્યંત સુવર્ણનાં દાનો વડે.
दौःस्थ्यं ( मू० दौःस्थ्य ) દુર્દશા, દરિદ્રતા.
हृतं ( मू० हृत )=નષ્ટ થઇ.
हि=નિશ્ચયવાચક અવ્યય.
भवता ( मू० भवत् )=આપ વડે.
किमु=પ્રશ્નાર્થક અવ્યય.
तत्र=તેમાં.
चित्रं=આશ્ચર્યવાચક અવ્યય.
दुर्भिक्ष=દુકાળ.
कष्ट=સંકટ, દુઃખ.
दलन=વિનાશ
दुर्भिक्षकष्टदलनात्=દુકાળનું દુઃખ દળી નાખનાર હોવાને લીધે.
क्रियते ( धा० कृ )=કરાય છે.
सत्=સાચી.
औपकार्य=ઉપકારતા
सदौपकार्यं=સાચી ઉપકારતા.
कियत्=કેટલી બધી.
जलधरैः ( मू० जलधर )=મેઘો વડે.
जल=પાણી.
भार=બોજો.
नम्र=નમી પડેલા.
जलभारनम्रैः=પાણીના બોજા વડે નમેલા.

**શ્લોકાર્થ**

**પ્રભુએ દીધેલું સાંવત્સરિક દાન—**

"હે જિનેશ્વર ! જે આપે ( એક ) વર્ષ પર્યંત સુવર્ણનાં દાનો દઇને પ્રાણીઓની દરિદ્રતાનો નાશ કર્યો, તેમાં શું આશ્ચર્ય છે ! ( કેમકે ) જલના ભાર વડે નમ્ર બનેલા એવા મેઘો દ્વારા દુકાળના દુઃખનું દલન થવાને લીધે કેટલો ( બધો ) સાચો ઉપકાર કરાય છે !"—૧૯

## સ્પષ્ટીકરણ

**સાંવત્સરિક દાન—**

દરેક તીર્થંકર દીક્ષા લે તે પૂર્વે એક વર્ષ પર્યંત દાન દે છે. આ દાન સૂર્યોદયથી માંડીને તે ભોજનના સમય સુધી દેવામાં આવે છે. પ્રતિદિન એક કરોડ અને એંસી લાખ સુવર્ણનું દાન દેવામાં આવે છે. આ વાતના ઉપર **આવશ્યક–નિર્યુક્તિ** પ્રકાશ પાડે છે. ત્યાં કહ્યું છે કે—

"एगा हिरण्णकोडी, अट्ठेव अणूणगा सयसहस्सा।
सूरोदयमाईअं, दिज्जइ जा पायरासाओ॥"

—ગાથાંક ૨૧૭.

* * * * * *

भगवच्चरणदर्शने फलाधिक्यमाह—

याद्दक् सुखं भवति ते चरणेऽत्र दृष्टे
ताद्दक् परर्भुवदनेऽपि न देहभाजाम्।
प्राप्ते यथा सुरमणौ भवति प्रमोदो
नैवं तु काचशकले किरणाकुलेऽपि॥ २०॥

### टीका

हे **वीर**! याद्दक् सुखं ते–तव चरणे–पादे दृष्टे सति भवति ताद्दक् परः–अन्यो य ऋभुः–देवस्तस्य वदनेऽपि–मुखेऽपि दृष्टे सति न। "सुरनिर्जरदेवतर्भु" (**अभिधान०** का० २, श्लो० २) इति **हैमः**। केषां? 'देहभाजां' देहं-शरीरं भजन्ते-सेवन्ते इति देहभाजः–प्राणिनस्तेषां। दृष्टान्तमाह–यथा सुरमणौ–चिन्तामणौ प्राप्ते सति प्रमोदो–हर्षो भवति। किरणाकुलेऽपि किरणैराकुले–व्याप्तेऽपि चाकचिक्याधिकेऽपि काचशकले एवं न–सुरमणाविव प्रमोदो न भवति। तव चरणश्चिन्तामणिः, परदेवमुखं (तु) काचशकलमिति स्पष्टार्थः॥ २०॥

### अन्वयः

(हे 'सिद्धार्थ'-सुत!) अत्र ते चरणे दृष्टे याद्दक् सुखं देह-भाजां भवति, ताद्दक् पर-ऋभु-वदने अपि न (भवति), यथा सुर-मणौ प्राप्ते प्रमोदः भवति, (तथा) किरण-आकुले अपि काच-शकले न एवम्।

---

૧ આ સંબંધમાં જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૮૩).

૨ સંસ્કૃત છાયા—

एका हिरण्यकोटिः अष्टैव अनूनकानि शतसहस्राणि।
सूर्योदयादारभ्य दीयते यावत् प्रातराशनम्॥

## શબ્દાર્થ

याद्दक्=જેવું.
सुखं ( मू० सुख )=સુખ.
भवति ( धा० भू )=થાય છે.
ते ( मू० युष्मद् )=તારૂ.
चरणे ( मू० चरण )=પાદ, પગ
अत्र=અહિંઆં.
दृष्टे ( मू० दृष्ट )=જોયેલ.
ताद्दक्=તેવું.
पर=અન્ય.
ऋभु=દેવ.
वदन=મુખ.
परर्भुवदने=અન્ય દેવનુ મુખ.
न=નહિ.
देहभाजां ( मू० देहभाज् )=શરીરધારી જીવોને.
प्राप्ते ( मू० प्राप्त )=મળેલ.
यथा=જેમ.
सुर=દેવ.
मणि=રત્ન.
सुरमणौ=ચિન્તામણિ.
भवति ( धा० भू )=થાય છે.
प्रमोद ( मू० प्रमोद )=હર્ષ.
एवं=આ પ્રમાણે, એમ.
तु=વિશેષતાવાચક અવ્યય.
काच=કાચ.
शकल=કકડો, ટુકડો.
काचशकले=કાચનો કકડો.
किरण=કિરણ.
आकुल=વ્યાપ્ત
किरणाकुले=કિરણો વડે વ્યાપ્ત.
अपि=પણ

## શ્લોકાર્થ

**પ્રભુના ચરણ-દર્શનનો પ્રભાવ—**

"( હે આ અવસર્પિણી કાલમાં થઇ ગયેલા અંતિમ જિનેશ્વર !) જ્યારે અત્ર તારા ચરણના દર્શન થાય છે, ત્યારે પ્રાણીઓને જેટલું સુખ થાય છે, તેટલું અન્ય દેવના વદનના પણ દર્શનથી થતું નથી. ( પરંતુ આ હકીકત યથાર્થ છે, કેમકે ) સુર-મણિ મળવાથી જે આનંદ થાય છે તે કિરણો વડે વ્યાપ્ત ( અર્થાત્ ચકચકિત ) એવો કાચનો કકડો મળવાથી થતો નથી."—૨૦

*  *  *  *  *

भक्तो भगवत्सेवां प्रार्थयन्नाह—

एवं प्रसीद जिन ! येन सदा भवेऽत्र
त्वच्छासनं लगति मे सुमनोहरं च ।
त्वत्सेवको भवति यः स जनो मदीयं
कश्चिन्मनो हरति नाथ ! भवान्तरेऽपि ॥ २१ ॥

## टीका

हे जिन ! त्वमेवं प्रसीद–प्रसन्नो भव येनात्र भवे सदा-सर्वदा मे-मम त्वच्छासनं त्वदाज्ञा सुमनोहरं लगति । च–पुनर्हे नाथ ! यस्त्वत्सेवको भवति स कश्चिज्जनो मदीयं मनो भवान्तरेऽपि हरति, भवान्तरे त्वत्सेवको मम मनोहरो लगतीत्यर्थः ॥ २१ ॥

## अन्वयः

( हे ) जिन ! ( त्वं ) एवं प्रसीद येन अत्र भवे सदा त्वत्-शासनं मे सु-मनोहरं लगति, नाथ ! यः च त्वत्-सेवकः भवति, स कश्चित् जनः भवान्तरे अपि मदीयं मनः हरति ।

## શબ્દાર્થ

एवं=એ પ્રકારે.
प्रसीद ( धा० सद् )=તું પ્રસન્ન થા.
जिन ! ( मू० जिन )=હે તીર્થંકર !
येन ( मू० यद् )=જેથી કરીને.
सदा=સર્વદા, અહોનિશ.
भवे ( मू० भव )=જન્મને વિષે.
अत्र=આ
त्वत् ( मू० युष्मद् )=દ્વિતીયપુરૂષ સર્વનામ.
शासन=આજ્ઞા.
त्वच्छासनं=તારી આજ્ઞા.
लगति ( धा० लग् )=લાગે છે.
मे ( मू० अस्मद् )=મને
सु=અત્યન્તતાવાચક અવ્યય.
मनोहर=ચિત્તાકર્ષક.
सुमनोहरं=અત્યંત ચિત્તાકર્ષક.
च=અને.
सेवक=સેવા કરનાર, ભક્ત.
त्वत्सेवकः=તારો સેવક.
भवति ( धा० भू० )=થાય છે.
यः ( मू० यद् )=જે.
सः ( मू० तद् )=તે.
जनः ( मू० जन )=મનુષ્ય
मदीयं ( मू० मदीय )=મારૂં.
कश्चित् ( मू० किम् )=કોઇ.
मनः ( मू० मनस् )=ચિત્તને.
हरति ( धा० हृ )=હરે છે.
नाथ ! ( मू० नाथ )=હે પ્રભુ !
भवान्तरे ( मू० भवान्तर )=અન્ય ભવને વિષે.
अपि=પણ.

## શ્લોકાર્થ

### પ્રભુ-સેવાની પ્રાર્થના—

" હે તીર્થંકર ! તું એવો પ્રસન્ન થા કે જેથી કરીને આ ભવને વિષે મને તારૂં શાસન સર્વદા અત્યંત ચિત્તાકર્ષક લાગે અને વળી હે સ્વામિન્ ! જે કોઇ તારો સેવક હોય, તે મનુષ્ય અન્ય ભવને વિષે પણ મારૂં ચિત્ત હરે ( અર્થાત્ ભવાન્તરમાં પણ તારો સેવક મને પ્રિય લાગે એમ હું ઇચ્છું છું )."—૨૧

* * * * *

जिनस्य भामण्डलम्—

भामण्डलं जिन ! चतुर्मुख ! दिक्चतुष्के
तुल्यं चकासदवलोक्य सभा व्यमृक्षत् ।
सूर्ये समा अपि दिशो जनयन्ति किं वा
प्राच्येव दिग् जनयति स्फुरदंशुजालम् ? ॥ २२ ॥

## टीका

हे जिन ! हे चतुर्मुख ! समवसरणे भगव( भव )तश्चत्वारि मुखानि देवैर्विनिर्मितानि[1] दृश्यन्ते । सभा–परिषद् भामण्डलं दिक्चतुष्के तुल्यं चकासत्–तुल्यं दीप्यमानमवलोक्य व्यमृ-

१ त्रीणि देवनिर्मितानि, एकं च स्वाभाविकमित्यत्र विशेषार्थो बोध्यः मुखचतुष्कत. तत्कृतेत्यर्थः ।

क्षद्-विमर्शमकार्षीत्। किं व्यमृक्षदित्याह–सूर्यं समा अपि–सर्वा अपि–चतस्रोऽपि दिशो जनयन्ति, किं वा प्राच्येव–पूर्वदिगेव जनयति ? । किंभूतं सूर्यं ? स्फुरदंशुजालं–दीव्यत्किरणसमूहम् ॥२२॥

### अन्वयः

( हे ) जिन ! ( हे ) चतुर्-मुख ! (तव) भा-मण्डलं दिक्-चतुष्के तुल्यं चकासत् अवलोक्य सभा व्यमृक्षत् ( यद् ) समाः अपि दिशः स्फुरत्-अंशु-जालं सूर्यं जनयन्ति, किं वा प्राची एव दिक् ( तं ) जनयति ? ।

### શબ્દાર્થ

भा=પ્રકાશ, તેજ.
मण्डल=ઘેરાવો.
भामण्डलं=ભામંડળ, તેજનો ઘેરાવો.
जिन ! ( मू० जिन )=હે તીર્થંકર !
चतुर्=ચાર
मुख=વદન.
चतुर्मुख !=ચાર છે વદન જેનાં એવા ! (સં૦)
दिश्=દિશા
चतुष्क=ચાર.
दिक्चतुष्के=ચારે દિશામાં.
तुल्यं=સરખી રીતે.
चकासत् ( धा० चकास् )=પ્રકાશતું.
अवलोक्य ( धा० लोक् )=જોઈને.
सभा=પરિષદ્, પર્ષદા.
व्यमृक्षत् ( धा० मृश् )=વિતર્ક કરતી હવી.
सूर्यं ( मू० सूर्य )=રવિને.
समाः ( मू० समा )=સર્વે.
अपि=પણ.
दिशः ( मू० दिश् )=દિશાઓ
जनयन्ति ( धा० जन् )=ઉત્પન્ન કરે છે
किं=શું
वा=અથવા.
प्राची=પૂર્વ
एव=જ.
दिग् ( मू० दिश् )=દિશા.
जनयति ( धा० जन् )=ઉત્પન્ન કરે છે
स्फुरत् ( धा० स्फुर् ) દેદીપ્યમાન
अंशु=કિરણ
जाल=સમૂહ.
स्फुरदंशुजालं=દેદીપ્યમાન છે કિરણોનો સમૂહ જેનો એવા.

### શ્લોકાર્થ

## જિનેશ્વરનું ભામણ્ડલ—

" હે તીર્થંકર ! હે ચાર[1] વદનવાળા ( સ્વામિન્ ) ! ( સમવસરણમાં[2] આપના ભામંડળને ચારે દિશામાં સરખી રીતે પ્રકાશતું જોઈને ( ત્યાં બેઠેલી બાર[3] ) પર્ષદા વિતર્ક કરતી હવી કે શું સર્વે દિશાઓ, સ્ફુરાયમાન છે કિરણોનો સમૂહ જેનો એવા સૂર્યને ઉત્પન્ન કરે છે કે ફક્ત પૂર્વજ દિશા તેમ કરે છે ! "—૨૨

* * * * *

૧ બ્રહ્માને ચતુર્મુખ કહેવામાં આવે છે એ વાત જેટલે અંશે પ્રસિદ્ધ છે, તેટલે અંશે જિનેશ્વર ચતુર્મુખ છે એમ જોવામાં આવતું નથી. પરંતુ જિનેશ્વરો માટે બારે પર્ષદાની દેશના માટે જેટલી ચતુર્મુખની જરૂર છે, તેટલી જરૂર બ્રહ્મા માટે નહિ હોય છતાં પણ તેમનો મહિમા વધારવા માટે આવી કલ્પના કરવામાં આવી હોય એમ લાગે છે.

૨ સમવસરણના સંબંધી માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકાના ૯૪મા પદ્યનું સ્પષ્ટીકરણ.

૩ આનાં નામો સારૂ જુઓ ચતુર્વિંશતિકા ( પૃ૦ ૫૨ ).

लोकैर्यः शिवः शिव इति ध्यायते स भगवानेवेत्याह–

शम्भुर्गिरीश इह दिग्वसनः स्वयम्भू–
मृत्युञ्जयस्त्वमसि नाथ ! महादिदेवः ।
तेनाम्बिका निजकलत्रमकारि तत् त्वन्–
नान्यः शिवः शिवपदस्य मुनीन्द्र ! पन्थाः ॥ २३ ॥

## टीका

हे नाथ! इह-अस्मिन् लोके शं–सुखं भवत्यस्मादिति शम्भुः । गिरां–वाणीनामीशो गिरीशः । दिगेव वसनं यस्य स दिग्वसनः । स्वयमात्मना भवतीति स्वयम्भूः । मृत्युं जयतीति मृत्युञ्जयः। स त्वमसि–त्वमेवासि । ईदृग्नामा यो महादेवस्तेन अम्बिका–अम्बा एव वाक्छलेन माता, सा निजकलत्रमकारि, सा रुद्रेण स्वीकृतेति व्यङ्ग्यार्थः । तत्–तस्मात् कारणात् त्वदन्यः–त्वत्तोऽपरः मुनीन्द्र ! शिवः शिवपदस्य पन्थाश्च न, नास्तीत्यर्थः ॥ २३ ॥

## अन्वयः

( हे ) नाथ ! त्वं इह शं-भुः गिर्-ईशः, दिश्-वसनः, स्वयं-भूः मृत्युं-जयः महत्-आदि-देवः असि; तेन अम्बिका निज कलत्रं अकारि, तद् त्वत् अन्यः ( हे ) मुनि-इन्द्र ! शिवः शिव-पदस्य पन्थाः (च )न ( अस्ति ) ।

## શબ્દાર્થ

शम्भुः ( मू० शम्भु )=(૧) જેથી સુખ થાય તે, (૨) મહાદેવ.
गिर्=વાણી.
गिरीशः ( मू० गिरीश )=વાણીઓના સ્વામી.
गिरि=કૈલાસ.
गिरीशः ( गिरि+ईश )=કૈલાસના સ્વામી, મહાદેવ.
दिश्=દિશા
वसन=વસ્ત્ર.
दिग्वसनः=(૧) દિશા છે વસ્ત્ર જેનું તે, દિગમ્બર,(૨) મહાદેવ.
स्वयंभूः ( मू० स्वयभू )=પોતે પોતાની મેળે (બુદ્ધરૂપ) થનાર; ( ૨ ) મહાદેવ.
मृत्यु=મરણ.
मृत्युंजयः=(૧) જે મૃત્યુને જીતે છે તે; (૨) મહાદેવ
त्वं ( मू० युष्मद )=તું.
असि ( धा० अस् )=છે
नाथ ! ( मू० नाथ )=હે પ્રભુ !
महत्=મહા.
आदि=શરૂઆત.
देव=દેવ.
महादिदेवः=મહા શબ્દ આદિમાં છે જેની એવા દેવ, મહાદેવ.
तेन ( मू० तद् )=તેનાથી.
अम्बिका=(૧) અંબિકા, મહાદેવની પત્ની, પાર્વતી; (૨) માતા.
निज=પોતાની.
कलत्र=પત્ની.
निजकलत्रं=પોતાની પત્ની.
अकारि ( धा० कृ )=કરવામાં આવી
तद्=તેથી કરીને.
त्वत् ( मू० युष्मद् )=તારાથી.
न=નહિ.
अन्यः ( मू० अन्य )=બીજો.
शिवः ( मू० शिव )=શિવ, મહાદેવ.
शिव=મોક્ષ.
पद=સ્થાન.
शिवपदस्य=મોક્ષના સ્થાનનો.
मुनीन्द्र !=હે યોગીશ્વર !
पन्थाः ( मू० पथिन् )=માર્ગ.

## શ્લોકાર્થ

### જિનેશ્વરજ ખરેખરા શંભુ છે—

"હે નાથ ! આ જગતમાં તું (સુખનું કારણ હોવાથી) **શંભુ** છે, તું (વાણીનો સ્વામી હોવાથી) **ગિરીશ** છે, (વસ્ત્ર રહિત હોવાને લીધે) તું **દિગમ્બર** છે, (સ્વયંબુદ્ધ હોવાને લીધે) તું **સ્વયંભૂ** છે, ( મૃત્યુનો પરાજય કરેલો હોવાથી ) તું **મૃત્યુંજય** છે, અને તું ( મહાપ્રમાણવાળી દ્વાદશાંગીની શરૂઆત કરનાર હોવાથી ) **મહાદેવ** છે. ( બાકી આ નામધારી **મહાદેવે** તો ) **અંબિકાને સ્ત્રી** તરીકે સ્વીકારી છે ( 'અંબિકા'નો અર્થ માતા પણ થાય છે એ વ્યંગ્યાર્થ છે ). વાસ્તે હે યોગીશ્વર ! તારા સિવાય અન્ય કોઇ **શિવ** નથી તેમજ મોક્ષ-પદનો માર્ગ નથી."— ૨૩

## સ્પષ્ટીકરણ

**મધ્યસ્થ-ભાવ—**

જિનેશ્વરને **મહાદેવ** એવું નામ આપીને આ શ્લોક દ્વારા કવીશ્વરે પોતાનો મધ્યસ્થ-ભાવ પ્રકટ કર્યો છે. આવોજ ભાવ મૂળ **ભકતામર**ના કર્તા **માનતુંગ**સૂરિજીના સંબંધમાં પણ દૃષ્ટિ-ગોચર થાય છે, કેમકે પ્રભુનું સંકીર્તન કરતાં તેઓએ નીચે મુજબના ઉદ્‌ગારો કાઢ્યા છે —

"बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्
त्वं शङ्करोऽसि भुवनत्रयशङ्करत्वात् ।
धाताऽसि धीर ! शिवमार्गविधेर्विधानाद्
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥"

અર્થાત્—હે પ્રભુ ! તું **બુદ્ધ** છે, કેમકે વિબુધોએ તારા કેવલજ્ઞાનના વસ્તુ-સમૂહના પરિચ્છેદનું પૂજન કર્યું છે. વળી **શંકર** પણ તુંજ છે, કેમકે તે ત્રિભુવનને સુખ અર્પણ કર્યું છે. હે ધીર ! વાસ્તવિક રીતે તો **બ્રહ્મા** પણ તુંજ છે, કેમકે મુક્તિ-માર્ગની વિધિની પ્રરૂપણા તેં કીધી છે અને હે નાથ ! એ વાત તો સ્પષ્ટ છે કે તું **પુરૂષોત્તમ ( નારાયણ )** પણ છે.[2]

સાધારણ રીતે સામાન્ય પુરૂષો નામોને અંગે ઝગડા કરતા જોવામાં આવે છે. જેમકે કોઇક કહે છે કે **શંકર**નેજ ઈશ્વર માનવા જોઇએ; જ્યારે બીજો કહે છે કે સાચા દેવ તો **બ્રહ્મા**જ છે; ત્યારે વળી ત્રીજો **વિષ્ણુ**-ભક્ત હોવાથી એમ કહેવા તૈયાર થઇ જાય છે કે ખરૂ પૂછાવો તો દેવ તો **વિષ્ણુ**જ કહેવાય. કેમકે કહ્યું પણ છે કે—

"जले विष्णुः स्थले विष्णुर्विष्णुः पर्वतमस्तके ।
सर्वभूतमयो विष्णुस्तस्माद् विष्णुमयं जगत् ॥"

આવી રીતની ખોટી ખેંચતાણ કરવામાં આવે તે લાભકારી નથી. કેમકે એક વખત જે સર્વથા વીતરાગ હોય તે ઈશ્વર કહેવાય એવું ઈશ્વરનુ લક્ષણ જેણે ગળે ઉતરી ગયું હોય, તે મનુષ્ય

---

૧ ' विबुधार्चित ! ' इति पृथक् पदं सम्बोधनार्थेऽपि समीचीनम् ।

૨ **બુદ્ધ** અસર્વજ્ઞ હોવાને લીધે, **શંકર** સૃષ્ટિના સંહાર કરનાર હોવાને લીધે, **બ્રહ્મા** હિંસાત્મક વેદની પ્રરૂપણા કરનાર હોવાને લીધે તેમજ **કૃષ્ણ** કપટ-ક્રિયામાં કુશલ હોવાને લીધે આ નામોમાં રહેલા અપૂર્વ ગુણો તો આપનામાંજ છે, એવો આ શ્લોકનો ભાવાર્થ છે.

ઈશ્વરની બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ઇત્યાદિ ગમે તે નામ વડે સ્તુતિ કરે તે ખોટું નથી. પરંતુ હા, એટલું તો જરૂરજ કહેવું પડશે કે એ કામ ઉદાર વૃત્તિવાળાનું છે.

વિશેષમાં આવી રીતે કોઇ જૈનેતરે જૈનના દેવોનાં નામપૂર્વક ઈશ્વરની સ્તુતિ કરી હોય એમ જોવામાં આવતું નથી, એ અત્ર વિશેષતા છે.

સૌથી પહેલાં જૈનોમાં પણ આ પ્રકારનો મધ્યસ્થભાવ પ્રદર્શિત કરવા કોણ તૈયાર થયું તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે, પરંતુ શ્રીમાનતુંગસૂરિથી શરૂઆત થઇ હશે એમ લાગે છે. શ્રીમાન્ હરિભદ્રસૂરિજીએ પણ તેમણે રચેલા લોકતત્ત્વનિર્ણયમાં તથા અષ્ટક-પ્રકરણમાં એવીજ મતલબના ઉદ્ગારો કાઢ્યા છે, એ વાત નીચેનાં પદ્યો ઉપરથી જોઇ શકાય છે.

" यस्य संक्लेशजननो, रागो नास्त्येव सर्वथा ।
न च द्वेषोऽपि सत्त्वेषु, शमेन्धनदवानलः ॥ १ ॥
न च मोहोऽपि सज्ज्ञान-च्छादनोऽशुद्धवृत्तकृत् ।
त्रिलोकख्यातमहिमा, महादेवः स उच्यते ॥ २ ॥—युग्मम्
यो वीतरागः सर्वज्ञो, यः शाश्वतसुखेश्वरः ।
क्लिष्टकर्मकलातीतः, सर्वथा निष्कलस्तथा ॥ ३ ॥
यः पूज्यः सर्वदेवानां, यो ध्येयः सर्वयोगिनाम् ।
यः स्रष्टा सर्वनीतीनां, महादेवः स उच्यते ॥ ४ ॥—युग्मम्

*   *   *   *

*   *   *   *

एवम्भूताय शान्ताय, कृतकृत्याय धीमते ।
महादेवाय सततं, सम्यग्भक्त्या नमो नमः ॥ ८ ॥"

અર્થાત્—ક્લેશજનક રાગનો, શાન્તિરૂપ ઇન્ધનને વિષે સમસ્ત પ્રાણીઓ પ્રતિ ( તેનો નાશ કરવામાં ) દાવાનલસમાન એવા દ્વેષનો તથા યથાર્થ જ્ઞાનને આચ્છાદિત કરનારા તેમજ ચરિત્રને મલિન કરનારા એવા મોહનો જેનામાં સર્વથા અભાવ છે તેમજ જેનો મહિમા ત્રૈલોક્યમાં વિખ્યાત છે, તે મહાદેવ કહેવાય છે. જે વીતરાગ છે, જે સર્વજ્ઞ છે, જે શાશ્વત સુખનો સ્વામી છે, જે કિલષ્ટ કર્મની કલાથી મુક્ત છે, જે સર્વથા મૂર્ત્ત આકારથી રહિત છે, જે સમસ્ત દેવોને પૂજ્ય છે, જે સકલ યોગિ-જનોને ધ્યેય છે, જે નિઃશેષ નીતિઓનો પ્રકાશક છે, તે પ્રભુને મહાદેવ કહેવામાં આવે છે.

×   ×   ×   ×   ×

આ પ્રકારના શાન્ત, કૃતકૃત્ય અને સંપૂર્ણ જ્ઞાનશાલી એવા મહાદેવને ઉત્તમ ભક્તિપૂર્વક મારા નિરંતર નમસ્કાર હોજો.

આવા મધ્યસ્થ ભાવનું પ્રતિબિમ્બ નિમ્ન લિખિત પદ્યમાં પણ દૃષ્ટિ ગોચર થાય છે.

---

૧ આ સંબંધી વિશેષ માહિતી માટે જુઓ ઉપાધ્યાય શ્રીમંગલવિજયકૃત તત્ત્વાખ્યાન ( ઉત્તરાર્ધ )ના ઉપર મેં લખેલી પ્રસ્તાવના.

"भवबीजाङ्कुरजनना, रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥"

—શ્રીહેમચન્દ્રાચાર્યકૃત ઈશ્વર-સ્તુતિ

હવે આ પ્રકરણ પૂર્ણ કરીએ તે પૂર્વે મહોપાધ્યાય શ્રીચારિત્રસુન્દરગણિકૃત **કુમારપાલ-ચરિત્ર**માં આપેલા નીચે મુજબના (**મહાદેવ**ની તેમજ **ઋષભદેવ**ની સ્તુતિરૂપ) [1]દ્વિઅર્થી પદ્ય તરફ દષ્ટિપાત કરી લઇએ.

"योऽमारयन्मारमरं विभूर्ति
विभ्रद् भवानीहितकारकश्च ।
आदीश्वरो भूतपतिर्वृषाङ्कः
स त्वामहीनाभरणः पुनातु ॥"—ઇન્દ્રવજ્રા

—સ૦ ૪ વ૦ ૧, શ્લો૦ ૧૭

અર્થાત્ જેણે કામદેવ અને મૃત્યુનો (અથવા કામદેવનો સત્વર) નાશ કર્યો, તે (જ્ઞાનાદિ) સંપત્તિને ધારણ કરનારા, સંસારના અનિષ્ટને (અર્થાત્ તેનો નાશ) કરનારા, પ્રાણીઓના સ્વામી, વૃષભ (બળદ)ના લાંછનવાળા, (વિશ્વ વિશ્વના) સંપૂર્ણ શૃંગારરૂપ એવા **આદીશ્વર** (**ઋષભ**પ્રભુ) તને પવિત્ર કરો.

જે બીજો અર્થ **મહાદેવ**ને લાગૂ પડે છે, તે નીચે મુજબ છે.—

જેણે કામદેવને જલદી મારી નાંખ્યો, તે. વિભૂતિ (રાખોડી)ને (અંગે) ધારણ કરનારા, **પાર્વતી**ને હિતકારી, ભૂતોના નાથ, બળદના વાહનવાળા, સર્પરાજરૂપી ભૂષણવાળા **આદિદેવ** તને પવિત્ર કરો.

આવા દ્વિઅર્થી શ્લોકો દ્વારા પણ જિનેશ્વરની જૈનેતર ગ્રન્થોમાં સ્તુતિ કરવામાં આવી હોય એમ લાગતું નથી. અરે [2]શ્રી**સોમપ્રભ**સૂરિએ તો હદ કરી છે, કેમકે નીચે મુજબના—

" कल्याणसार सविता न हरेक्षमोह
कान्तारवारणसमान जयाद्यदेव ।
धर्मार्थकामदमहोदयवीर धीर
सोमप्रभावपरमागमसिद्धसूरे ॥ "

—શતાર્થિક પદ્ય દ્વારા તેમણે **બ્રહ્મા**, **વિષ્ણુ**, **મહેશ** પ્રમુખ અનેક જૈનેતર દેવોની સ્તુતિ કરી છે. આ સ્તુતિમાં તેમને અંગે જે જે વિશેષણો વાપર્યા છે તે તે દર્શનમાં આપેલાં વિશેષણો સાથે બરાબર મળતાં આવે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે જૈન મુનિવરો જૈનેતર દર્શનનો—હિંદુ પુરાણોનો પણ સચોટ અભ્યાસ કરતા હોવા જોઇએ. આ તેમની સહિષ્ણુતા અને યથાસ્થિત વસ્તુ આલેખવાની અભિલાષા પ્રકટ કરે છે.

* * * * *

૧ કહેવામાં આવે છે તેમ **ભોજ** રાજાને આશીર્વાદ રૂપે શ્રી**માનતુંગ**સૂરિએ નીચે મુજબનો દ્વિઅર્થી શ્લોક કહ્યો હતો.

" जटाशाली गणेशाली, शङ्करः शाङ्कराङ्कितः ।
युगादीशः श्रियं कुर्याद्, विलसत्सर्वमङ्गल ॥"

૨ આ સૂરિજીની સ્થૂલ રૂપરેખા સારૂ જુઓ શૃંગારવૈરાગ્યતરંગિણીની મેં લખેલી પ્રસ્તાવના.

सर्वशास्त्राध्ययनादपि सम्यक्त्वमधिकमिति दर्शयन्नाह–

जानन्ति यद्यपि चतुर्दश चारु विद्या
देशोनपूर्वदशकं च पठन्ति सार्थम् ।
सम्यक्त्वमीश ! न धृतं तव नैव तेषां
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥ २४ ॥

## टीका

हे जिन ! ये चतुर्दश विद्या जानन्ति । यतः—

"षडङ्गी वेदाश्चत्वारो, मीमांसाऽऽन्वीक्षिकी तथा ।
धर्मशास्त्रं पुराणं च, विद्या एताश्चतुर्दश ॥ १ ॥"

च–पुनर्देशोनपूर्वदशकं–देशेनोनं पूर्वाणां दशकं च सार्थम्–अर्थयुक्तं पठन्ति, परं तव सम्यक्त्वं यैर्न धृतं तेषां ज्ञानस्वरूपं सन्तः–सज्जनाः अमलं–निर्मलं नैव प्रवदन्ति–नैव कथयन्ति। यत उक्तं नन्दिवृत्तौ–"मिथ्यादृष्टिः उत्कृष्टतः श्रुतमवगाहमानो देशोनानि दश पूर्वाण्यवगाहते, परिपूर्णानि त्ववगाढुं न शक्नोति" । एतावच्छास्त्राधीत्यपि सम्यक्त्वाभावेऽज्ञानवानेवेत्यर्थः ॥ २४ ॥

## अन्वयः

( हे ) ईश ! यद्यपि ( ये ) चतुर्दश विद्याः चारु जानन्ति, देश-ऊन-पूर्व-दशकं च स-अर्थं पठन्ति ( परं ) तव सम्यक्त्वं ( यैः ) न धृतं, तेषां ज्ञान-स्वरूपं सन्तः अ-मलं न एव प्रवदन्ति ।

## શબ્દાર્થ

जानन्ति ( धा० ज्ञा )=જાણે છે
यद्यपि=જોકે.
चतुर्दश ( मू० चतुर्दशन् )=ચૌદ
चारु=સુંદર રીતે.
विद्याः ( मू० विद्या )=વિદ્યાઓ.
देश=ભાગ.
ऊन=અપૂર્ણ, ઉણું.
पूर्व=જૈન શાસ્ત્રના એક વિભાગનું નામ.
दशक=દશ.
देशोनपूर्वदशकं=કંઇક અપૂર્ણ એવા દશ પૂર્વો.
च=અને.
पठन्ति ( धा० पठ् )=શીખે છે.
सार्थं ( मू० सार्थ ) અર્થસહિત.
सम्यक्त्वं ( मू० सम्यक्त्व )=સમ્યક્ત્વ
ईश ! ( मू० ईश )=હે ઈશ્વર !
न=નહિ
धृतं ( मू० धृत )=ધારણ કરાયું
तव ( मू० युष्मद् )=તારા.
एव=જ.
तेषां ( मू० तद् )=તેમનું.
ज्ञान=જ્ઞાન, બોધ
स्वरूप=સ્વરૂપ.
ज्ञानस्वरूपं=જ્ઞાનનું સ્વરૂપ.
अमलं ( मू० अमल )=અવિદ્યમાન છે મેલ જેને વિષે એવું, નિર્મલ.
प्रवदन्ति ( धा० वद् )=કહે છે.
सन्तः ( मू० सत् )=સજ્જનો.

### શ્લોકાર્થ

" હે નાથ ! જોકે ( જે મનુષ્યો ) ચૌદ વિદ્યાઓ સારી જાણે છે તેમજ કંઇક અપૂર્ણ એવાં **દશ પૂર્વો**નું અર્થ-સહિત પઠન ( પણ ) કરે છે, છતાં પણ જો તેમણે તારૂં સમ્યક્ત્વ (યથાર્થ દર્શન) ધારણ કર્યું **નથી**, તો તેના જ્ઞાન-સ્વરૂપને સજ્જનો નિર્મલ કહેતા નથીજ."—૨૪

### સ્પષ્ટીકરણ

**ચૌદ વિદ્યાઓ—**

આપણે જોઇ ગયા તેમ ચૌદ વિદ્યાઓ તે બીજી કોઇ નહિ પણ ચાર વેદો, વેદનાં છ અંગો, મીમાંસા, તર્ક, ધર્મશાસ્ત્ર અને પુરાણ એ ચૌદ છે. તેમાં ચાર વેદોથી **ઋગ-વેદ, યજુર્વેદ** અને **સામ-વેદ** એ ત્રણ મૂળ વેદો ઉપરાંત પાછળથી ઉદ્ધાર થઇને ઉમેરાયેલો ( એમ કહેવાતો ) **અથર્વ-વેદ** સમજવામાં આવે છે. વેદના કરતાં ઉતરતા દરજ્જાના પરંતુ તેના સહાયક ગ્રન્થોને 'અંગ'[1] કહેવામાં આવે છે. એકંદર અંગો છ છે[2]—( ૧ ) શિક્ષા[3]. (૨) છંદઃશાસ્ત્ર, (૩) વ્યાકરણ, ( ૪ ) નિરૂક્ત[4], ( ૫ ) જ્યોતિષ[5] અને ( ૬ ) કલ્પ[6].

### પૂર્વ-મીમાંસા

તીર્થંકરના ઉપદેશનું શ્રવણ કર્યા બાદ તેના મુખ્ય શિષ્યો કે જેઓ વિશિષ્ટ જ્ઞાનવાન્ હોય છે અને જેમને ' ગણધર ' એવા નામથી સંબોધવામાં આવે છે, તેઓ જૈન શાસ્ત્રની રચના કરે છે અને તે શાસ્ત્રોને બાર વિભાગોમાં વિભક્ત કરે છે. આ દરેક વિભાગને ' અંગ ' કહેવામાં આવે છે ( જ્યારે આ બારે વિભાગોના સમસ્ત સૂત્રને ' દ્વાદશાંગી ' કહેવામાં આવે છે ). **આચારાદિક** બાર અંગોમાંના ' દૃષ્ટિવાદ ' નામના બારમા અંગના ( ૧ ) પરિકર્મ, ( ૨ ) સૂત્ર, ( ૩ ) પૂર્વાનુયોગ, ( ૪ ) પૂર્વગત અને ( ૫ ) ચૂલિકા એમ પાચ ભેદો છે. આ ભેદોમાંના ' પૂર્વગત ' નામના ભેદમાં ' ચૌદ પૂર્વ'નો સમાવેશ થાય છે, અર્થાત્ પૂર્વગતના ચૌદ વિભાગો પૈકી દરેક વિભાગને ' પૂર્વ ' કહેવામાં આવે છે.

**ચૌદ પૂર્વોનાં નામો—**

( ૧ ) ઉત્પાદ ( ૨ ) અગ્રાયણીય ( ૩ ) વીર્ય-પ્રવાદ, ( ૪ ) અસ્તિ-નાસ્તિપ્રવાદ, ( ૫ ) જ્ઞાન-પ્રવાદ, ( ૬ ) સત્ય-પ્રવાદ, ( ૭ ) આત્મ-પ્રવાદ, ( ૮ ) કર્મ-પ્રવાદ, ( ૯ ) પ્રત્યાખ્યાન-પ્રવાદ, ( ૧૦ ) વિદ્યાનુપ્રવાદ, ( ૧૧ ) અવન્ધ્ય, ( ૧૨ ) પ્રાણાયુઃ, ( ૧૩ ) ક્રિયા-વિશાલ-પ્રવાદ અને ( ૧૪ ) લોકબિન્દુસાર.

---

૧ એ પણ સાથે સાથે ધ્યાનમાં રાખવું કે જૈનોએ પણ પોતાના શાસ્ત્રના વિભાગ-વિશેષને ' અંગ ' એવી સંજ્ઞા આપી છે.

૨ સરખાવો—

"ऋग्यजुःसामाथर्वाणो, वेदा अङ्गानि षट् पुनः ।
शिक्षा कल्पो व्याकरणं, छन्दो ज्योतिर्निरुक्तयः ॥ "

૩ વર્ણ-સ્વરાદિકના ઉચ્ચારણના ભેદોને જણાવનારૂં શાસ્ત્ર. ૪ વેદમાંના સ્વરાદિકના ઉપર પ્રકાશ પાડનારૂં શાસ્ત્ર. ૫ ખગોળ-વિદ્યા. ૬ વૈદિક-વિધાન-જ્ઞાપક શાસ્ત્ર.

૭ આને સમય-પ્રવાદ પણ કહેવામાં આવે છે. જુઓ શ્રીનેમિચન્દ્રસૂરિકૃત પ્રવચન-સારોદ્ધાર.

ધીરે ધીરે બારમું અંગ નષ્ટ થતાં ચૌદ પૂર્વનું જ્ઞાન પણ નષ્ટ થયું અને અત્યારે તો એવો સમય આવી લાગ્યો છે કે આ **ભરતક્ષેત્ર**માં તો કોઇને પણ એક પૂર્વ જેટલું પણ જ્ઞાન **નથી. વીર**-નિર્વાણ પછી ૯૮૦ વર્ષ સુધી એક પૂર્વના જેટલું તો જ્ઞાન ધરાવનાર મહાત્મા વિદ્યમાન હતા. કહેવામાં આવે છે કે વી. સં. ૯૮૦ માં શ્રીમાન્ **દેવર્દ્ધિ**ગણિએ ધીરે ધીરે પૂર્વનો ઉચ્છેદ થતો જોઇને જે કંઇ જ્ઞાન તેમના સમયમાં વિદ્યમાન હતું, તે ટકી રહે તેટલા માટે તેમણે તે પુસ્તકારૂઢ કર્યું.

**પૂર્વ શબ્દમાં રહેલી પ્રધાનતા—**

એ પણ નિવેદન કરવું આવશ્યક સમજાય છે કે સૌથી પ્રથમ તો ગણધર ( અક્ષર-રચનાની અપેક્ષાએ ) 'પૂર્વ'ની રચના કરે છે અને ત્યાર બાદ બીજાં અંગાદિક રચે છે[1]. આથી 'પૂર્વ' શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ ચરિતાર્થ થાય છે. વિશેષમાં સર્વ આગમોમાં 'પૂર્વ' ને પ્રધાન પદ આપવામાં આવ્યું છે. અર્થાત્ જેમ સામાન્યતઃ મનુષ્યોમાં પુરૂષ પ્રધાન પદ ભોગવે છે, તેમ સમગ્ર આગમોમાં 'પૂર્વ'નું પ્રાધાન્ય છે. આથી કરીને તો સાધ્વીઓને પૂર્વનું અધ્યયન કરવાનો અધિકાર નથી, એમ કહેવામાં આવે છે; પરંતુ એ ધ્યાનમાં રાખવુ કે અગ્યાર અંગ સુધીનું અધ્યયન કરવામાં તેને કોઇ રોકતું નથી.

વિશેષમાં આ પૂર્વો પ્રાયઃ સંસ્કૃત ભાષામાં રચવામાં આવે છે અને એ સંસ્કૃત સાહિત્ય કેટલું વિશાળ હોય છે તેનો ખ્યાલ નીચે લખવામાં આવતી હકીકત ઉપરથી આવી શકશે.

પહેલું 'પૂર્વ' લખવાને માટે એક હસ્તિ (હાથી) પ્રમાણ મસી (શાહી) જોઇએ. બીજું 'પૂર્વ' લખવાને સારૂ બે હસ્તિ-પ્રમાણ, ત્રીજુ 'પૂર્વ' લખવાને માટે ચાર હસ્તિ-પ્રમાણ અને ચોથું 'પૂર્વ' લખવાને સારૂ આઠ હસ્તિપ્રમાણ મસી જોઇએ. એ પ્રમાણે પાંચમા 'પૂર્વ'ના લખાણને માટે ૧૬ હસ્તિ-પ્રમાણ, છઠ્ઠાને સારૂ ૩૨, સાતમાને સારૂ ૬૪, આઠમાને માટે ૧૨૮, નવમાને માટે ૨૫૬, દશમાને માટે ૫૧૨, અગ્યારમાને સારૂ ૧૦૨૪, બારમાને સારૂ ૨૦૪૮, તેરમાને માટે ૪૦૯૬ અને ચૌદમાને માટે ૮૧૯૨ હસ્તિ-પ્રમાણ મસી જોઇએ. અર્થાત્ કોઇ એક 'પૂર્વ' લખવાને માટે તેની પૂર્વેના 'પૂર્વ' કરતાં બમણી શાહી જોઇએ. એકંદર રીતે સમસ્ત 'પૂર્વો' લખવાને માટે ૧૬૩૮૩ હસ્તિ-પ્રમાણ શાહી જોઇએ. **કલ્પસૂત્ર** ઉપર ઉપાધ્યાયશ્રી **વિનયવિજયજી**એ રચેલી **સુબોધિકા** નામની ટીકામાં આ પ્રમાણે ઉલ્લેખ છે.

**ચૌદ પૂર્વોના વિષયો તેમજ તેની પદ-સંખ્યા—**

( ૧ ) **ઉત્પાદ** પૂર્વમાં સર્વ દ્રવ્યો અને સર્વ પદાર્થોના ઉત્પાદનો અધિકાર છે. તેમાં [2]એક કરોડ પદો છે.

( ૨ ) **અગ્રાયણીય** પૂર્વમાં સર્વ દ્રવ્ય અને સર્વ પદાર્થોના પરિમાણનું વર્ણન છે. તેમાં ૯૬ લાખ પદો છે.

---

૧ આ સંબંધમાં મતાન્તર છે. તે એ છે કે પ્રથમ તો ગણધર-શ્રુતની રચના કરતાં આચારાદિ અંગો રચે છે. પરંતુ આ સ્થાપના આશ્રીને છે એમ **નન્દી-સૂત્ર** તેમજ **પ્રવચન-સારોદ્ધાર**ની ટીકા ઉપરથી જોઇ શકાય છે.

૨ **નન્દીસૂત્ર**ની શ્રીમલયગિરિકૃત ટીકામાં આ પ્રમાણે ઉલ્લેખ છે, જ્યારે **પ્રવચનસારોદ્ધાર** (ગા૦ ૭૧૧) માં ૧૧ કરોડ પદો હોવાનો ઉલ્લેખ છે.

( ૩ ) **વીર્ય–પ્રવાદ** પૂર્વમાં જીવાદિકની શક્તિનો ઉલ્લેખ છે. તેમાં ૭૦ લાખ પદો છે.

( ૪ ) **અસ્તિ–નાસ્તિ–પ્રવાદ** પૂર્વમાં કયા પદાર્થ છે અને કયા પદાર્થ નથી એ વાત તેમજ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ જીવાદિકની સત્તા તેમજ અસત્તા પણ વિચારવામાં આવી છે. આમાં સપ્તભંગીની પણ પ્રરૂપણા છે. તેમાં ૬૦ લાખ પદો છે.

( ૫ ) **જ્ઞાન–પ્રવાદ** પૂર્વમાં મતિ, શ્રુત ઇત્યાદિ પાંચ પ્રકારના જ્ઞાનનું સવિસ્તર વર્ણન છે. તેમાં ૯૯, ૯૯ ૯૯૯ પદો છે.

( ૬ ) **સત્ય–પ્રવાદ** પૂર્વમાં સંયમ, સત્ય વચન, અસત્ય વચન ઇત્યાદિનો ઉલ્લેખ છે. એમાં એક કરોડ અને છ પદો છે.

( ૭ ) **આત્મ–પ્રવાદ** પૂર્વમાં આત્માનું અનેક નયપૂર્વક અને વિશેષમાં નિશ્ચય અને વ્યવહાર નયાનુસાર વર્ણન કરવામાં આવ્યું છે. આત્માના સ્વરૂપ ઉપર આ પૂર્વ વિશેષતઃ પ્રકાશ પાડે છે. એમાં ૨૬ કરોડ પદો છે.

( ૮ ) **કર્મ–પ્રવાદ** પૂર્વમાં જ્ઞાનાવરણાદિક આઠે કર્મોનું પ્રકૃતિ, સ્થિતિ અનુભાગ અને પ્રદેશ એ ચારે અપેક્ષાપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે. એમાં એક કરોડ અને એંસી હજાર પદો છે.[1]

( ૯ ) **પ્રત્યાખ્યાન–પ્રવાદ** પૂર્વમાંથી પ્રત્યાખ્યાન સંબંધી માહિતી મળે છે. એમાં ૮૪ લાખ પદો છે.

( ૧૦ ) **વિદ્યાનુપ્રવાદ** પૂર્વમાં અનેક પ્રકારની વિદ્યાઓ સંબંધી ઉલ્લેખ છે. એમાં એક કરોડ અને દશ લાખ પદ છે.

( ૧૧ ) **અવન્ધ્ય** પૂર્વમાં જ્ઞાન, તપ, સંયમ ઇત્યાદિ શુભ ફળરૂપે સફળ અને પ્રમાદ ઇત્યાદિ અશુભ ફળરૂપે અફળ છે એ સંબંધી માહિતી આપવામાં આવી છે. એમાં ૨૬ કરોડ પદો છે.

( ૧૨ ) **પ્રાણાયુઃ** પૂર્વમાં પાંચ ઇન્દ્રિય, ત્રણ પ્રકારનાં બલ, ઉચ્છ્વાસ–નિઃશ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણ તેમજ અનેક પ્રકારનાં આયુષ્ય સંબંધી ઉલ્લેખ છે. એમાં એક કરોડ અને ૫૬ લાખ પદો છે.

( ૧૩ ) **ક્રિયા–વિશાલ** પૂર્વમાં સંયમાદિક ક્રિયાઓ સંબંધી ઉલ્લેખ છે. એમાં નવ કરોડ પદો છે.

( ૧૪ ) **લોકબિન્દુસાર** પૂર્વ જગત્‌માં તેમજ શ્રુત-લોકમાં અક્ષરની ઉપર બિન્દુની જેમ સર્વોત્તમ છે. એમાં સાડા બાર કરોડ પદો છે.

આ પૂર્વ-મીમાંસાનું પ્રકરણ પૂર્ણ કરવામાં આવે તે પૂર્વે એ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે આ શ્લોકાર્થ ઉપરથી એમ જોઇ શકાય છે કે દશ પૂર્વથી કંઇક ન્યૂન જ્ઞાન ધરાવનારી વ્યક્તિ સમ્યક્ત્વથી વંચિત હોઇ શકે અને ઓછામાં ઓછા દશ પૂર્વના જ્ઞાતા સમ્યક્ત્વથી અલંકૃત હોય છે.

---

૧–૩ **પ્રવચન–સારોદ્ધાર** પ્રમાણે સાતમા, આઠમા અને દશમા પૂર્વમાં અનુક્રમે ૩૬ કરોડ, એક કરોડ અને એંસી લાખ અને ૧૧ કરોડ અને ૧૫ હજાર પદો છે.

વિશેષમાં ચૌદ પૂર્વધર યાને શ્રુતકેવલીની તો બલિહારીજ છે, કેમકે **સેન-પ્રશ્ન**ના ઉલ્લેખ મુજબ તે અસંખ્યાત ભવ જોઇ શકે. વળી તે મરીને જઘન્યથી **લાન્તક** દેવલોકે જાય ( જુઓ **તત્ત્વાર્થાધિગમસૂત્ર** અ૦ ૫, સૂ૦ ૨૨ નું ભાષ્ય. )

* * * * *

पुरुषोत्तमोऽयं वीर एवेत्याह–

नृणां गणा गुणचणाः पतयोऽपि तेषां
ये ये सुराः सुरवराः सुखदास्तकेऽपि ।
कृत्वाऽञ्जलिं जिन ! चरिक्रति ते स्तुतिं तद्
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥ २५ ॥

**टीका**

हे जिन ! ये नृणां–मनुष्याणां गणाः । किंविशिष्टा गणाः ? 'गुणचणाः' गुणैर्विख्याताः । "तेन वित्ते चु [च] ञ्चुप्चणपौ" इति चणप्प्रत्ययः । ये तेषां नृगणानां पतयो–राजानश्चक्रिणः । ये पुनः सुराः सुरवरा–इन्द्राः सुखदास्तकेऽपि, स्वार्थेऽकच् प्रत्ययः । ते–तव स्तुतिं चरिक्रति–अतिशयेन कुर्वन्ति । किं कृत्वा ? अञ्जलिं कृत्वा । तत्–तस्मात् कारणाद् व्यक्तं–स्पष्टं यथा स्यात् तथा हे भगवन् ! पुरुषोत्तमः–पुरुषेषूत्तमस्त्वमेवासि, अन्यो न कोऽपीत्यर्थः ॥ २५ ॥

**अन्वयः**

( हे ) जिन ! ये नृणां गुण–चणाः गणाः तेषां पतयः अपि ये (च) सुराः सुर-वराः सुख-दाः तके अपि अञ्जलिं कृत्वा ते स्तुतिं चरिक्रति, तद् व्यक्तं ( यद् ) भगवन् ! त्वं एव पुरुष-उत्तमः असि ।

**શબ્દાર્થ**

**नृणां** ( मू० नृ )=મનુષ્યોના.
**गणाः** ( मू० गण )=સમુદાયો, ટોળાંઓ.
**गुण**=ગુણ.
**चण**=પ્રસિદ્ધતાવાચક પ્રત્યય.
**गुणचणाः**=ગુણોથી પ્રસિદ્ધ.
**पतयः** ( मू० पति )=સ્વામીઓ.
**अपि**=પણ.
**तेषां** ( मू० तद् )=તેમના.
**ये** ( मू० यद् )=જેઓ.
**सुराः** ( मू० सुर )=અમરો, દેવો.
**सुर**=દેવ.
**वर**=ઉત્તમ.
**सुरवराः** ( मू० सुरवर )=સુરેન્દ્રો, સુરપતિઓ.
**सुखदाः** ( मू० सुखद )=સુખ આપનારા.
**तके** ( मू० तकद् )=તેઓ.
**कृत्वा** ( धा० कृ )=કરીને.
**अञ्जलिं** ( मू० अञ्जलि )=અંજલિ.
**जिन** ! ( मू० जिन )=હે તીર્થંકર !
**चरिक्रति** ( धा० कृ )=અતિશય કરે છે.
**ते** ( मू० युष्मद् )=તારી.
**स्तुतिं** ( मू० स्तुति )=સ્તુતિને, પ્રશંસાને.
**तद्**=તેથી.
**व्यक्तं**=સ્પષ્ટ.
**त्वं** ( मू० युष्मद् )=તું.
**एव**=જ.
**भगवन्** ! ( मू० भगवत् )=હે નાથ !
**पुरुष**=પુરુષ, મરદ.
**उत्तम**=શ્રેષ્ઠ.
**पुरुषोत्तमः**=(१) પુરુષોને વિષે શ્રેષ્ઠ; (२) **નારાયણ**.
**असि** ( धा० अस् )=છે.

'१ तेन वित्ते चञ्चुचणौ' इति श्रीसिद्धहेमसूत्रम् ( ७।१।१७५ ) ।

## શ્લોકાર્થ

**મહાવીરજ પુરૂષોત્તમ છે—**

" હે વીતરાગ ! ગુણોએ કરીને વિખ્યાત એવા માનવોના સમુદાયો તેમજ તેના સ્વામીઓ ( ચક્રવર્તી પ્રમુખ નૃપતિઓ ) તેમજ સુખ અર્પણ કરનારા જે દેવો તથા જે દેવેન્દ્રો છે તેઓ પણ બે હાથ જોડીને તારી અતિશય સ્તુતિ કરે છે, તેથી એ સ્પષ્ટ ( સિદ્ધ થાય ) છે કે હે ભગવન્ ! તુંજ પુરૂષોને વિષે ઉત્તમ છે [ તુંજ **નારાયણ** છે, બાકી બીજા તો નામધારી જાણવા ]."—૧૫

* * * * *

रोगा झषा बहुमहामकराः कषाया-

श्चिन्तैव यत्र वडवाग्निरसातमम्भः ।

वार्धिर्भवः सर इव त्वयका कृतस्तत्

तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥ २६ ॥

### टीका

हे जिन ! त्वयैव त्वयका स भवः–संसारो वार्धिः–समुद्रः सर इव–तटाक इव कृतः । स इति कः ? यत्र रोगा झषा–मत्स्याः, कषाया बहुमहामकराः, चिन्तैव वडवाग्निः–वडवानलः, असातं–दुःखमम्भो–जलं यत्र । तत्–तस्मात् कारणात् भवोदधिशोषणाय (संसारसमुद्रनिर्जलीकारकाय ) तुभ्यं–भवते नमो–नमस्कारोऽस्तु ॥ २६ ॥

### अन्वयः

( हे ) जिन ! यत्र रोगाः झषाः, कषायाः बहु-महत्-मकराः, चिन्ता एव वडवाग्निः, अ-सातं अम्भः ( सः ) भवः वार्धिः त्वयका सरः इव कृतः, तद् भव उदधि-शोषणाय तुभ्यं नमः ।

### શબ્દાર્થ

**रोगाः** ( मू० रोग )=રોગો.
**झषाः** ( मू० झष )=મત્સ્યો, માછલાં.
**बहु**=ઘણા.
**महत्**=મોટા
**मकर**=મગર.
**बहुमहामकराः**=ઘણા મોટા મગરો.
**कषायाः** ( मू० कषाय )=કષાયો.
**चिन्ता**=ચિન્તા, ફીકર.
**एव**=જ.
**यत्र**=જયાં.
**वडवाग्निः** ( मू० वडवाग्नि )=વડવાનલ, દરિયામાંનો અગ્નિ.
**असातं** ( मू० असात )=દુઃખ.
**अम्भः** ( मू० अम्भस् )=જલ.
**वार्धिः** ( मू० वार्धि[1] )=સમુદ્ર
**भवः** ( मू० भव )=સંસાર
**सरः** ( मू० सरस् )=તળાવ, સરોવર.
**इव**=જેમ.
**त्वयका** ( मू० युष्मद् )=તારા વડે
**कृतः** ( मू० कृत )=કરાયો.
**तद्**=તેથી.
**तुभ्यं** ( मू० युष्मद् )=તને.
**नमस्**=નમસ્કાર.
**जिन** ! ( मू० जिन )=હે વીતરાગ !
**भव**=સંસાર.
**उदधि**=સાગર, સમુદ્ર.
**शोषण**=સૂકવી નાંખવું તે, નિર્જલ કરવું
**भवोदधिशोषणाय**=સંસાર-સમુદ્રનું શોષણ કરનારા.

---

1 वारीणि धीयन्ते यत्र स वार्धिः ।

## શ્લોકાર્થ

"હે જિનેશ્વર ! જ્યાં રોગરૂપી મત્સ્યો છે, (ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર) કષાયોરૂપી ઘણા મોટા મગરો છે, ચિન્તાજ એ વડવાનલ છે, અને દુઃખ તે જલરૂપ છે, તે સંસારરૂપી સમુદ્રને તેં (જ) સરોવર જેવો કરી દીધો છે; તેથી કરીને સંસારરૂપી સાગરનું શોષણ કરનારા એવા તને (મારા) પ્રણામ (હોજો)."—૨૬

## સ્પષ્ટીકરણ

**શ્લોક-તાત્પર્ય—**

આ શ્લોકમાં સંસારને સમુદ્રની ઉપમા આપી છે અને તેને ચરિતાર્થ કરવા બનતો પ્રયત્ન કરવામાં આવ્યો છે. જેમકે સમુદ્રમાં મત્સ્યો, મગરો, વડવાનલ તેમજ જલ હોય છે, તેમ સંસારમાં તેની ગરજ સારનારા રોગો, કષાયો, ચિન્તા અને દુઃખ રહેલાં છે. આનો નાશ કરવાની ઇચ્છા રાખનારે આ સાગરનું શોષણ કરી જવું જોઇએ. એવું કાર્ય હે **વીર** પ્રભુ ! તેંજ કર્યું છે, વાસ્તે (નામધારી **અગસ્ત્ય** નહિ, પરંતુ તે નામને સંપૂર્ણતઃ ચરિતાર્થ કરી આપનારા એવા) તને મારા અનંતવાર પ્રણામ હોજો, એ આ શ્લોકનો ફલિતાર્થ છે.

**ચિન્તા—**

ચિન્તાના સ્વરૂપથી તો કોણ અજાણ્યુ હોઇ શકે ? તેથી તેના પરાક્રમના સંબંધમાં એટલુંજ કહેવું બસ થશે કે—

> "चिन्ता चितातोऽप्यधिका—ऽनुस्वारेण युता यतः ।
> चितैकशो दहेद् देहं, चिन्ता दहति सर्वदा ॥"

—શ્રીપાલ-ચરિત્ર

અર્થાત્ ચિન્તા અનુસ્વારથી યુક્ત છે તેથી કરીને તે ચિતાથી અધિક છે, કેમકે ચિતા તો એક વાર દેહને બાળે છે, જ્યારે ચિન્તા તો સર્વદા બાળે છે.

* * * * *

> यद् यस्य तस्य च जनस्य हि पारवश्य-
> मावश्यकं जिन ! मया वरिवस्ययाऽऽप्तम् ।
> तत् तर्कयामि बहुमोहतया मया त्वं
> स्वप्नान्तरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥ २७ ॥

## टीका

हे जिन ! यन्मया यस्य तस्य जनस्य पारवश्यं—परवशत्वमाप्तं—प्राप्तम् । कया ? वरिवस्यया—सेवया । तत्—तस्माद्धेतोरहमिति तर्कयामि—विचारयामि । इतीति किं ? बहुमोहतया—प्रचुराज्ञानतया मया त्वं कदाचिदपि स्वप्नान्तरेऽपि नेक्षितोऽसि—न दृष्टोसि ॥ २७ ॥

### अन्वयः

( हे ) जिन ! यत् मया हि यस्य तस्य च जनस्य आवश्यकं पारवश्यं वरिवस्यया आप्तं, तत् तर्कयामि बहु-मोहतया मया त्वं स्वप्न-अन्तरे अपि न कदाचित् अपि ईक्षितः असि ।

### શબ્દાર્થ

यत्=જે કારણને લીધે.
यस्य ( मू० यद् )=જેની.
तस्य ( मू० तद् )=તેની.
च=અને.
जनस्य ( मू० जन )=મનુષ્યની.
हि=નિશ્ચયવાચક અવ્યય.
पारवश्यं ( मू० पारवश्य )=પરતન્ત્રતા
आवश्यकं ( मू० आवश्यक )=જરૂરી
जिन ! ( मू० जिन )=હે વીતરાગ !
मया ( मू० अस्मद् )=મારાથી.
वरिवस्यया ( मू० वरिवस्या )=સેવા વડે
आप्तं ( धा० आप् )=પ્રાપ્ત થયું
तद्=તેથી.
तर्कयामि ( धा० तर्क् )=હું તર્ક કરૂં છું.
बहु=ઘણા.
मोहता=અજ્ઞાનપણું
बहुमोहतया=અત્યન્ત અજ્ઞાનપણાને લીધે.
त्वं ( मू० युष्मद् )=તું
स्वप्न=સ્વપ્ન
अन्तर=મધ્ય.
स्वप्नान्तरे=સ્વપ્નમાં
अपि=પણ.
न=નહિ.
कदाचित्=કદાપિ.
ईक्षितः ( मू० ईक्षित )=જોવાયેલ.
असि ( धा० अस् )=છે.

### શ્લોકાર્થ

**પરતન્ત્રતાનું કારણ—**

" હે વીતરાગ ! મારે જેવા તેવા મનુષ્યની ( પણ ) અવશ્ય ( ભોગવવાની એવી ) પરતન્ત્રતા સેવારૂપે પ્રાપ્ત થઇ છે ( અર્થાત્ મારે ગમે તેવા માનવની ગુલામગીરી પણ કરવી પડે છે) તેથી હું એમ તર્ક કરૂં છું કે પ્રચુર અજ્ઞાનપણાને લીધે મારાથી તું સ્વપ્નમાં પણ કદાપિ જોવાયો નથી ( અર્થાત્ હું પરતન્ત્રતારૂપી વિડંબનાથી વ્યાકુળ રહું છું એજ બતાવી આપે છે કે સ્વપ્નમાં પણ હું તારા દર્શન કરવાને ભાગ્યશાળી થયો નથી ). "—૨૭

* * * * *

**स्तनन्धयस्य भगवतो रूपस्वरूपमाह—**

रम्येन्द्रनीलरुचिवेषभृतो जनन्याः
पार्श्वे श्रितस्य धयतश्च पयोधरं ते ।
रूपं रराज नवकाञ्चनरुक् तमोघ्नं
बिम्बं रवेरिव पयोधरपार्श्ववर्ति ॥ २८ ॥

---

१ एतच्च भगवतः स्तन्यपानवर्णनं लौकिकरूढ्या ज्ञेयं, रूढिश्च ये शिशवस्ते स्तन्यपानं कुर्वन्ति इति व्यवहारविषया शास्त्रनीत्या तु स्पष्टमेव विरोधः—

"जिनाङ्गुष्ठे सुरेन्द्रेण, पीयूषमवतारितम् ।
अपिबत् क्षुधितो नाथो, ऽस्तन्यपाना जिना यतः ॥"

इत्याद्युक्तेः प्रामाण्यात् ।

## टीका

हे जिन ! ते–तव रूपं रराज–विराजति स्म । किं कुर्वतस्ते ? जनन्या–मातुः पार्श्वं–समीपं श्रितस्य-आश्रितस्य । च–पुनः पयोधरं–कुचं धयतः–पिबतः । 'धेट्‌ पाने' इत्यस्य शतृ ( अन्तस्य ) रूपम् । किंविशिष्टाया जनन्याः ? रम्यो–मनोज्ञो य इन्द्रनील–श्यामरत्नविशेषस्तद्वद् रुचिर्यस्य स एतादृग् वेषो–नेपथ्यस्तं बिभर्तीति रम्येन्द्रनीलरुचिवेषभृत् तस्याः । किंविशिष्टं रूपं ? नवकाञ्चन-रुक्–नव्यस्वर्णद्युति । पुनः कीदृशं ? तमोघ्नम्–अन्धकारघातकम् । किमिव ? पयोधरपार्श्ववर्ति–मेघ-समीपवर्ति रवेः सूर्यस्य बिम्बमिव रविमण्डलमिवेति उपमासाम्यमिति ॥ २८ ॥

## अन्वयः

( हे जिन ! ) रम्य–इन्द्रनील–रुचि-वेष-भृतः जनन्याः पार्श्वे श्रितस्य पयोधरं च धयतः ते नव-काञ्चन-रुक् तमस्-घ्नं रूपं पयोधर–पार्श्व–वर्ति रवेः बिम्बं इव रराज ।

## શબ્દાર્થ

**रम्य**=મનોહર.
**इन्द्रनील**=એક જાતનું રત્ન.
**रुचि**=કાંતિ.
**वेष**=પોષાક.
**भृत्**=ધારણ કરનારી
**रम्येन्द्रनीलरुचिवेषभृतः**=મનોહર ઇન્દ્રનીલના જેવી કાંતિવાળા વેષને ધારણ કરનારી.
**जनन्याः** ( मू० जननी )=માતાની.
**पार्श्वे** ( मू० पार्श्व )=બાજુને.
**श्रितस्य** ( मू० श्रित )=આશ્રય કરેલા.
**धयतः** ( मू० धयत् )=પાન કરતા.
**च**=અને.
**पयोधरं** ( मू० पयोधर )=સ્તનને.
**ते** ( मू० युष्मद् )=તારા.
**रूपं** ( मू० रूप )=રૂપ
**रराज** ( धा० राज् )=શોભતું હતું
**नव**=નૂતન.
**काञ्चन**=સુવર્ણ
**रुच्**=કાંતિ
**नवकाञ्चनरुक्**=નૂતન સુવર્ણના સમાન કાંતિ છે જેની એવું
**तमस्**=(૧) અજ્ઞાન, (૨) અંધકાર.
**हन्**=નાશ કરવો.
**तमोघ्नं**=અજ્ઞાનનો નાશ કરનારૂં
**बिम्बं** ( मू० बिम्ब )=બિંબ.
**रवेः** ( मू० रवि )=સૂર્યના.
**इव**=જેમ
**पयोधर**=મેઘ
**पार्श्व**=સમીપ
**वर्तिन्**=હોનારૂં.
**पयोधरपार्श्ववर्ति**=મેઘની સમીપ રહેલું.

## શ્લોકાર્થ

### સ્તન-પાન કરતી વેળાએ પ્રભુનું રૂપ—

"( હે નાથ ! ) મનોહર ઇન્દ્રનીલ ( નામના રત્ન )ના જેવી કાંતિવાળા એવા ( અર્થાત્ શ્યામ ) વેષને ધારણ કરનારી માતાની સમીપતાનો આશ્રય કરેલા એવા તેમજ તેના સ્તનનું પાન કરનારા એવા તારૂં [ નૂતન સુવર્ણના જેવી પ્રભાવાળું તેમજ અજ્ઞાનનો નાશ કરનારૂં ] રૂપ નવીન કાંચનના જેવી કાંતિવાળું તેમજ અંધકારનો અંત આણનારૂં એવું મેઘની પાસે રહેલા રવિના બિંબની જેમ શોભતું હતું."—૨૮

## સ્પષ્ટીકરણ

**શું તીર્થંકર સ્તન-પાન કરે છે?—**

**વીર** ભગવાન્ સ્તન-પાન કરતા હતા એવો ધ્વનિ આ શ્લોકમાંથી નીકળે છે. પરંતુ એ તો લૌકિક ન્યાય પ્રમાણેનું વર્ણન છે એમ સમજવું જોઇએ. કેમકે તીર્થંકરો સ્તન-પાન કરતા નથી એ વાત તો સુસ્પષ્ટ રીતે **આવશ્યક**-ચૂર્ણિ તેમજ **આવશ્યક**ની શ્રીમાન્ **હરિભદ્ર**સૂરિકૃત ટીકા ( પત્રાંક ૧૨૫ ) ઉપરથી જોઇ શકાય છે.

*　　　　*　　　　*　　　　*　　　　*

**प्रभोर्जन्म—**

इक्ष्वाकुनामनि कुले विमले विशाले
सद्रत्नराजिनि विराजत उद्भवस्ते ।
दोषापहारकरणः प्रकटप्रकाश-
स्तुङ्गोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥ २९ ॥

**टीका**

हे जिन ! इक्ष्वाकुनामनि कुले ते—तव उद्भवो- जन्म विराजते । किंविशिष्टे कुले ? विमले-निर्मले, ( विशाले ) विस्तीर्णे । पुनः ( किंविशिष्टे ) सद्भिः—समीचीनै रत्नैः—पुरुषरत्नै राजत इत्येवंशीलस्तस्मिन् सद्रत्नराजिनि । कस्मिन् कस्य क इव ? तुङ्गोदयाद्रिशिरसि—उच्चोदयाचलशिखरे सहस्ररश्मेः—सूर्यस्य प्रकटप्रकाश इव—प्रसिद्धतेज इव । किंविशिष्ट उद्भवः ? दोषाणामपहारस्य करणं—विधानं यस्य सः । उभयत्र विशेषणं तुल्यमिति ॥ २९ ॥

**अन्वयः**

( हे जिन ! ) 'इक्ष्वाकु'—नामनि विमले विशाले सद्-रत्न-राजिनि कुले ते दोष-अपहार-करणः उद्भवः तुङ्ग-उदय-अद्रि-शिरसि सहस्र-रश्मेः दोषा-अपहार-करणः प्रकट-प्रकाशः इव विराजते ।

**શબ્દાર્થ**

**इक्ष्वाकु**=ઇક્ષ્વાકુ.
**नामन्**=નામ.
**इक्ष्वाकुनामनि**=' ઇક્ષ્વાકુ ' નામના.
**कुले** ( मू० कुल )=વંશને વિષે.
**विमले** ( मू० विमल )=નિર્મળ.
**विशाले** ( मू० विशाल )=વિસ્તીર્ણ.
**सत्**=શ્રેષ્ઠ.
**रत्न**=રત્ન.
**राजिन्**=શોભાયમાન, સુશોભિત.
**सद्रत्नराजिनि**=શ્રેષ્ઠ રત્ન વડે સુશોભિત.
**विराजते** ( धा० राज् )=શોભે છે.
**उद्भवः** ( मू० उद्भव )=જન્મ.
**ते** ( मू० युष्मद् )=તારા.
**दोष**=અપરાધ.
**दोषा**=રાત્રિ.
**अपहार**=દૂર કરવું તે.
**करण**=કાર્ય.
**दोषापहारकरणः**=અપરાધને અથવા રાત્રિને દૂર કરવાનું કાર્ય છે જેનું તે.
**प्रकट**=સ્પષ્ટ, પ્રસિદ્ધ.
**प्रकाश**=તેજ
**प्रकटप्रकाशः**=પ્રસિદ્ધ પ્રકાશ.
**तुङ्ग**=ઊંચા.
**उदय**=ઉદય.
**अद्रि**=પર્વત, અચળ.
**शिरस्**=ટોચ.
**तुङ्गोदयाद्रिशिरसि**=ઉદયાચળના ઉચ્ચ શિખર ઉપર.
**इव**=જેમ.
**सहस्र**=હજાર.
**रश्मि**=કિરણ.
**सहस्ररश्मेः** ( मू० सहस्र-रश्मि )=સૂર્યના.

## શ્લોકાર્થ

**પ્રભુનો જન્મ—**

"(હે તીર્થરાજ !) 'ઇક્ષ્વાકુ' નામના નિર્મળ તેમજ વિસ્તીર્ણ તથા ઉત્તમ (પુરુષરૂપ) રત્નો વડે શોભતા એવા વંશને વિષે દોષોનો નાશ કરનારો તારો જન્મ ઉદયાચળના ઉચ્ચ શિખરને વિષે રાત્રિનો અંત આણનારા એવા સૂર્યના પ્રસિદ્ધ પ્રકાશની માફક વિશેષતઃ શોભે છે."—૨૯

## સ્પષ્ટીકરણ

**ઇક્ષ્વાકુ વંશની ઉત્પત્તિ—**

પ્રથમ તીર્થંકર **શ્રીઋષભદેવનો** જન્મ થયાને એક વર્ષ વીત્યા બાદ **સૌધર્મેન્દ્ર** વંશ સ્થાપન કરવાને માટે પ્રભુ પાસે આવવા તૈયાર થયો. સ્વામીનું દર્શન કરવા જનારા સેવકે ખાલી હાથે જવું તે યોગ્ય નથી એમ વિચારી તે ઇન્દ્રે એક મોટો ઇક્ષુ-દણ્ડ (શેરડીનો સાંઠો) સાથે લીધો. આ લઇને તે ઇન્દ્ર **નાભિ** રાજાના ઉત્સંગ (ખોળા)માં બેઠેલા પ્રભુ સમીપ આવ્યો. અવધિજ્ઞાન વડે તેનો સંકલ્પ જાણી લઇને પ્રભુએ તે ઇક્ષુ-દણ્ડ લેવાને પોતાનો હાથ લંબાવ્યો, એટલે મસ્તક વડે પ્રણામ કરી ઇન્દ્રે તે પ્રભુને અર્પણ કર્યો. પ્રભુએ ઇક્ષુનું ગ્રહણ કર્યું તેથી તેમના વંશનું નામ ઇન્દ્રે **ઇક્ષ્વાકુ** પાડ્યું.

* * * *

**नाथस्य जन्माभिषेकः—**

स्नानोदकैर्जिन(र्जनि)महे सुरराजिमुक्तै-
र्गात्रे पतद्भिरपि नूनमनेजमानम् ।
दृष्ट्वा भवन्तममराः प्रशशंसुरीश-
मुच्चैस्तटं सुरगिरेरिव शातकौम्भम् ॥ ३० ॥

## टीका

जिन(जनि)महे—जन्ममहोत्सवे सुरराजिमुक्तैः—देवश्रेणिमुक्तैः स्नानोदकैः। गात्रे—शरीरे पतद्भिः। नूनं-निश्चितम्। भवन्तमीशं अनेजमानम्—अकम्पमानं दृष्ट्वाऽमरा—देवाः प्रशशंसुः-प्रशंसन्ति स्म। कमिव ? शातकौम्भं-सौवर्णं सुरगिरेः—मेरोरुच्चैस्तटमिव, निश्चलतया वर्णेन च तुल्यत्वात् ॥ ३० ॥

**अन्वयः**

जिन ( जनि )-महे सुर-राजि-मुक्तैः गात्रे पतद्भिः अपि स्नान-उदकैः भवन्तं ईशं अनेजमानं दृष्ट्वा अमराः सुर-गिरेः शातकौम्भं उच्चैः-तटं इव ( भवन्तं ) नूनं प्रशशंसुः ।

## શબ્દાર્થ

**स्नान**=સ્નાન.
**उदक**=જલ.
**स्नानोदकैः**=સ્નાન-જલો વડે.
**जनि**=જન્મ.
**मह**=ઉત્સવ.
**जनिमहे**=જન્મ-ઉત્સવને વિષે.
**सुर**=દેવ.
**राजि**=શ્રેણિ.

**मुक्त** ( धा० मुच् )=મૂકેલ.
**सुरराजिमुक्तैः**=દેવ-શ્રેણિએ મૂકેલાં.
**गात्रे** ( मू० गात्र )=દેહ ઉપર
**पतद्भिः** ( मू० पतत् )=પડતાં.
**अपि**=પણ
**नूनं**=ખચિત
**अनेजमानं** ( मू० अन्-एजमान )=નિશ્ચળ.
**दृष्ट्वा** ( धा० दृश् )=જોઇને
**भवन्तं** ( मू० भवत् )=આપને.
**अमराः** ( मू० अमर )=દેવો.
**प्रशशंसुः** ( धा० शंस् )=પ્રશંસા કરતા હવા.
**ईशं** ( मू० ईश )=નાથને
**उच्चैः**=ઊંચા.
**तटं** ( मू० तट )=તટ.
**गिरि**=પર્વત.
**सुरगिरेः**=સુર-ગિરિના, **મેરુ**ના.
**इव**=જેમ
**शातकौम्भं** ( मू० शातकौम्भ )=સુવર્ણમય

## શ્લોકાર્થ

### પ્રભુનો જન્માભિષેક—

"જન્મ-મહોત્સવને વિષે દેવ-પંક્તિએ મૂકેલાં અને શરીરના ઉપર પણ પડતાં એવાં સ્નાન-જલો વડે પણ આપ પ્રભુને નિશ્ચળ જોઇને દેવો **મેરુ** પર્વતના સુવર્ણમય અને ઊંચા (તથા નિશ્ચળ ) એવા તટની જેમ આપની ખચિત પ્રશંસા કરતા હવા."—૩૦

## સ્પષ્ટીકરણ

### સ્નાત્ર-જલ—

સુવર્ણાદિક આઠે જાતિઓ પૈકી પ્રત્યેક જાતિના એક યોજન ઊંચા એવા એક હજાર ને આઠ કળશોને ક્ષીર-સાગરના જલથી ભરીને તે વડે પ્રથમ **અચ્યુતેન્દ્ર** અને ત્યાર બાદ બીજા ૬૨ ઇન્દ્રો પ્રભુનો જલાભિષેક કરે છે. **મેરુ** પર્વતના શિખરોમાંથી વેગથી ચારે તરફ પ્રસાર પામતું આ જલ હજારો નદીઓની કલ્પના કરાવે છે. ૬૩ ઇન્દ્રોનું આ કાર્ય પૂરૂ થતાં **સૌધર્મેન્દ્ર** ચાર દિશામાં ચાર સ્ફટિક મણિના ઊંચા વૃષભો (બળદો) બનાવે છે અને તેને જલથી ભરી દે છે. આ વડે જ્યારે **સૌધર્મેન્દ્ર** પ્રભુનો જલાભિષેક કરે છે, ત્યારે જાણે પાતાલ ફોડ્યું હોય તેમ આ વૃષભોનાં આઠ શૃંગો ( શીંગડાં )માંથી જલ-યંત્રની જેમ નીકળતી જલની ધારાઓ આકાશમાં વહેવા લાગે છે. જૂદા જૂદા મૂળવાળી પરંતુ અન્તમાં મળી ગયેલી એવી આ જલ-ધારાઓ આકાશમાં નદી-સંગમનો વિભ્રમ ઉત્પન્ન કરે છે.

આ ઉપરથી પ્રભુના ઉપર કેવો જલ-પ્રપાત થતો હશે તેનો સહજ ખ્યાલ આવી શકશે. વિશેષમાં ઇન્દ્ર પ્રભુને જલાભિષેક કરતાં ખંચાયો હતો એ વાતનું અત્ર સૂચન થાય છે. ઇન્દ્રની શંકાના નિવારણાર્થે પ્રભુએ પોતાના ડાબા પગના અંગુઠા વડે **મેરુ** ચાંપ્યો અને તેમ કરતાં આવા અચળને પણ ચલાયમાન કર્યો ( જુઓ **મહાનિશીથ**, અ૦ ૩ ).

* * * *

---

૧ સરખાવો શ્રી**મહાવીરસ્વામી**ના પંચકલ્યાણકના સ્તવનની ત્રીજી ઢાલની નીચે લખેલી કડીઓઃ—

"કંચનમણિ ભૃંગાર, ગન્ધોદકે ભર્યા એ;
કિમ સહસે લઘુ **વીર**, હરિ સશય ધર્યો એ.
વહેસે નીર-પ્રવાહ, કેમ તે નામીયે રે;
ન કરે નમણ સનાહ, જાણ્યું સ્વામીએ;રે."

वप्रत्रयविचारः—

ये त्रिप्रदक्षिणतया प्रभजन्ति वीरं
ते स्युर्नरा अहमिवाद्भुतकान्तिभाजः ।
वप्रत्रयं वददिति प्रविभाति तेऽत्र
प्रख्यापयत् त्रिजगतः परमेश्वरत्वम् ॥ ३१ ॥

### टीका

हे स्वामिन् ! इह-अस्मिन् लोके ते-तव वप्रत्रयं प्रविभाति-दीप्यति। किं कुर्वत्? इति वदत्। इतीति किं ? ये नरा-मनुष्यास्त्रिप्रदक्षिणतया-प्रदक्षिणत्रयेण वीरं प्रभजन्ति-सेवन्ते तेऽद्भुतकान्तिभाजः स्युः । क इव ? 'अहमिव' यथाऽहमद्भुतकान्तिभागस्मि । अर्थवशाद् विभक्तिपरिणामो "लिङ्गभेदं तु मेनिरे" इत्यलङ्कारः । वप्रत्रयं किं कुर्वत् ? त्रिजगतः परमेश्वरत्वं प्रख्यापयत्—प्रथयत् ॥ ३१ ॥

### अन्वयः

"ये नराः त्रि-प्रदक्षिणतया 'वीरं' प्रभजन्ति, ते अहं इव अद्भुत-कान्तिभाजः स्युः" इति वदत् त्रि-जगतः परमेश्वरत्वं ( च ) प्रख्यापयत् ते वप्रत्रयं अत्र प्रविभाति ।

### શબ્દાર્થ

ये ( मू० यद् )=જેઓ.
त्रि=ત્રણ.
प्रदक्षिणा=પ્રદક્ષિણા.
त्रिप्रदक्षिणतया=ત્રણ પ્રદક્ષિણાએ કરીને.
प्रभजन्ति ( धा० भज् )=સેવા કરે છે
वीरं ( मू० वीर )=વીર ( પ્રભુ )ને.
ते ( मू० तद् )=તેઓ.
स्युः ( धा० अस् )=થાય.
नराः ( मू० नर )=મનુષ્યો.
अहं ( मू० अस्मद् )=હું.
इव=જેમ.
अद्भुत=આશ્ચર્યકારી.
कान्ति=પ્રભા, તેજ.
भाज्=ભજનાર.
अद्भुतकान्तिभाज =આશ્ચર્યકારી પ્રભાને ભજનારા.
वप्र=ગઢ.
त्रय=ત્રણ
वप्रत्रयं=ત્રણ ગઢો.
वदत् ( धा० वद् )=કહેતા.
इति=એમ.
प्रविभाति ( धा० भा )=વિશેષતઃ શોભે છે.
ते ( मू० युष्मद् )=તારા.
अत्र=અહિંઆ.
प्रख्यापयत् ( धा० ख्या )=પ્રસિદ્ધ કરનારૂં, પ્રકર્ષતઃ જણાવનારૂં.
जगत्=દુનિયા, લોક.
त्रिजगत्=ત્રૈલોક્યનું.
परमेश्वरत्वं ( मू० परमेश्वरत्व )=પરમેશ્વરપણાને.

### શ્લોકાર્થ

**સમવસરણના ગઢો—**

"જે મનુષ્યો ત્રણ પ્રદક્ષિણાએ કરીને વીર (પ્રભુ)ની સેવા કરે છે, તેઓ મારી માફક આશ્ચર્ય-જનક પ્રભાવાળા થાય (છે) એમ કહેતા અને વળી ( હે જિનેશ્વર ! તારા ) ત્રૈલોક્યના

१ वाग्भटालङ्कारः ।

પરમેશ્વરપણાને વિશેષ પ્રકારે જણાવનારા એવા તારા ( સમવસરણના ) ત્રણ[1] ગઢો આ જગત્માં અત્યંત શોભે છે."—૩૧

* * * * *

भगवत्संस्मरणे सुरसान्निध्यमाह—

कान्तारवर्त्मनि नराः पतिताः कदाचिद्
दैवात् क्षुधा च तृषया परिपीडिताङ्गाः
ये त्वां स्मरन्ति च गृहाणि सरांसि भूरि—
पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३२ ॥

## टीका

हे जिन ! कदाचित् समये कान्तारवर्त्मनि-अरण्यमार्गे पतिता दैवात् क्षुधा-बुभुक्षया ( च—पुनः ) तृषया परिपीडिताङ्गा ये नरास्त्वां स्मरन्ति-त्वत्स्मरणं कुर्वन्ति । तत्र कान्तारवर्त्मनि देवा—विबुधा गृहाणि च पुनः सरांसि परिकल्पयन्ति रचयन्ति । किंविशिष्टानि गृहाणि ? भूरिः-प्रचुरा पद्मा-लक्ष्मीर्येषु तानि । किंविशिष्टानि सरांसि ? भूरिपद्मानि- बहुकमलानि ॥ ३२ ॥

## अन्वयः

कदाचित् दैवात् कान्तार-वर्त्मनि पतिता क्षुधा तृषया च परिपीडित-अङ्गाः ये नराः त्वां स्मरन्ति, ( तेषां कृते ) तत्र विबुधाः भूरि-पद्मानि गृहाणि सरांसि च परिकल्पयन्ति ।

## શબ્દાર્થ

कान्तार=વન, અરણ્ય.
वर्त्मन्=માર્ગ
**कान्तारवर्त्मनि**=અરણ્યના માર્ગને વિષે
**नराः** ( मू० नर )=મનુષ્યો.
**पतिताः** ( मू० पतित )=પડેલા.
**कदाचित्**=કદાપિ, કોઇક વેળા.
**दैवात्** ( मू० दैव )=દૈવને લીધે, કમનસીબે.
**क्षुधा** ( मू० क्षुध् )=ભૂખથી
**च**=અને.
**तृषया** ( मू० तृषा )=તૃષાથી, તરસથી.
**परिपीडित** ( धा० पीड् )=અત્યંત પીડાયેલા.
**अङ्ग**=શરીર.
**परिपीडिताङ्गाः**=અત્યત પીડાયેલું છે શરીર જેમનુ એવા.
**ये** ( मू० यद् )=જેઓ.
**त्वां** ( मू० युष्मद् )=તને.
**स्मरन्ति** ( धा० स्मृ )=યાદ કરે છે
**गृहाणि** ( मू० गृह )=ઘરો.
**सरांसि** ( मू० सरस् )=સરોવરો.
**भूरि**=બહુ.
**पद्मा**=લક્ષ્મી.
**पद्म**=કમળ.
**भूरिपद्मानि**=( १ ) બહુ છે લક્ષ્મી જેને વિષે એવાં; ( २ ) ઘણાં છે કમળો જેને વિષે એવાં.
**तत्र**=ત્યાં.
**विबुधाः** ( मू० विबुध )=દેવો.
**परिकल्पयन्ति** ( धा० क्लृप् )=રચે છે.

---

૧ આની માહિતી માટે જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા**ના ૬૪મા પદ્યનું સ્પષ્ટીકરણ.

### શ્લોકાર્થ

**ભગવત્-સ્મરણનો મહિમા—**

"કદાચિત્ દૈવ-યોગે કરીને અરણ્યના માર્ગમાં (ભૂલા) પડેલા એવા તેમજ ક્ષુધા અને તૃષાથી અતિશય પીડા પામેલું છે શરીર જેમનું એવા જે મનુષ્યો (આવા સંકટ-સમયમાં) તારૂં સ્મરણ કરે છે, (તેમને માટે) દેવો તે સ્થલમાં બહુ છે લક્ષ્મી જેને વિષે એવાં ગૃહો તેમજ ઘણાં છે પદ્મો જેને વિષે એવાં સરોવરો રચે છે."—૩૨

भगवच्चित्तस्थिरतामाह–

संनिश्चला जिन ! यथा तव चित्तवृत्तिः
कस्यापि नैवमपरस्य तपस्विनोऽपि ।
यादृक् सदा जिनपते ! स्थिरता ध्रुवस्य
तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ? ॥ ३३ ॥

### टीका

हे जिन ! यथा तव चित्तवृत्तिः संनिश्चला–स्थिरा वर्तते, एवम्–अमुना प्रकारेण कस्याप्यपरस्य तपस्विनोऽपि न । दृष्टान्तमाह–हे जिनपते ! सदा–सर्वदा ध्रुवस्य–उत्तानपादजतारकस्य यादृक् स्थिरता तादृक् स्थिरता विकाशिनोऽपि–प्रकाशवतोऽपि ग्रहगणस्य कुतः ?, तादृक् स्थिरता नास्तीत्यर्थः ॥ ३३ ॥

### अन्वयः

( हे ) जिन ! यथा तव चित्त-वृत्तिः संनिश्चला, एवं कस्य अपि अपरस्य तपस्विनः अपि न; हे जिन-पते ! यादृक् ध्रुवस्य सदा स्थिरता ( वर्तते ), तादृक् विकाशिनः अपि ग्रह-गणस्य कुतः ? ।

### શબ્દાર્થ

**संनिश्चला**=અતિશય સ્થિર.
**जिन** ! ( मू० जिन )=હે તીર્થંકર !
**यथा**=જેવી રીતે
**तव** ( मू० युष्मद् )=તારી.
**चित्त**=મન.
**वृत्ति**=વળણ.
**चित्तवृत्तिः**=મનોવૃત્તિ
**कस्य** ( मू० किम् )=કોની.
**अपि**=પણ.
**न**=નહિ.
**एवं**=એ પ્રકારે.
**अपरस्य** ( मू० अपर )=અન્યની.
**तपस्विनः** ( मू० तपस्विन् )=તપ કરનારાની.
**यादृक्** ( मू० यादृश् )=જેવું.
**सदा**=હમેશાં.
**जिन**=વીતરાગ.
**पति**=સ્વામી.
**जिनपते** !=હે જિનેશ્વર !
**स्थिरता**=સ્થિરપણું.
**ध्रुवस्य** ( मू० ध्रुव )=ધ્રુવનું.
**तादृक्** ( मू० तादृश् )=તેવું.
**कुतः**=ક્યાંથી.
**ग्रह**=ગ્રહ.
**गण**=સમુદાય.
**ग्रहगणस्य**=ગ્રહોના સમુદાયનું.
**विकाशिनः** ( मू० विकाशिन् )=પ્રકાશમાન.

## શ્લોકાર્થ

**પ્રભુની મનોવૃત્તિની નિશ્ચલતા—**

"હે વીતરાગ ! જેવી રીતે તારી મનોવૃત્તિ અત્યન્ત નિશ્ચળ છે, તેવી રીતે અન્ય કોઇ તપસ્વીની પણ નથી. હે જિનેશ્વર ! જેવી જાતની ધ્રુવ[1] (ના તારા)ની સ્થિરતા છે, તેવી સ્થિરતા પ્રકાશમાન એવા ગ્રહો[2]ના સમુદાયની પણ ક્યાંથી હોઇ શકે ?"—૩૩

* * * * *

**अथ भगवद्दर्शने आजन्मवैरिणामपि विरोधो न भवतीत्याह—**

ओत्वाखवोऽहिगरुडाः पुनरेणसिंहा
अन्येऽङ्गिनोऽपि च मिथो जनिवैरबन्धाः ।
तिष्ठन्ति ते समवसृत्यविरोधिनं त्वां
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ ३४ ॥

## टीका

हे जिन ! ते–तव समवसृति । सृ गतौ समवपूर्वः क्विप्प्रत्ययान्तः तत्र समवसरणे । जनिवैरबन्धा अपि जन्मवैरवन्तोऽपि मिथः–परस्परं तिष्ठन्ति । के ते इत्याह–ओतुभिः–मार्जारैर्युता आखवो–मूषका ओत्वाखवः, अहिभिः–सर्पैर्युता गरुडा अहिगरुडाः, पुनरेणैः–मृगैर्युताः सिंहा एणसिंहाः, च–पुनरन्येऽप्यङ्गिनः–प्राणिनो मिथस्तिष्ठन्ति । किं कृत्वा ? त्वामविरोधिनं–विरोधवर्जितं दृष्ट्वा । अत एव भवन्तमाश्रिता (भवदाश्रिता)स्तेषां भवदाश्रितानां भयं नो भवति । न च नित्यविरोधिनां द्वन्द्व एकवद्भवतीति कथमत्र बहुत्वमिति वाच्यं. द्वन्द्वे एवैकत्वनियमात् । अत्र तु शाकपार्थिवादिवन्मध्यमपदलोपितत्पुरुषसमासत्वात् स्पष्टैव निर्दोषता ॥ ३४ ॥

## अन्वयः

( हे स्वामिन् ! ) ते समवसृति त्वां अ-विरोधिन दृष्ट्वा ओतु-आखवः, अहि-गरुडाः, पुनः एण-सिंहा जनि-वैर-बन्धाः अपि अन्ये च अङ्गिनः मिथ तिष्ठन्ति; ( अतः एव ) भवत्-आश्रितानां ( प्राणिनां ) भयं नो भवति ।

## શબ્દાર્થ

**ओतु**=બિલાડી.
**आखु**=ઉંદર.
**ओत्वाखवः**=બિલાડીઓથી યુક્ત ઉંદરો.
**अहि**=સર્પ.
**गरुड**=ગરૂડ.
**अहिगरुडाः**=સર્પોથી યુક્ત ગરૂડો.
**पुनर्**=વળી.
**एण**=મૃગ.
**सिंह**=સિંહ.
**एणसिंहाः**=મૃગોથી પરિવૃત સિંહો.
**अन्ये** ( मू० अन्य )=બીજા.
**अङ्गिनः** ( मू० अङ्गिन् )=પ્રાણીઓ.
**अपि**=પણ.
**च**=અને.

---

૧ ધ્રુવના સંબંધી માહિતી માટે જુઓ તત્ત્વાર્થાધિગમસૂત્ર ( અ૦ ૪ સૂ૦ ૧૪ ) ની ટીકા.

૨ જૈન શાસ્ત્રમાં ૮૮ ગ્રહો હોવાનો ઉલ્લેખ છે ( તેનાં નામો માટે જુઓ સૂર્ય-પ્રજ્ઞપ્તિ, ૨૦ મુ પ્રાભૃત, સૂ૦ ૧૦૭); પરંતુ તેમાં (૧) ચન્દ્ર, (૨) સૂર્ય, (૩) મંગલ, (૪) બુધ, (૫) બૃહસ્પતિ, (૬) શુક્ર, (૭) શનિ, (૮) રાહુ અને (૯) કેતુ એ મુખ્ય ગ્રહો છે.

मिथस्=અરસ્પરસ.
जनि=જન્મ.
वैर=દુશ્મનાવટ.
बन्ध=બંધ.
जनिवैरबन्धाः=જન્મથી વૈરનો બંધ છે જેમને એવા.
तिष्ठन्ति ( धा० स्था )=રહે છે.
ते ( मू० तद् )=તેઓ.
समवसृति ( मू० समवसृत् )=સમવસરણમાં.
अविरोधिनं ( मू० अविरोधिन् )=વિરોધ રહિત.
त्वां ( मू० युष्मद् )=તને.
दृष्ट्वा=જોઇને.
भयं ( मू० भय )=ભય, બીક.
भवति ( धा० भू )=હોય છે
नो=નહિ.
भवत्=આપ.
आश्रित ( धा० श्रि )=આશ્રય કરેલ.
भवदाश्रितानां=આપનો આશ્રય કરેલાને.

## શ્લોકાર્થ

### પ્રભુ-દર્શનનું માહાત્મ્ય—

"( હે નાથ ! ) તારા સમવસરણમાં તને વિરોધ-વર્જિત ( અર્થાત્ સૌમ્ય દૃષ્ટિવાળો ) જોઇને બિલાડીઓ ઉંદરોની વચ્ચે, સર્પ ગરૂડોની વચ્ચે અને હરણો સિંહોની વચ્ચે તેમજ જન્મથી વૈર-ભાવ વહન કરનારાં એવાં અન્ય પ્રાણિઓ પણ અરસ્પરસ ( સાથે ) રહે છે. ( એ ઉપરથી જોઇ શકાય છે કે ) આપનો આશ્રય લીધેલા (જીવો)ને ભય હોતો નથી."—૩૪

* * * *

भगवच्चरणशरणगतं न कोऽपि पराभवतीत्याह—

यस्ते प्रणश्य चमरोंऽह्रितले प्रविष्ट-
स्तं हन्तुमीश ! न शशाक भिदुश्च शक्रः ।
तद् युक्तमेव विबुधाः प्रवदन्ति कोऽपि
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३५ ॥

## टीका

हे ईश ! यश्चमरः-चमरेन्द्रः प्रणश्य ते-तवांह्रितले प्रविष्टस्तं हन्तुं शक्रश्च-पुनर्भिदुः-वज्रं न शशाक-न समर्थो बभूव। तद्धेतोर्विबुधाः-पण्डिता देवा वा युक्तमेव प्रवदन्ति। किं तदित्याह—ते—तव क्रमयुगाचलसंश्रितं-चरणयुग्मपर्वताश्रितं कोऽपि नाक्रामति-कोऽपि न पराभवति । अत्र भगवतीसूत्रात् ( श० ३, उ० २, सू० १४३-१४६ ) चमरप्रबन्धो ज्ञेयः ॥ ३५ ॥

## अन्वयः

( हे ) ईश ! यः 'चमरः' प्रणश्य ते अंह्रि-तले प्रविष्टः तं हन्तुं 'शक्रः' भिदुः च न शशाक; तद् 'कः अपि ते क्रम-युग-अचल-संश्रितं न आक्रामति' ( इति ) विबुधाः युक्तं एव प्रवदन्ति ।

## શબ્દાર્થ

यः ( मू० यद् )=જે.
ते ( मू० युष्मद् )=તારા.
प्रणश्य ( धा० नश् )=નાસીને.
चमरः ( मू० चमर )=ચમર, અસુરકુમારોનો ઇન્દ્ર.
अंह्रि=ચરણ.
तल=તળિયુ.
अंह्रितले=ચરણ-તલમાં.
प्रविष्टः ( मू०प्रविष्ट )=પ્રવેશ કર્યો.

तं ( मू० तद् )=તેને.
हन्तुं ( धा० हन् )=હણવાને.
ईश ! ( मू० ईश )=હે નાથ !
न=નહિ.
शशाक ( धा० शक् )=સમર્થ થયો.
भिदुः ( मू० भिदु )=વજ્ર.
च=અને.
शक्रः ( मू० शक्र )=શક્ર, સૌધર્મ દેવલોકનો ઇન્દ્ર
तद्=તેથી કરીને.
युक्तं ( मू० युक्त )=વ્યાજબી.
एव=જ.
विबुधाः ( मू० विबुध )=( १ ) દેવો; ( २ ) પણ્ડિતો.
प्रवदन्ति ( धा० वद् )=કહે છે.
क ( मू० किम् )=કોઇ.
अपि=પણ.
आक्रामति ( धा० क्रम् )=આક્રમણ કરે છે.
क्रम=ચરણ.
युग=યુગલ, જોડલું.
अचल=પર્વત.
संश्रित ( धा० श्रि )=રૂડી રીતે આશ્રય કરેલ.
क्रमयुगाचलसंश्रितं=ચરણ-યુગલરૂપી પર્વતનો રૂડી રીતે આશ્રય કરેલાને

## શ્લોકાર્થ

### પ્રભુની ચરણ-સેવાનો પ્રતાપ—

"હે નાથ ! જે **ચમરે** નાસીને તારા ચરણ-તલમાં પ્રવેશ કર્યો, તેને હણવાને (**સૌધર્મ** દેવલોકનો સ્વામી ) **શક્ર** તેમજ વજ્ર (પણ) સમર્થ થયાં નહિ. તેથી કરીને કોઇ પણ તારા ચરણ-યુગલ રૂપી પર્વતોનો રૂડી રીતે આશ્રય કરેલા (પ્રાણી)નું આક્રમણ કરતો ( **અર્થાત્** પરાભવ કરી શકતો ) નથી એમ વ્યાજબીજ ( વાત ) દેવો [ અથવા પણ્ડિતો ] કહે છે."—૩૬

## સ્પષ્ટીકરણ

### ચમરેન્દ્રનો ઉત્પાત—

**વિંધ્યાચળ**ની તળેટીમાંના 'બિભેલ' ગામમાં વસનારો **પૂરણ** નામનો એક તાપસ મરીને બાલ-તપશ્ચર્યાના પ્રભાવથી 'ચમરચંચા' નગરીમાં **ચમરેન્દ્ર** તરીકે ઉત્પન્ન થયો. ઉત્પન્ન થતાંજ તે અવધિજ્ઞાન વડે જોવા લાગ્યો. અનુક્રમે ઉપર દૃષ્ટિ કરતાં તેણે પોતાની ઉપર **સૌધર્મ** દેવલોકના સ્વામી **શક્ર**ને જોયો. આથી તે કોપાયમાન થયો અને તેને નીચે પાડવાને તે તૈયાર થઇ ગયો. તેના સામાનિક સુરોએ આ વાતની ના કહી, કિન્તુ તેણે માન્યુ નહિ. પરંતુ તેને એમ વિચાર આવ્યો કે ખરેખર મારા કરતાં વધારે પુણ્યશાળી **શક્ર**થી કદાચ મારો પરાભવ થાય, તો પછી મારે કોને શરણે જવુ ! આ સંબંધમાં અવધિજ્ઞાનના ઉપયોગ વડે તેણે જોયું કે ચરમ તીર્થંકર **મહાવીર** પ્રભુ 'સુસુમાર' પુરમાં હાલ વિરાજે છે; તેમને શરણે હું જઇશ તો મારૂં શ્રેય થશે, કેમકે તેઓ ત્રૈલોક્યના પિતા છે. આમ વિચારી તે પોતાની 'તુંબાલય' નામની આયુધ–શાળામાં ગયો. ત્યાંથી એક મુદ્ગર લઇ તે નગરી બહાર નીકળ્યો. આ વખતે સામાનિક દેવતાઓએ તે અજ્ઞ છે એમ જાણી તેની ઉપેક્ષા કરી. ક્ષણ વારમાં તે **મહાવીર** પ્રભુ પાસે આવ્યો અને આયુધને દૂર મૂકી ત્રણ પ્રદક્ષિણા કરીને તેમને કહેવા લાગ્યો કે મારા મસ્તક ઉપર પગ મૂકીને **શક્ર** રહેલો છે, વાસ્તે તે દુર્જય **શક્ર**ને હું આપના પ્રભાવથી જીતી લઇશ. આ પ્રમાણે કહીને ઈશાન દિશામાં જઇને તેણે વૈક્રિય લબ્ધિ વડે એક લાખ યોજન પ્રમાણનું અતિ ભયંકર રૂપ વિકુર્વ્યું અને તેમ કરીને તે **સૌધર્મ** દેવલોક તરફ ઉડ્યો. આને જોઇને તો વ્યંતરો પણ ગભરાઇ ગયા અને જ્યોતિષ્ક દેવો પણ ત્રાસ પામી ગયા. જોત જોતામાં તો સૂર્ય-ચન્દ્રના મંડળનું ઉલ્લંઘન કરી તે **સૌધર્મ** દેવલો-

કમાં આવી પહોંચ્યો. તેને જોઇને ત્યાં વસતા અનેક જીવો ભયભીત બની ગયા. આ **ચમરેન્દ્રે** એક પગ પદ્મ-વેદિકાની ઉપર મૂક્યો અને બીજો પગ **સુધર્મા** સભામાં મૂક્યો અને પોતાના આયુધ વડે ઇન્દ્ર-કીલ ઉપર ત્રણ વાર તાડન કર્યું અને **શક્રને** તુચ્છકારી કાઢ્યો. **શક્રને** વિસ્મય થયો અને અવધિજ્ઞાન વડે તેનો વિચાર કરતાં તેને ખબર પડી કે આ તો **ચમરેન્દ્ર છે.** એટલે તેણે કહ્યું કે અરે **ચમર!** તું અહિંથી નાસી જા. આમ કહીને તેણે **ચમરના** તરફ પ્રજ્વલિત વજ્ર મૂક્યું. આથી **ચમરેન્દ્ર** ભયભીત થઇ નાસવા લાગ્યો અને ધીરે ધીરે પોતાનું રૂપ નાનું બનાવતો ગયો.

અહિં વજ્ર મૂક્યા બાદ **શક્ર** વિચારવા લાગ્યો કે તીર્થંકર, તીર્થંકરનું ચૈત્ય કે કોઇ મહર્ષિના શરણના પ્રતાપથીજ કોઇ અસુર અહિં આવી શકે, બાકી તો કદાપિ તેમ બને નહિ; અને જો તેમ હશે, તો હું તેમની આશાતના કરનારો થઇશ. આથી આ સંબંધમાં અવધિજ્ઞાન વડે જોતાં તેને માલૂમ પડ્યું કે તે **મહાવીર** પ્રભુના પ્રભાવથી અત્ર આવ્યો હતો અને અત્યારે તેમનેજ શરણે ગયો છે. આથી તો તે વિચારવા લાગ્યો કે અરરર! મેં ઘણુ અનુચિત કાર્ય કર્યું, હું માર્યો ગયો. એમ વિચારી તે એકદમ **ચમરેન્દ્રની** અને વજ્રની પાછળ પૂર વેગથી નીકળી પડ્યો અને ક્ષણવારમાં તો તે તેની સમીપ આવી પહોંચ્યો. વજ્ર **ચમરેન્દ્રની** અતિશય નજદીક આવી પહોચતા 'શરણ, શરણ' એમ પોકારતો તે **ચમરેન્દ્ર** પોતાનું શરીર અત્યંત લઘુ કરીને **મહાવીર** પ્રભુનાં ચરણની વચ્ચે કુન્થુની જેમ ભરાઇ ગયો. આ વખતે વજ્ર પ્રભુના ચરણથી ચાર તસુ જેટલુંજ આઘું રહ્યું હતું અને તે આગળ વધે તેટલામાં તો **શક્રે** તેને પકડી લીધું. ત્યાર બાદ પ્રભુને વન્દના કરી તેણે તેમની ક્ષમા માગી લીધી. પોતાના ક્રોધને શમાવવાની ખાતર **શક્રે** ઈશાન કોણમાં જઇને ત્રણ વાર પોતાનો ડાબો પગ પછાડ્યો અને પછી **ચમરેન્દ્રને** કહ્યું કે તેં **મહાવીર** પ્રભુનું શરણ લીધુ, તેથી મેં તારી સાથેની દુશ્મનાવટ ત્યજી દીધી છે, વાસ્તે સુખેથી તું તારે સ્થાનકે જા. આમ કહી **શક્રે** પ્રભુને વન્દના કરી અને પછીથી તે પોતાના દેવલોકમાં જતો રહ્યો. ત્યાર પછી **ચમરેન્દ્ર** પ્રભુના ચરણમાંથી બહાર નીકળ્યો અને અંજલિ જોડીને તેમની સ્તુતિ કરવા લાગ્યો. પછી પ્રભુને નમીને તે પોતાની નગરીમાં ગયો અને લજ્જાથી નીચું મુખ રાખીને પોતાની હકીકતથી સર્વેને વાકિફગાર કર્યા. અંતમાં તે સમસ્ત પરિવારસહિત **વીર** પ્રભુ પાસે આવી તેમને વંદન કરી પોતાને સ્થાનકે ચાલ્યો ગયો.

* * * * *

**भगवन्नामतोऽति(पि)भयं न भवतीत्याह—**

पूर्वं त्वया मदुपकारपरेण तेजो–
लेश्या हता जिन ! विधाय सुशीतलेश्याम् ।
अद्यापि युक्तमिदमीश ! तथा भयाग्नि
त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् । ३६ ॥

**टीका**

**हे जिन ! पूर्वं–छद्मस्थावस्थायां मदुपकारपरेण त्वया तेजोलेश्या हता । किं कृत्वा ? सुशीतलेश्यां विधाय । यूकाशय्यान्तरेण गोशालके तेजोलेश्या मुक्ता, असौ मैनं धाक्षीदिति भगवता**

सुशीतलेश्याविधानेन सा हतेति भगवत्यां ( श० १५, सू० ५४३ ) प्रोक्तम् । ईश ! तथाऽद्यापीदं युक्तं त्वन्नामकीर्तनजलं तव नाम्नः कीर्तनं–शंसनं तदेव जलं अशेषं–समस्तं भयाग्निं शमयति–विध्यापयतीति ॥ ३६ ॥

### अन्वयः

( हे ) जिन ! पूर्वं सत्–उपकार–परेण त्वया सु–शीत-लेश्यां विधाय तेजस्–लेश्या हताः तथा ( हे ) ईश ! इदं युक्तं ( यद् ) अद्यापि त्वत्–नामन्–कीर्तन-जलं अ-शेषं भय–अग्निं शमयति ।

### શબ્દાર્થ

पूर्वं=પહેલાં.
त्वया ( मू० युष्मद )=તારાથી
सत्=સજ્જન
उपकार=ઉપકાર.
पर=તત્પર.
सदुपकारपरेण=સજ્જન પ્રતિ ઉપકાર કરવામાં તત્પર.
तेजोलेश्या=તેજોલેશ્યા
हता ( मू० हत )=નષ્ટ થઇ
जिन ! ( मू०जिन )=હે તીર્થંકર !
विधाय ( धा० धा )=કરીને.
सु=સુન્દરતાવાચક અવ્યય
शीतलेश्या=શીતલેશ્યા
सुशीतलेश्यां=સુંદર શીતલેશ્યાને
अद्य=આજે
अपि=પણ
युक्तं ( मू० युक्त )=યુક્ત વ્યાજબી.
इदं ( मू० इदम् )=આ.
ईश ! ( मू० ईश ) हे नाथ !
तथा=તેવી રીતે
भय=ભય
अग्नि=અગ્નિ.
भयाग्निं=ભયરૂપી અગ્નિને
कीर्तन=કથન
त्वन्नामकीर्तनजलं=તારા નામના કીર્તનરૂપી જલ.
शमयति ( धा० शम् )=શાંત કરે છે
अशेषं ( मू० अशेष )=સમસ્ત

### શ્લોકાર્થ

**પ્રભુના નામનો મહિમા—**

"હે જિન ! સજ્જનો પ્રતિ [અથવા સારો] ઉપકાર કરવામાં તત્પર એવા તેં પૂર્વે [અર્થાત્ છદ્મસ્થ અવસ્થામાં] સુંદર શીત-લેશ્યા મૂકીને (**વૈશિકાયન** તાપસે **ગોશાળક**ના ઉપર મૂકેલી) તેજોલેશ્યાનો નાશ કર્યો. તેવી રીતે હે નાથ ! આ ન્યાય્ય છે કે આજે પણ તારા નામનું કીર્તન-રૂપી જલ સમસ્ત ભયરૂપી અગ્નિને શાંત કરે છે."—૩૬

### સ્પષ્ટીકરણ

**ગોશાળક–ચરિત્ર—**

**ગોશાળક**ના પિતાનું નામ **મંખલી** હતું, જ્યારે તેની માતાનું નામ **ભદ્રા** હતું. આ **ગોશાળક**નો જન્મ ગો-શાળામાં થયો હતો, તેથી તેનું આવું નામ પાડવામાં આવ્યું હતું. આ **ગોશાળક** સ્વભાવથીજ ઉચ્છૃંખલ હતો. જ્યારે તે યુવાવસ્થાને પ્રાપ્ત થયો, ત્યારે તેણે ચિત્ર-પટ લઇને ફરવાનો પોતાના પિતાનો ધંધો શીખી લીધો. એક દિવસ તે ચિત્ર-પટ લઇને ફરતો ફરતો 'રાજગૃહ' નગરે જઇ પહોંચ્યો. આ નગરમાં **મહાવીર** પ્રભુ પણ વિહાર કરતા કરતા આવી ચડ્યા. તેમણે **વિજય** શ્રેષ્ઠીને ત્યાં માસક્ષપણનું એટલે કે એક મહિનાના ઉપવાસનું પારણું

કર્યું એટલે ત્યાં રત્ન-વૃષ્ટિ વિગેરે પાંચે દિવ્ય પ્રકટ થયાં. આ હકીકતની **ગોશાળક**ને ખબર પડી એટલે તે **મહાવીર** સ્વામીનો શિષ્ય થવા તૈયાર થઇ ગયો. પ્રભુની પાસે આવી તેણે તદનુસાર ઘણી વિજ્ઞપ્તિ કરી, પરંતુ પ્રભુ તો મૌનજ રહ્યા. છતાં તે પોતાને તેમનો શિષ્ય માનવા લાગ્યો. પછી તે પ્રભુની સાથે વિહાર કરવા લાગ્યો.

અનુક્રમે તેઓ 'કુર્મ' ગામમાં આવી ચઢ્યા. આ ગામમાં એક **વૈશિકાયન** નામનો તાપસ રહેતો હતો. આ તાપસ ગામની બહાર મધ્યાહ્‌ન સમયે આતાપના લેતો હતો. તે સ્વભાવથી વિનીત અને ક્ષમાવાન્ હતો. **ગોશાળક** આ તાપસ પાસે ગયો અને પોતાના દુષ્ટ સ્વભાવાનુસાર તે તેને પૂછવા લાગ્યો કે અરે તાપસ ! તું કંઇ તત્ત્વ જાણે છે કે ? અથવા શું તું જૂનો શય્યાતર છે ! અરે તું સ્ત્રી છે કે પુરૂષ છે ! આ પ્રમાણે ઘણી વાર **ગોશાળકે** તેને કર્કશ વચનો કહ્યાં, તેથી જેમ ચંદન પણ ખૂબ ઘસવાથી ઉષ્ણ બની જાય, તેમ તે ક્ષમાવાન્ તાપસ પણ કોપાયમાન થઇ ગયો અને તેણે આના ઉપર તેજોલેશ્યા મૂકી. જ્વાળાઓથી અતિશય ભયંકર એવી તેજોલેશ્યાથી ભયભીત બનેલો તે **ગોશાળક** પ્રભુ પાસે આવ્યો, એટલે સર્વદા અપકારી જનો ઉપર પણ ઉપકાર કરવામાં તત્પર એવા પ્રભુએ તેના રક્ષણાર્થે સામી શીતલેશ્યા મૂકી. તેથી જળ વડે જેમ અગ્નિ શાંત થઇ જાય તેમ તે તેજોલેશ્યા શાંત થઇ ગઇ. આથી **વૈશિકાયન** તો આશ્ચર્યાંકિત થઇ ગયો. તે પ્રભુ પાસે આવી તેજોલેશ્યા મૂક્યા બદલ ક્ષમા યાચી ગયો.

**ગોશાળકે** પ્રભુને પૂછ્યું કે—" આ તેજોલેશ્યાની લબ્ધિ શી રીતે પ્રાપ્ત થાય છે વારૂ ! " પ્રભુએ તેના ઉત્તરમાં જણાવ્યું કે—" જે મનુષ્ય નિયમધારી થઇ હમેશા છઠ્ઠ કરે અને એક મુષ્ટિ કુલ્માષ ( અડદ ) તથા અંજલિ-માત્ર જળ વડે પારણું કરે તેને છ મહિનામાં તેજોલેશ્યાની લબ્ધિ પ્રાપ્ત થાય છે."

**ગોશાળકે** ઉપર મુજબની વિધિ અનુસાર ઉગ્ર તપશ્ચર્યા કરીને તેજોલેશ્યાની લબ્ધિ પ્રાપ્ત કરી. વિશેષમાં શ્રી**પાર્શ્વનાથ**ના શાસનથી વિમુખ બનેલા સાધુઓ પાસેથી તે અષ્ટાંગ નિમિત્તનો પણ જાણકાર થયો. પોતાના દુષ્ટ અધ્યવસાયને લઇને તે લોકોમાં પોતાને તીર્થંકર તરીકે ઓળખાવવા લાગ્યો. પરંતુ સર્વજ્ઞ **વીર** ભગવાને તેની ખરી હકીકત લોકો સમક્ષ કહી બતાવી. આથી ક્રોધાતુર થઇને તેણે ભગવાનના ઉપર તેજોલેશ્યા મૂકી, પરંતુ તે તેજોલેશ્યાએ તો પ્રભુની પ્રદક્ષિણા કરી અને આવું નીચ કાર્ય પોતાની પાસે **ગોશાળકે** કરાવ્યું તેથી ક્રોધાયમાન થઇ હોય તેમ તે તેનાજ દેહમાં પેસી ગઇ. **ગોશાળકે** પ્રભુ ઉપર તેજોલેશ્યા મૂકી હતી, તેથી પ્રભુના અંગમાં માત્ર સંતાપ થયો; બાકી **ગોશાળક**ના તો રામ રમી ગયા. સાતમે દિવસે મરણ-સમયે તેને સદ્‌વિચાર આવ્યો, તેથી તેને બહુજ પશ્ચાત્તાપ થયો. અવસાન-કાલે પોતાના દુષ્ટ કર્મની તેણે નિન્દા કરી,

---

૧ દેવતાઓએ આકાશમાં રહીને કરેલો ( ૧ ) દુંદુભિ-નાદ, તેમણે કરેલી ( ૨ ) રત્નની વૃષ્ટિ, ( ૩ ) પંચ વર્ણનાં પુષ્પની વૃષ્ટિ અને ( ૪ ) ગન્ધોદકની વૃષ્ટિ અને તેમણે કરેલો ( ૫ ) વસ્ત્રોનો ઉત્ક્ષેપ એ પાંચ દિવ્ય છે.

૨ પ્રથમ દિવસે એકાસણું કરવું યાને એક વાર ભોજન કરવું, પછી બે દિવસ સુધી ઉપવાસ કરવો અર્થાત્ ચાર વાર ભોજનનો ત્યાગ કરવો અને ત્યાર બાદ પાછું એકાસણું કરવું એમ એકદર રીતે છ વારના ભોજનનો ત્યાગ કરવો તે ' છઠ' કહેવાય છે. આ વ્યુત્પત્તિ-અર્થ છે. પ્રવૃત્તિ તો બે દિવસનો ઉપવાસ કરવાની છે.

તેથી તે બારમા દેવલોકમાં ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવીને તેણે આ ભવમાં અનેક દુષ્ટ કર્મો કરેલાં હોવાથી ઘણા સમય સુધી તે નરકાદિક ગતિનો પણ અતિથિ બનશે, પરંતુ અંતમાં શુદ્ધ ચારિત્ર પાળી તે મોક્ષે જશે.

* * * * *

भगवन्नामतः सर्पभयमपि विलीयत इत्याह—

ऊर्ध्वस्य ते बिलमुखे वचनं निशम्य
यच्चण्डकौशिकफणी शमतामवाप ।
तत् साम्प्रतं तमपि नो स्पृशतीह नाग-
स्त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ३७ ॥

**टीका**

हे जिन ! (यद्–) यस्मात् कारणात् ते–तव बिलमुखे ऊर्ध्वस्य (ऊर्ध्वं स्थितस्य) वचनं निशम्य–श्रुत्वा चण्डकौशिकः फणी–सर्पः शमतां–क्रोधत्यागतामवाप । तत्–तस्माद्धेतोः साम्प्रतमपि नागः–सर्पस्तं न स्पृशति–तत्स्पर्शमात्रं ( अपि ) न करोति । तमिति कं ? यस्य पुंसो–मनुष्यस्य हृदि त्वन्नामनागदमनी वर्तते । न च (?) नाम नागदमनी जटिकाविशेषः ॥ ३७ ॥

**अन्वयः**

( हे जिन ! ) बिल-मुखे ऊर्ध्वस्य ते वचनं निशम्य यद् 'चण्डकौशिक'–फणी शमता अवाप, तद् साम्प्रतं अपि इह यस्य पुंसः हृदि त्वद्–नामन्–नागदमनी ( वर्तते ) तं नागः नो स्पृशति ।

**શબ્દાર્થ**

**ऊर्ध्वस्य** ( मू० ऊर्ध्व )=ઊભા રહેલા.
**ते** ( मू० युष्मद् )=તારૂ.
**बिल**=દર.
**मुख**=મુખ, મોઢું
**बिलमुखे**=દરના મુખ પાસે.
**वचनं** ( मू० वचन )=વચનને.
**निशम्य** ( धा० शम् )=શ્રવણ કરીને, સુણીને
**यद्**=જે માટે.
**चण्डकौशिक**=ચણ્ડકૌશિક.
**चण्डकौशिकफणी**=ચણ્ડકૌશિક સર્પ.
**शमतां** ( मू० शमता )=શાંતિને.
**अवाप** ( धा० आप )=પ્રાપ્ત કરતો હવો.
**तद्**=તે માટે.
**साम्प्रतं**=હાલમાં.
**तं** ( मू० तद् )=તેને.
**अपि**=પણ.
**नो**=નહિ
**स्पृशति** ( धा० स्पृश् )=સ્પર્શ કરે છે.
**इह**=આ દુનિયામાં.
**नागः** ( मू० नाग )=સર્પ.
**त्वत्**=દ્વિતીય પુરૂષવાચક સર્વનામ.
**नामन्**=નામ.
**नागदमनी**=એક જાતની જડીબુટ્ટી.
**त्वन्नामनागदमनी**=તારા નામરૂપી નાગદમની.
**हृदि** ( मू० हृद् )=હૃદયમાં.
**यस्य** ( मू० यद् )=જેના.
**पुंसः** ( मू० पुंस् )=પુરૂષના.

## શ્લોકાર્થ

**નાથના નામનું ગૌરવ—**

"( હે વીતરાગ ! ) જે કારણને લીધે ( સર્પના ) દરના મુખ સમીપ ઊભા રહેલા એવા તારા વચનનું શ્રવણ કરીને **ચણ્ડકૌશિક** સર્પ શાંતિ પામ્યો, તે કારણને લીધે હાલમાં પણ જે મનુષ્યના હૃદયમાં તારા નામરૂપી નાગદમની છે, તેનો આ દુનિયામાં નાગ સ્પર્શ ( પણ ) કરતો નથી. "—૩૭

## સ્પષ્ટીકરણ

**ચણ્ડકૌશિકનું વૃત્તાન્ત—**

પૂર્વ જન્મમાં જેણે ચારિત્ર અંગીકાર કર્યું હતું, પરંતુ ક્રોધને વશ થઇ જેણે તે મલિન કર્યું હતું અને તદનુસાર જે 'કનકખલ' નામના સ્થાનમાં વસતા પાંચસે તાપસોના કુલપતિના **કૌશિક** પુત્ર તરીકે ઉત્પન્ન થયો હતો અને ત્યાં પણ જે કોપાયમાન અવસ્થામાં મરણ પામ્યો હતો, તે તાપસ મરીને **ચણ્ડકૌશિક** નામના દૃષ્ટિ-વિષ સર્પ તરીકે ત્યાંજ ઉત્પન્ન થયો. આ સર્પથી સમસ્ત લોકો ભયભીત રહેતા હતા. એકદા **વીર** પ્રભુ વિહાર કરતા કરતા તે સ્થાનમાં આવી ચડ્યા, ત્યારે લોકોએ તેમને કહ્યું કે તમે 'શ્વેતંબી' નગરીએ જવા ઇચ્છો છો, તો સરળ માર્ગ મૂકીને વક્ર માર્ગે જાઓ, કેમકે મધ્યમાં અતિશય ભયંકર એવો દૃષ્ટિ-વિષ સર્પ રહે છે. પ્રભુએ તેમનું કહ્યું માન્યું નહિ, કેમકે તેઓ જાણતા હતા કે મારા દર્શન અને ઉપદેશથી **ચણ્ડકૌશિક** પ્રતિ-બોધ પામનાર છે.

જે અરણ્યમાં આ સર્પ વસતો હતો, તે અરણ્યમાં આવીને યક્ષ-મણ્ડપમાં પ્રભુ કાયોત્સર્ગ ધ્યાનમાં આરૂઢ થયા એટલામાં તે ગર્વિષ્ટ સર્પ પણ ફરતો ફરતો ત્યાં આવી ચડ્યો. પ્રભુને જોઇને તે ક્રોધથી લાલચોળ થઇ ગયો અને તેના સામું વિષમય દૃષ્ટિથી જોવા લાગ્યો. આથી પણ જ્યારે તેનું કાર્ય સિદ્ધ થયું નહિ, ત્યારે સૂર્ય સામું જોઇ જોઇને તે વધારે ભયંકર દૃષ્ટિ-જ્વાલા છોડવા લાગ્યો. પરંતુ એ જ્વાલાઓ તો પ્રભુની ઉપર જલધારા જેવી થઇ પડી. આથી ખૂબ ચીડાઇ જઇને તે પ્રભુને ડસવા લાગ્યો અને ડસી ડસીને પાછો હઠવા લાગ્યો, કેમકે તે બીતો હતો કે મારા વિષથી આના પ્રાણ પરલોક પ્રયાણ કરી જશે અને તેમ થતાં કદાચ તે મારા ઉપર પડશે. તે પ્રભુને અનેક સ્થળે ડસ્યો, પરંતુ કોઇ પણ સ્થળે તેનું વિષ પ્રસર્યું નહિ; કિન્તુ ત્યાંથી ગાયના દૂધના જેવી લોહીની ધારા વહેવા લાગી. આથી તે વિલખો થઇ પ્રભુના કાન્ત અને સૌમ્ય રૂપને જોવા લાગ્યો. જ્યારે તે સર્પ કંઇક શાન્ત થયો, ત્યારે પ્રભુએ તેને કહ્યું કે હે **ચણ્ડકૌશિક** ! તું બુઝ, બુઝ. આ વાક્ય સાંભળી તેના ઉપર ઉહાપોહ કરતાં તે સર્પને જાતિ-સ્મરણ[1] જ્ઞાન થયું. પ્રભુને વન્દન કરી તેણે અનશન વ્રત અંગીકાર કર્યું. તે પોતાના બિલમાં પોતાનું મુખ રાખી સ્થિર થઇ ગયો. આ વાતની લોકોને ધીરે ધીરે ખબર પડતાં તેઓ ત્યાં

---

૧ જાતિ-સ્મરણ જ્ઞાન એ મતિ-જ્ઞાનનો પેટા-વિભાગ છે. (જુઓ આચારાંગ અ૦ ૧, ઉ૦ ૧ ની ટીકા ). આ જ્ઞાન જે પ્રાણીને થાય, તે પ્રાણી પોતાના સંખ્યેય પૂર્વ ભવ જાણી શકે. વિશેષમાં આ જ્ઞાન પ્રાપ્ત થતાં પ્રાણી દુંક સમયને માટે મૂર્ચ્છા પામી જાય છે.

આવવા લાગ્યા અને કેટલાક તો દૂધ, ઘી વિગેરે પદાર્થો તેના શરીર ઉપર ચડાવવા લાગ્યા. આ પદાર્થોની ગન્ધથી આકર્ષાઇને અનેક કીડીઓ આવી પહોંચી અને તેઓ આ સર્પના શરીર ઉપર દુઃસહ ચટકા ભરવા લાગી. થોડા સમયમાં તો આ સર્પનું શરીર ચાળણી જેવું થઇ ગયું, પરંતુ આ પ્રમાણેનું મરણાન્ત કષ્ટ આવી પડતાં પણ તે શાન્ત રહ્યો અને અંતમાં મરીને તે સહસ્રાર ( આઠમા ) દેવલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયો.

* * * * *

भगवद्विहारे ईतयो न भवन्तीत्याह—

तुर्यारके विचरसि स्म हि यत्र देशे
तत्र त्वदागमत ईतिकुलं ननाश ।
अद्यापि तद्भयमहर्मणिधामरूपात्
त्वत्कीर्तनात् तम इवाशु भिदामुपैति ॥ ३८ ॥

टीका

हे जिन ! तुर्यारके–चतुर्थारके यत्र देशे त्वं विचरसि स्म–विजहर्थ, तत्र देशे त्वदागमतः–तवागमनाद् ईतिकुलं–सप्तेतयस्तासां कुलं–समूहो ननाश–नाशं प्राप । यतः–

"अतिवृष्टिरनावृष्टि–र्मूषकाः शलभाः शुकाः ।
स्वचक्रं परचक्रं च, सप्तैता ईतयः स्मृताः ॥१॥"

अद्यापि ताभ्यो भयं तद्भयं त्वत्कीर्तनादाशु–शीघ्रं भिदां–नाशमुपैति । कस्मात् किमिव ? अहर्मणिधामरूपात्–सूर्यप्रशस्ततेजसस्तम इव–ध्वान्तमिव । यथा तमो भिदां–नाशमुपैति, तथेतिकुलमिति ॥ ३८ ॥

अन्वयः

तुर्य–अरके यत्र देशे ( हे जिन ! त्वं ) विचरसि स्म, तत्र त्वद्–आगमतः ईति–कुलं हि ननाश; अद्यापि तद्–भयं त्वत्–कीर्तनात् अहन्–मणि–धामन्–रूपात् तमः इव भिदां आशु उपैति ।

શબ્દાર્થ

तुर्य=ચતુર્થ, ચોથો
अरक=આરો.
तुर्यारके=ચોથા આરામાં.
विचरसि स्म ( धा० चर् )=વિચરતા હવા.
हि=નિશ્ચયવાચક અવ્યય.
यत्र=જ્યાં.
देशे ( मू० देश )=દેશમાં.
तत्र=ત્યાં.
आगम=આગમન.
त्वदागमतः=તારા આગમનથી.
ईति=ઈતિ, ઉપદ્રવ.
कुल=સમૂહ
ईतिकुलं=ઈતિનો સમૂહ.
ननाश ( धा० नश् )=નાશ પામતો હવો.
अद्यापि=હજુ પણ.
तद्भयं=તેનો ભય.
अहन्=દિવસ.
मणि=રત્ન.

अहर्मणि=સૂર્ય.
धामन्=તેજ.
रूप=સમાન, જેવા.
अहर्मणिधामरूपात्=સૂર્યના તેજ જેવા.
त्वत्कीर्तनात्=તારા કીર્તનથી.
तमः ( मू० तमस् )=અંધકાર.
इव=જેમ.
आशु=શીઘ્ર, સત્વર.
भिदां ( मू० भिदा )=નાશને.
उपैति ( धा० इ )=પામે છે.

## શ્લોકાર્થ

**પ્રભુના વિહારનો પ્રતાપ—**

"( હે જિનેશ્વર ! ) ચોથા આરામાં જે દેશમાં તું વિચરતો હતો, ત્યાં તારા આગમનથી ( અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદર, તીડ, પોપટ, સ્વચક્ર અને પરચક્ર એ સાત ) ઈતિનો સમૂહ નાશ પામતો હતો. ( વળી ) જેમ સૂર્યના પ્રશસ્ત તેજ વડે અંધકાર નાશ પામે છે, તેમ હજુ પણ તારા સંકીર્તનથી તે ( ઈતિ–સમુદાય )નો ભય નષ્ટ થાય છે."—૩૮

* * * * *

भगवत्पादसेवाफलम्—

निर्विग्रहाः सुगतयः शुभमानसाशाः
सच्छुक्लपक्षविभवाश्चरणेषु रक्ताः ।
रम्याणि मौक्तिकफलानि च साधुहंसा-
स्त्वत्पादपङ्कजवनाश्रयिणो लभन्ते ॥ ३९ ॥

## टीका

हे जिन ! तव पादावेव पङ्कजे–कमले तदुपलक्षितं वनमाश्रयन्तीति त्वत्पादपङ्कजवनाश्रयिणः । शीलेऽर्थे णिन् प्रत्ययः । ईदृशाः साधुहंसा रम्याणि मौक्तिकफलानि लभन्ते । साधुपक्षे मोक्षफलानि, हंसपक्षे मुक्ताफलानि । कीदृशाः साधवो हंसाश्च ? विग्रहान्निष्क्रान्ता–निर्विग्रहाः सुगतयः शुभमानसे–सुचित्ते मानससरोवरे ( च ) आशा–इच्छा येषां ते शुभमानसाशाः । साधवः कीदृशाः ? सन्–समीचीनो यः शुक्लपक्षो–मातृपितृपक्षस्तत्र विभव–उद्भवो येषां ते । अथवा सम्यक्त्वलाभात् शुक्लपक्षः–अपार्धपुद्गलसंसारस्तत्र विभवो–जन्म येषां ते, तत्परतो भ्रमणाभावात्, सच्छुक्लपक्षविभवाः । हंसास्तूज्ज्वलपक्षविभवाः । पुनश्चरणेषु–चारित्रेषु रक्ताः, हंसास्तु चलनेषु रक्ता–रक्तवर्णाः । उभयत्र विशेषणानि तुल्यानि ॥ ३९ ॥

## अन्वयः

त्वत्-पाद्-पङ्कज-वन-आश्रयिणः, निर्-विग्रहाः, सु-गतयः, शुभ-मानस-आशाः, सत्-शुक्ल-पक्ष-विभवाः, चरणेषु रक्ताः च साधु-हंसाः रम्याणि मौक्तिक-फलानि लभन्ते ।

---

१ આની સ્થૂલ માહિતી માટે જુઓ મુનિરાજ શ્રીન્યાયવિજયકૃત ન્યાયકુસુમાંજલિનું સ્પષ્ટીકરણ ( પૃ० २६४-२६५ ). આ વિષયના વિશેષ જિજ્ઞાસુએ જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિનો દ્વિતીય વક્ષસ્કાર જોવો.

## શબ્દાર્થ

**निर्**=અભાવવાચક અવ્યય.
**विग्रह**=(૧) લડાઇ, સંગ્રામ; (૨) ક્લેશ; ( ૩ ) દેહ.
**निर्विग्रहाः**=લડાઇથી અથવા ક્લેશથી વિમુખ.
**सु**=સુન્દરતાવાચક અવ્યય.
**गति**=( ૧ ) ગતિ; ( ૨ ) ચાલ.
**सुगतयः**=સારી છે ગતિ જેમની એવા.
**शुभ**=સારૂં.
**मानस**=( ૧ ) ચિત્ત; ( ૨ ) **માનસ** ( સરોવર ).
**आशा**=અભિલાષા, ઇચ્છા.
**शुभमानसाशाः**=( ૧ ) શુભ ચિત્તને વિષે ઇચ્છા છે જેમની એવા, ( ૨ ) સુંદર **માનસને** વિષે અભિલાષા છે જેમની એવા.
**सत्**=સારા.
**शुक्ल**=શ્વેત.
**पक्ष**=પાંખ.
**शुक्लपक्ष**=અર્ધપુદ્‌ગલ સંસાર, જૈનોનો પારિભાષિક શબ્દ.
**विभव**(=૧) જન્મ; (૨) સંપત્તિ.
**सच्छुक्लपक्षविभवाः**=( ૧ ) સારા શુકલ પક્ષને વિષે જન્મ છે જેમનો એવા; (૨) સમ્યક્ત્વનો લાભ થયેલો હોવાથી અર્ધપુદ્‌ગલ સંસારને વિષે ઉત્પત્તિ છે જેમની એવા; ( ૩ ) સુન્દર સફેદ પાંખરૂપી સંપત્તિવાળા.
**चरणेषु** ( મૂ૰ चरण ) ( ૧ ) ચારિત્રોને વિષે; ( ૨ ) ચરણોને વિષે.
**रक्ताः** ( મૂ૰ रक्त )=(૧) રાગી; (૨) લાલ.
**रम्याणि** ( મૂ૰ रम्य )=મનોહર.
**मौक्तिक**=( ૧ ) મુક્તિ સંબંધી; ( ૨ ) મોતી.
**फल**=ફળ.
**मौक्तिकफलानि** ( ૧ ) મુક્તિ સંબંધી ફળો; ( ૨ ) મોતીઓ.
**च**=અને.
**साधु**=મહાત્મા.
**हंस**=હંસ.
**साधुहंसाः**=સાધુરૂપી હંસો.
**पाद्**=ચરણ.
**पङ्कज**=કમળ
**वन**=વન.
**आश्रयिन्**=આશ્રય લેનાર.
**त्वत्पादपङ्कजवनाश्रयिणः**=તારાં ચરણ-કમલના વનનો આશ્રય લેનારા.
**लभन्ते** ( ધા૰ लभ् )=મેળવે છે.

## શ્લોકાર્થ

### પ્રભુની ચરણ-સેવાનું ફળ—

"તારાં ચરણ-કમલના વનનો આશ્રય લેનારા, વિગ્રહથી વિમુખ, સારી ગતિને પ્રાપ્ત થયેલા, સુંદર માનસને વિષે અભિલાષા છે જેમને એવા, સારા શુક્લપક્ષરૂપ વિભવવાળા અને વળી ચરણને વિષે રક્ત એવા સાધુરૂપી હંસો મૌક્તિક-ફલો પામે છે."—૩૯

## સ્પષ્ટીકરણ

### પદ્ય-મીમાંસા—

આ સ્તોત્રમાં જોકે બબ્બે વસ્તુઓમાં સરખી રીતે ઘટી શકે એવાં દ્વિઅર્થી વિશેષણોથી યુક્ત અન્ય પદ્યો ( જેવાં કે ૨૮ મા, ૨૯ મા ) પણ છે, છતાં આ પદ્ય વાંચતાં કંઇ ઓરજ લહેર આવે છે, કેમકે એમાં એવાં વિશેષણો વિશેષ દૃષ્ટિ-ગોચર થાય છે. આવાં પદ્યો રચવાં એ કંઇ બાળકનો ખેલ નથી; એ તો શબ્દ-શાસ્ત્રમાં પ્રવીણ હોય તેજ રચી શકે. જૈન સાહિત્યમાં આવાં પદ્યોથી વિશિષ્ટ ઘણાં કાવ્યો છે. પરંતુ અત્ર તો તેમાંના એકનોજ ઉલ્લેખ કરવામાં આવે છે. તે કાવ્ય બીજું કોઇ નહિ પણ **કાવ્ય-માલાના** સપ્તમ ગુચ્છકમાં છપાયેલ શ્રીજમ્બૂમુનિવિરચિત **જિનશતક છે. એ કાવ્યનાં સમસ્ત ( ૧૦૦ ) પદ્યો સ્રગ્ધરા જેવા વિશાળ વૃત્તમાં રચાયાં છે એ પણ એની વિશેષતા સૂચવે છે.**

ઉદાહરણ તરીકે, એ કાવ્યનું નીચે મુજબનું દશમું પદ્ય અત્ર આપવામાં આવે છેઃ—

"तन्वाना [1]वैनतेयश्रियमहित[2]वृषोत्कर्षमोषिप्रतापाः
काम [3]कौमोदकीनाशरणशरणदा [4]नीरजोदाररागाः ।
सद्यः [5]प्रद्युम्नयुक्ताः [6]सदसिकृतमुदो यत्[7]क्रमाः शार्ङ्गिणो वा
भ्राजन्ते भ्राजिताशाः सुखमखिलमसौ श्रीजिनो वो विधेयात् ॥"

**શુકલપક્ષી એટલે શું ?—**

જે જીવને નિર્વાણ-નગરે પહોંચવામાં વધારેમાં વધારે અર્ધપુદ્ગલ-પરાવર્ત જેટલાજ કાલ સુધી વિલંબ ખમવો પડે તેમ હોય, તે જીવ 'શુકલપક્ષી' કહેવાય છે; જ્યારે એથી વધારે કાળ પર્યંત જેને સંસારમાં રખડપટ્ટી કરવાની બાકી હોય, તે 'કૃષ્ણપક્ષી' કહેવાય છે. આ વાત લક્ષ્યમાં આવે તેટલા માટે જૈન શાસ્ત્રમાં કાલના વિભાગને આશ્રીને વાપરેલી પુદ્ગલ-પરાવર્ત નામની પરિભાષા પરત્વે વિચાર કરીએ.

પુદ્ગલપરાવર્ત એ જૈનશાસ્ત્રનો ઘણા મોટા કાલના વિભાગને દર્શાવનારો પારિભાષિક શબ્દ છે. કરોડો વર્ષ જેટલો સમય પણ આ કાલ-વિભાગની આગળ કંઇ હિસાબમાં નથી. આ પુદ્ગલ–પરાવર્તના ( ૧ ) દ્રવ્ય–પુદ્ગલ–પરાવર્ત, ( ૨ ) ક્ષેત્ર–પુદ્ગલ–પરાવર્ત, ( ૩ ) કાલ–પુદ્ગલ–પરાવર્ત અને ( ૪ ) ભાવ–પુદ્ગલ–પરાવર્ત એમ ચાર પ્રકારો છે. તેમાં પણ વળી આ દરેક પ્રકારના પરાવર્તના બાદર અને સૂક્ષ્મ એમ બબ્બે અવાન્તર ભેદો છે. આ દરેકનું સ્વરૂપ તો અત્ર વિચારવું પ્રાસંગિક નહિ ગણાય, વાસ્તે અહિં તો આ બધા પ્રકારાન્તરોમાંથી ફક્ત સૂક્ષ્મ-ક્ષેત્ર–પુદ્ગલ–પરાવર્તનુંજ સ્વરૂપ વિચારી લઇએ, કેમકે પ્રસ્તુતમાં તેનુંજ કામ છે.

જૈન શાસ્ત્ર પ્રમાણે આકાશના લોકાકાશ અને અલોકાકાશ એમ બે વિભાગો કલ્પવામાં આવ્યા છે અને તેમાં વળી લોકાકાશના અસંખ્ય પ્રદેશો માનવામાં આવ્યા છે. આ દરેક પ્રદેશને મરણ દ્વારા સ્પર્શવામાં જેટલો સમય વ્યતીત થાય, તે સંપૂર્ણ સમયને 'બાદર-ક્ષેત્ર-પુદ્ગલ–પરાવર્ત' કહેવામાં આવે છે. આ સર્વ પ્રદેશોને ક્રમસર અર્થાત્ એક પછી એક જેમ તે ગોઠવાયેલા છે તેમ તેને મરણથી સ્પર્શવામાં જેટલો કાલ જાય તે બધો વખત 'સૂક્ષ્મ–ક્ષેત્ર–પુદ્ગલ–પરાવર્ત' કહેવાય છે. અન્ય શબ્દોમાં કહીએ તો ધારો કે કોઇ એક જીવનું એક અમુક આકાશ–પ્રદેશમાં મરણ થયું. ત્યાર પછી ગમે ત્યારે ( ત્યાર પછી તરતજ અથવા અમુક કાલ વીત્યા બાદ, કેમકે ફરીથી તેનું મરણ તે પ્રદેશના અનન્તરવર્તી પ્રદેશમાં થવુંજ જોઇએ એવો કંઇ નિયમ નથી ) પણ તે જીવનું અનન્તર પ્રદેશમાં મરણ થાય ( વચ્ચેના વખતમાં કોઇ અન્ય પ્રદેશ કે પ્રદેશોમાં મરણ થાય તો તે પ્રદેશ કે પ્રદેશોની આમાં ગણત્રી કરવાની નથી, કેમકે તે ક્રમથી સ્પર્શાયેલ નથી ), ત્યાર પછી વળી તેવીજ રીતે જ્યારે પાછું આ દ્વિતીય પ્રદેશના અનન્તર પ્રદેશમાં મરણ થાય, એવી રીતે એક પછી એક ક્રમ-

---

१ वै–निश्चयेन नते प्राणिनि अर्दाश्रियं–शुभावहविधिसम्पत्तिम्, पक्षे वैनतेयो–गरुडः । २ अहितो–विरुद्धो यो वृषो–धर्मः, पक्षे वृषः–अरिष्टासुरः । ३ कौ–भूमौ मोदस्य कीनाशो–नाशको यो रणस्तत्र शरणदाः, पक्षे कौमोदकी गदा तस्या इनाः–प्रभवोऽशरणशरणदाः । ४ नीरजोऽविवोदारो रागो येषु, पक्षे नीरजः–शंखः । ५ प्रकृष्टं द्युम्नं–तेजः, पक्षे प्रद्युम्नो–वासुदेवपुत्रः । ६ सदसि–सभायाम्, पक्षे संख्यासावसिः–खड्गो नन्दकस्तेन कृता मुद् येषाम् । ७ क्रमाः–पादा वासुदेवा इव ।

સર આવતા જતા સમસ્ત લોકાકાશના પ્રદેશોમાં ક્રમશઃ મરણ થાય અને તેમ થવામાં જેટલો સમય પસાર થઇ જાય તેટલો બધો સમય 'સૂક્ષ્મ-ક્ષેત્ર-પુદ્‌ગલ-પરાવર્ત'ના નામથી ઓળખાય છે. આ કાલ અનન્ત કાલ કહેવાય છે. આનાથી અડધો સમય કે જેને અર્ધ-પુદ્‌ગલ-પરાવર્ત કાલ કહેવામાં આવે છે, તે પણ અનન્ત કાલ છે.

*　　*　　*　　*　　*　　*

भगवद्वचनश्रद्धानात् कामितप्राप्तिर्भवतीत्याह—

संसारकाननपरिभ्रमणश्रमेण
क्लान्ताः कदापि दधते वचनं कृतं ते ।
ते नाम कामितपदे जिन ! देहभाज-
स्त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥ ४० ॥

टीका

हे जिन ! देहभाजः—प्राणिनः कदापि ते वचनं कृतं-मत्पदं धरन्ति । ते नामेति कोमलामन्त्रणे, कामितपदे—वाञ्छितस्थाने व्रजन्ति-गच्छन्ति । किंविशिष्टास्ते ? संसारकाननपरिभ्रमणश्रमेण क्लान्ताः-क्लेद(श) प्राप्ताः । किं कृत्वा ? त्रासम्-आकस्मिकं भयं विहाय । कस्मात् ? भवतः स्मरणात् । ईप्सितपदप्राप्तौ भवत्स्मरणमेव हेतुरित्यर्थः ॥ ४० ॥

अन्वयः

(हे) जिन ! ( ये ) देह-भाजः कदापि ते वचनं कृतं दधते, ते संसार-कानन-परिभ्रमण-श्रमेण क्लान्ताः भवतः स्मरणात् त्रासं विहाय कामित-पदे नाम व्रजन्ति ।

શબ્દાર્થ

संसार=સંસાર, ભવ.
कानन=અરણ્ય, જંગલ.
परिभ्रमण=રખડપટ્ટી, ભમણુ.
श्रम=થાક.
संसारकाननपरिभ्रमणश्रमेण=સંસારરૂપી વનમાંની રખડપટ્ટીના થાકથી.
क्लान्ताः ( मू० क्लान्त )=ખેદ પામેલા, ખિન્ન થયેલા.
कदापि=કોઇક વાર.
दधते ( धा० धा )=ધારણ કરે છે.
कृतं ( मू० कृत )=આચરણ કરેલ.
ते ( मू० युष्मद् )=તારા.
ते ( मू० यद् )=તેઓ.
नाम=નક્કી
कामित ( धा० कम् )=વાંછિત.
पद=સ્થાન.
कामितपदे=વાંછિત સ્થાનમાં.
जिन ( मू० जिन )=હે તીર્થંકર !
देहभाजः ( मू० देहभाज् )=પ્રાણીઓ.
त्रासं ( मू० त्रास )=ભયને.
विहाय ( धा० हा )=ત્યજી દઇને.
भवतः ( मू० भवत् )=આપના.
स्मरणात् ( मू० स्मरण )=સ્મરણથી.
व्रजन्ति ( धा० व्रज् )=જાય છે.

શ્લોકાર્થ

ભગવત્સ્મરણથી ઇષ્ટ સ્થાનની પ્રાપ્તિ—

"હે વીતરાગ ! ( જે જીવો ) કોઇક વાર ( પણ ) તારા વચનને ક્રિયાસહિત ધારણ કરે છે ( અર્થાત્ તદનુસાર વર્તન કરે છે ), તે સંસારરૂપી વનમાંના પરિભ્રમણના શ્રમથી ખિન્ન થયેલા

( જીવો ) તારા સ્મરણથી ત્રાસ-રહિત થઇને ઇચ્છિત સ્થાનમાં ( નિર્વાણ-નગરમાં ) ખરેખર જાય છે."—૪૦

* * * * *

भगवद्रूपं दृष्ट्वा सुरूपा अपि स्वरूपमदं मुञ्चन्तीत्याह—

सर्वेन्द्रियैः पटुतरं चतुरस्रशोभं
त्वां सत्प्रशस्यमिह दृश्यतरं प्रदृश्य ।
तेऽपि त्यजन्ति निजरूपमदं विभो ! ये
मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः ॥ ४१ ॥

**टीका**

हे विभो ! ये मर्त्या मकरध्वजतुल्यरूपाः–कामदेवसदृशरूपा भवन्ति, तेऽपि त्वां प्रदृश्य–दृष्ट्वा निजरूपमदं त्यजन्ति । किंभूतं त्वां ? सर्वेन्द्रियैः पटुतरं–स्पष्टतरम्, चतुरस्रशोभं-समचतुरस्रसंस्थानराजिनम्, पुनः सद्भिः–सज्जनैः ( प्रशस्यः–) प्रशंसार्हः सत्प्रशस्यस्तम्, इह-अस्मिन् लोके दृश्यतरं, दर्शनायार्हो दृश्यः, अतिशयेन दृश्यो दृश्यतरस्तम् ॥ ४१ ॥

**अन्वयः**

( हे ) विभो ! ये मर्त्याः मकर-ध्वज-तुल्य-रूपा भवन्ति, ते अपि सर्व-इन्द्रियैः पटु-तरं, चतुरस्र-शोभं, सत्-प्रशस्यं इह दृश्य-तरं त्वां प्रदृश्य- निज-रूप-मदं त्यजन्ति ।

**શબ્દાર્થ**

**सर्व**=સમસ્ત.
**इन्द्रिय**=ઇન્દ્રિય.
**सर्वेन्द्रियैः**=સમસ્ત ઇન્દ્રિયો વડે
**पटुतरं** ( मू० पटुतर )=મનોહર.
**चतुरस्र**=( સમ- )ચતુરસ્ર ( સંસ્થાન ).
**शोभा**=શોભા.
**चतुरस्रशोभं**=(સમ-)ચતુરસ્ર વડે શોભતો.
**त्वां** ( मू० युष्मद )=તને
**सत्**=સજ્જન, સાધુ.
**प्रशस्य**=પ્રશંસા કરવા લાયક.
**सत्प्रशस्यं**=સજ્જનોને પ્રશંસા કરવા લાયક.
**इह**=આ દુનિયામાં.
**दृश्यतरं** ( मू० दृश्यतर )=અત્યન્ત દર્શનીય, અતિશય દેખવા લાયક.
**ते** ( मू० तद् )=તેઓ.
**अपि**=પણ.
**प्रदृश्य** ( धा० दृश् )=જોઇને
**त्यजन्ति** ( धा० त्यज् )=પડતું મૂકે છે
**निज**=પોતાના
**रूप**=સ્વરૂપ.
**मद**=અભિમાન.
**निजरूपमदं**=પોતાના રૂપના મદને.
**विभो !** ( मू० विभु )=હે નાથ !
**ये** ( मू० यद् )=જેઓ
**मर्त्याः** ( मू० मर्त्य )=પ્રાણીઓ.
**भवन्ति** ( धा० भू )=હોય છે.
**मकर**=મગર
**ध्वज**=ધ્વજા.
**मकरध्वज**=મગર છે જેની ધ્વજામાં તે, કામદેવ.
**तुल्य**=સમાન.
**मकरध्वजतुल्यरूपाः**=કામદેવના સમાન રૂપ છે જેમનું એવા.

## શ્લોકાર્થ

**પ્રભુનુ અલૌકિક રૂપ—**

"હે નાથ ! જે પ્રાણીઓ કામદેવના સમાન રૂપવાળા હોય છે, તેઓ પણ સમસ્ત ઇન્દ્રિયો વડે મનોહર, (સમ–) ચતુરસ્ર (સંસ્થાન) વડે શોભતા, સજ્જનોને પ્રશંસા કરવા લાયક તેમજ વળી આ લોકને વિષે અતિશય દર્શનીય એવા તને જોઇને પોતાના રૂપનો અભિમાન ત્યજી દે છે. (અર્થાત્ તારૂં રૂપ અનુપમ છે)."—૪૧

## સ્પષ્ટીકરણ

**સંસ્થાન-વિચાર—**

'સંસ્થાન' એટલે અવયવોની રચના પૂર્વકની શરીરની આકૃતિ. આ સંસ્થાનના જૈન શાસ્ત્રમાં છ ભેદો પાડવામાં આવ્યા છેઃ—(૧) સમચતુરસ્ર, (૨) ન્યગ્રોધપરિમણ્ડલ, (૩) સાદિ, (૪) કુબ્જ, (૫) વામન અને (૬) હુણ્ડ.[1]

(૧) સમચતુરસ્ર સંસ્થાન એ સર્વોત્તમ છે. 'સમ' એટલે જેનુ જેટલું માપ હોવુ જોઇએ તેટલુ; 'અસ્ર' એટલે ચાર દિશાઓથી ઉપલક્ષિત શરીરનાં અવયવો. આ સંસ્થાનમાં સર્વ અવયવોનું માપ જેટલું જોઇએ એટલુંજ હોય છે.

(૨) ન્યગ્રોધ–પરિમણ્ડલ સંસ્થાન એ એના નામ પ્રમાણે વડના જેવા પરિમણ્ડલવાળુ છે. અર્થાત્ જેમ વડનું ઝાડ ઉપરના ભાગમા પરિપૂર્ણ અવયવવાળું હોય છે, પરતુ તેનો નીચલો ભાગ તેવો નથી, તેવી રીતે આ સંસ્થાનવાળાનો નાભિથી ઉપરનો ભાગ બહુ વિસ્તારવાળો યાને સુંદર હોય છે જ્યારે નીચલો ભાગ ઓછાવત્તા પ્રમાણવાળો હોય છે.

(૩) સાદિ[2] શબ્દમાંના 'આદિ' શબ્દથી નાભિની નીચેનો ઉત્સેધના નામથી ઓળખાતો દેહનો એક ભાગ સમજવો. જેમ ઉપર્યુક્ત સંસ્થાનનો ઉપરનો ભાગ શુભ છે, તેમ આ સંસ્થાનનો નીચેનો ભાગ શુભ છે.

(૪) કુબ્જ[3] સંસ્થાનવાળાનાં મસ્તક, ડોક, હાથ અને પગનું પ્રમાણ યથોચિત હોતુ નથી, પરંતુ તેનાં બાકી બધાં અવયવોનું પ્રમાણ બરાબર હોય છે.

(૫) વામન સંસ્થાન આનાથી ઉલટું છે. અર્થાત્ એ સંસ્થાનવાળા પ્રાણીના મસ્તક ઇત્યાદિ બરાબર પ્રમાણવાળા હોય છે, જ્યારે બાકીનાં અવયવોનું પ્રમાણ યથોચિત હોતું નથી.

---

૧ સરખાવો—"छव्विहे संठाणे पण्णत्ते, तजहा—(१) समचउरसे, (२) णग्गोहपरिमण्डले, (३) साती, (४) खुज्जे, (५) वामणे, (६) हुंडे."—स्थानांगे, સૂ૦ ૪૯૫.

૨ પંચસંગ્રહની વૃત્તિમાં સૂચવ્યા મુજબ કેટલાકો આને 'સાચિ'ના નામથી ઓળખાવે છે અને 'સાચિ'નો અર્થ શાલ્મલી વૃક્ષ કરે છે. આ વૃક્ષ મૂળમાં ગોળ અને પુષ્ટ હોય છે, જ્યારે તેનો ઉપરનો ભાગ તેમજ તેની શાખા–પ્રશાખા તેમ નથી.

૩ કેટલાકો વામન સંસ્થાનને 'કુબ્જ' અને કુબ્જ સંસ્થાનને 'વામન' કહે છે, કેમકે તેઓ તેનાં વિપરીત લક્ષણો આપે છે.

( ૬ ) હુણ્ડ સંસ્થાન એ સૌથી ખરાબ સંસ્થાન છે. એમાં તો એક પણ અવયવના પ્રમાણનો 'ઢંગ ધડો' હોતો નથી. કહ્યું પણ છે કે—

" तुलं १ वित्थरबहुलं २ उस्सेहबहुलं च ३ मडहकोट्ठं ४ च ।
हेट्ठिलकायमडहं ५ सव्वत्थासंठियं हुंडं ६ ॥"[1]

• **પ્રભુનું અનુપમ સૌન્દર્ય—**

**વીર** પ્રભુના શરીરની સુન્દરતા અવર્ણનીય છે; કેમકે દરેક તીર્થંકરનાં સંહનન[2], રૂપ, સંસ્થાન, વર્ણ ( દેહની છાયા ), ગતિ ( ચાલ ), સત્ત્વ, સાર અને ઉચ્છ્વાસ એ અસાધારણ હોય છે,[3] તે વાત તેમને પણ લાગૂ પડે છે. તેમના રૂપના સંબંધમાં તો શ્રીમાન્ **ભદ્રબાહુસ્વામી** સ્વયં કહે છે કે—

" गणहर-आहार-अणुत्तरा ( य ) जाव वण-चक्कि-वासु-बला ।
मण्डलिया ता हीणा छट्ठाणगया भवे सेसा ॥"[4]

—આવશ્યક-નિર્યુક્તિ, ગા૦ ૫૭૦

અર્થાત્ તીર્થંકરના રૂપ કરતાં ગણધરનું રૂપ અનંતગણું ઉતરતું છે. તેમાં વળી ગણધરના રૂપ કરતાં આહારક શરીરધારીનું રૂપ અનન્તગણુ હીન છે. એવી રીતે તેના કરતાં અનુત્તરવાસી દેવોનું, તેના કરતાં બારમા દેવલોકવાસી દેવોનું એમ કરતાં કરતાં જ્યોતિષ્ક દેવોનું, આ દેવોથી વ્યન્તરોનું, વ્યન્તરોથી ચક્રવર્તીનું, તેના કરતાં વાસુદેવનું, તેનાથી બળરામનું અને તેનાથી મણ્ડલિક રાજાઓનું રૂપ ઉતરતું છે.

પ્રભુનું રૂપ અલૌકિક છે એ સબંધમાં ઉપાધ્યાય **વિનયવિજયજી** પણ **વીર** પ્રભુની સાથે વાદ કરવાને આવેલા **ગૌતમ**સ્વામીના મુખમાંથી નીચે મુજબના ઉદ્‌ગારો કઢાવે છે:—

" चन्द्रः किं ? स न. यत् कलङ्ककलितः, सूर्योऽपि नो तीव्ररुक्
मेरुः किं ? न स, यन्नितान्तकठिनो विष्णुर्न यत् सोऽसितः ।
ब्रह्मा किं ? न जरातुरः स च जराभीरुर्न यत् सोऽतनु-
र्ज्ञातं दोषविवर्जिताखिलगुणाकीर्णोऽन्तिमस्तीर्थकृत् ॥'

—સુબોધિકા ( ક્ષ૦ ૬ )

---

૧ સંસ્કૃત છાયા—

तुल्यं १ विस्तारबहुलं २ उत्सेधबहुलं ३ च मडभकोष्ठं ४ च ।
अधस्तनकायमडभं ५ सर्वत्रासंस्थितं हुण्डम् ६ ॥

૨ સંહનન એટલે શરીરનો બાંધો. આ સંહનનના પણ સંસ્થાનની પેઠે ૭ પ્રકારો છે. તેમાં વજ્ર-ઋષભ-નારાચ સંહનન સર્વોત્તમ છે.

૩ સરખાવો આવશ્યક-નિર્યુક્તિની ૫૭૧મી નીચે મુજબની ગાથા—

" संघयण-रूव-संठाण-वण्ण गइ-सत्त-सार-उस्सासा ।
एमाइणुत्तराइं हवंति नामोदए तस्स ॥"
[ संहनन-रूप-संस्थान-वर्ण-गति-सत्त्व-सारोच्छ्वासाः ।
एवमादीन्यनुत्तराणि भवन्ति नामोदयात् तस्य ॥ ]

૪ સંસ્કૃત છાયા—

गणधराहारकानुत्तराः ( च ) यावद् व्यन्तर(?)चक्रिवासु(देव)बल(देव)ाः ।
माण्डलिकास्तावद् हीनाः षट्स्थानगता भवन्ति शेषाः ॥

અર્થાત્ શું આ ચન્દ્ર છે ? ના એમ તો નહિ, કેમકે તે તો કલંકી છે. આ સૂર્ય પણ નથી, કારણકે તેનુ તેજ અસહ્ય છે. ત્યારે શું આ મેરૂ છે ? એમ પણ નથી, કેમકે તે તો અત્યંત કઠિન છે. વળી આ **વિષ્ણુ** પણ નથી, કેમકે તે તો શ્યામ(વર્ણી) છે. ત્યારે શું આ **બ્રહ્મા** છે ? નહિ, તેમ નથી, કેમકે આ કંઇ વૃદ્ધ નથી તેમજ આ અનંગ ( કામદેવ ) પણ નથી, કેમકે તે તો દેહ-રહિત છે. ઠીક, હવે મને માલૂમ પડ્યું કે આ તો સર્વ દોષોથી મુક્ત અને સમસ્ત ગુણોથી યુક્ત અન્તિમ તીર્થંકર ( **મહાવીર** ) છે.

* * * *

**निर्बन्धनं जिनं ध्यायन्तो निर्बन्धना भवन्तीत्याह—**

**छित्त्वा दृढानि जिन ! कर्मनिबन्धनानि**
**सिद्धस्त्वमापिथ च सिद्धपदं प्रसिद्धम् ।**
**एवं तवानुकरणं दधते तकेऽपि**
**सद्यः स्वयं विगतबन्धभया भवन्ति ॥ ४२ ॥**

**टीका**

हे जिन ! त्वं दृढानि कर्मनिबन्धनानि छित्त्वा सिद्धः प्रसिद्धं सिद्धपदं मोक्षपदमापिथ-प्राप्तवान् (च)। एवम्-अमुना प्रकारेण ये तवानुकरणं-त्वद्रूपमाचरणं दधते-धरन्ति ते एव तके, स्वार्थेऽकप्रत्ययः, तकेऽपि जनाः सद्यः तत्कालं स्वयं-स्वतो विगतबन्धभया-बन्धनभयरहिता भवन्ति ॥ ४२ ॥

**अन्वयः**

( हे ) **जिन** ! त्वं **दृढानि** कर्मन्-निबन्धनानि छित्त्वा सिद्धः ( जातः ) प्रसिद्धं सिद्ध-पदं **च** आपिथ। **एवं** ( ये ) तव अनुकरणं दधते, तके अपि सद्यः स्वयं विगत-बन्ध-भयाः भवन्ति ।

**શબ્દાર્થ**

**छित्त्वा** ( धा० छिद् )=કાપીને.
**दृढानि** ( मू० दृढ )=મજબૂત
**जिन** ! ( मू० जिन )=હે તીર્થંકર !
**कर्मन्**=કર્મ.
**निबन्धन**=કારણ.
**कर्मनिबन्धनानि**=કર્મનાં કારણો.
**सिद्धः** ( मू० सिद्ध )=મુક્ત
**त्वं** ( मू० युष्मद् )=તુ.
**आपिथ** ( धा० आप् )=પ્રાપ્ત કરતો હવો.
**च**=અને.
**सिद्ध**=મોક્ષે ગયેલા.
**पद**=સ્થાન.
**सिद्धपदं**=મોક્ષે ગયેલાના સ્થાનને.
**प्रसिद्धं** ( मू० प्रसिद्ध )=પ્રસિદ્ધ.
**एवं**=એવી રીતે.
**तव** ( मू० युष्मद् )=તારા
**अनुकरणं** ( मू० अनुकरण )=અનુકરણ, સમાન આચરણ
**दधते** ( धा० धा )=ધારણ કરે છે
**तके** ( मू० तकद् )=તેઓ
**अपि**=પણ.
**सद्य**=તરતજ.
**स्वयं**=પોતાની મેળે.
**विगत** ( धा० गम् )=વિશેષે કરીને ગયેલો.
**बन्ध**=બન્ધન.
**भय**=બીક.
**विगतबन्धभयाः**=વિશેષે કરીને જતો રહ્યો છે બન્ધનનો ભય જેનો એવા.
**भवन्ति** ( धा० भू० )=થાય છે.

## શ્લોકાર્થ

"હે જિન ! કર્મનાં મજબૂત બન્ધનોને છેદીને તું સિદ્ધ થયો અને વળી પ્રસિદ્ધ એવા મુક્તિ-પદને (પણ) પામ્યો. આવી રીતે જેઓ તારૂં અનુકરણ કરે છે, તેઓ પણ પોતાની મેળે સત્વર બન્ધનના ભયથી રહિત બને છે."—૪૨

* * * * *

भगवत्स्तोत्राध्ययनात् सर्वोपद्रवनाशो भवतीत्याह—

[1]न व्याधिराधिरतुलोऽपि न मारिरारं
नो विड्वरोऽशुभतरो न दरो ज्वरोऽपि ।
व्यालोऽनलोऽपि न हि तस्य करोति कष्टं
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४३ ॥

## टीका

हे जिन ! यो मतिमान् इमं तावकं स्तवमधीते, तस्य मतिमतो व्याधिराधिश्च कष्टं न करोति । "व्याधिः शरीरजा पीडा, स्यादाधिर्मानसी व्यथा" इति विवेकः । किंविशिष्टो व्याधिस्तथाऽऽधिः ? अतुलो–महत्तरः । च-पुनर्मारिः–मरकोपद्रवः, पुनः आरम्-अरीणां समूहः आरं कष्टं न करोति । अपि पुनर्व्यालो–दुष्टगजः सर्पो वाऽनलो-वह्निस्तस्य कष्टं न करोति ॥ ४३ ॥

## अन्वयः

( हे स्वामिन् ! ) यः मतिमान् इमं तावकं स्तवं अधीते, तस्य अ-तुलः अपि व्याधिः आधिः कष्टं न हि करोति, न मारिः, आरं, नो विड्वरः अशुभ-तरः दरः ज्वरः अपि न, व्यालः अनलः अपि न ( कष्टं करोति ) ।

## શબ્દાર્થ

न=નહિ.
व्याधिः=( मू० व्याधि ) રોગ, શારીરિક પીડા.
आधिः=( मू० आधि ) માનસિક પીડા
अतुलः ( मू० अतुल )=અસાધારણ.
अपि=પણ.
मारिः ( मू० मारि )=મરકી.
आरं ( मू० आर )=શત્રુઓનો સમુદાય.
नो=નહિ.
विड्वरः ( मू० विड्वर )=રાજ્ય-શત્રુનો ઉપદ્રવ.
अशुभतरः ( मू० अशुभतर )=અતિશય ખરાબ.
दरः ( मू० दर )=ભય
ज्वरः ( मू० ज्वर )=તાવ.
व्यालः ( मू० व्याल )=( ૧ ) દુષ્ટ હાથી, (૨) સર્પ.
अनलः ( मू० अनल )=અગ્નિ.
हि=નિશ્ચયવાચક અવ્યય.
करोति ( धा० कृ )=કરે છે.
कष्टं ( मू० कष्ट )=દુઃખ
यः ( मू० यद् )=જે
तावकं ( मू० तावक )=તારા સંબંધી
स्तवं ( मू० स्तव )=સ્તુતિને.
इमं ( मू० इदम् )=આ.
मतिमान् ( मू० मतिमत् )=બુદ્ધિશાળી.
अधीते ( धा० इ )=ભણે છે.

---

૧ આ પદ્યનાં પ્રથમનાં ત્રણ ચરણો શબ્દાલંકારથી શોભી રહ્યાં છે.

### શ્લોકાર્થ

**ભગવત્-સ્તોત્રના પઠનથી સર્વ ઉપદ્રવોનો નાશ—**

"( હે નાથ ! ) જે બુદ્ધિશાળી ( મનુષ્ય ) આ તારા સ્તોત્રને ભણે છે, તેને અસાધારણ વ્યાધિ, આધિ, મરણ, શત્રુનો સમુદાય, રાજ્ય-શત્રુનો ઉપદ્રવ, અત્યંત અશુભ ભય કે જ્વર, (દુષ્ટ કુંજર અથવા) સર્પ કે અગ્નિ એમાંથી કોઇ પણ દુઃખ દેવા (સમર્થ) નથી."—૪૩

* * * * *

भगवत्स्तवो मौक्तिकहारः कण्ठे धार्य इत्याह—

त्वत्स्तोत्रमौक्तिकलतां सुगुणां सुवर्णां
त्वन्नामधामसहितां रहितां च दोषैः ।
कण्ठे य ईश ! कुरुते धृतधर्मवृद्धि-
स्तं मानतुङ्गमवशा समुपैति लक्ष्मीः ॥ ४४ ॥

### टीका

हे ईश !-हे स्वामिन् ! यः पुमान् त्वत्स्तोत्रमौक्तिकलतां कण्ठे कुरुते-कण्ठे दधाति । तव स्तोत्रं त्वत्स्तोत्रं तदेव मौक्तिकलता ताम् । किंविशिष्टां मौक्तिकलतां ? शोभना गुणा औदार्य-माधुर्यादयो यस्याः सा तां सुगुणां सुदवरकां तां च । पुनः कीदृशीं ? शोभना वर्णा-अक्षराणि नेतिनि[1] ( सितादीनि ) च यस्याः सा तां सुवर्णां-मनोज्ञाक्षरां, शोभनवर्णां च । पुनस्त्वन्नामधाम-सहिताम् । अन्याऽपि मौक्तिकलता धामसहिता-तेजोयुक्ता भवति । च-पुनर्दोषैः-दूषणै रहितां, एता-दृशीं यः कण्ठे कुरुते । किंविशिष्टो यः ? धृता धर्मस्य वृद्धिः-वर्धनं येन स धृतधर्मवृद्धिः, **धर्मवर्धन** इति कर्तृनामगर्भितं विशेषणम् । तं पुरुषं लक्ष्मीः समुपैति-समागत्य वृणुते । किंविशिष्टं तं ? 'मानतुङ्गं' मानेन-स्वाभिमानेन तुङ्गम्-उच्चं, अप्राप्तपराभवत्वादखण्डिताभिमानमित्यर्थः । **मानतुङ्ग** इति भक्तामरस्तोत्रकारकस्य नामगर्भितं विशेषणम् ॥ ४४ ॥

### अन्वयः

( हे ) ईश ! यः धृत-धर्म-वृद्धिः सु-गुणां, सु-वर्णां, त्वद्-नामन्-धामन्-सहितां, दोषैः च रहितां त्वत्-स्तोत्र-मौक्तिक-लतां कण्ठे कुरुते, तं मान-तुङ्गं अवशा लक्ष्मीः समुपैति ।

### શબ્દાર્થ

**स्तोत्र**=સ્તવન, સ્તુતિ.
**मौक्तिक**=મોતી.
**लता**=વેલ.
**त्वत्स्तोत्रमौक्तिकलतां**=તારા સ્તોત્રરૂપી મોતીના હારને.
**सु**=સુન્દરતાવાચક અવ્યય.
**गुण**=(૧) ગુણ, (૨) દોરો.
**सुगुणां**=સુંદર છે ગુણ જેના એવા.
**वर्ण**=(૧) અક્ષર, (૨) રંગ.
**सुवर्णां**=સુંદર વર્ણવાળા.
**नामन्**=નામ.
**धामन्**=તેજ.
**सहित**=યુક્ત.
**त्वन्नामधामसहितां**=તારા નામરૂપી તેજથી યુક્ત.
**रहिता** ( मू० रहित )=રહિત.
**दोषैः** ( मू० दोष )=દોષોથી

[1] अशुद्धं स्खलमेतत्, प्रत्यन्तराभावात् तु कः कर्तुस्तात्पर्यविषयकः शब्द इति न निश्चेतु शक्यते । 'सितादीनि' इति स्यात् ।

**कण्ठे** ( मू० कण्ठ )=ગળાને વિષે.
**यः** ( मू० यद् )=જે.
**ईश** ! ( मू० ईश )=હે નાથ !
**कुरुते** ( धा० कृ )=કરે છે.
**धृत** ( धा० धृ )=ધારણ કરેલ.
**धर्म**=ધર્મ.
**वृद्धि**=વધારો.
**धृतधर्मवृद्धिः**=ધારણ કરી છે ધર્મની વૃદ્ધિને જેણે એવો.
**तं** ( मू० तद् )=તેને.
**मान**=અભિમાન
**तुङ्ग**=ઊંચો.
**मानतुङ्ग**=અભિમાનથી ઊંચો.
**अवशा**=( मू० अवश ) (१) પરતન્ત્ર, (२) સ્વતન્ત્ર.
**समुपैति** ( धा० इ )=પાસે આવે છે.
**लक्ष्मीः** ( मू० लक्ष्मी )=લક્ષ્મી.

## શ્લોકાર્થ

**પ્રભુના સ્તોત્રરૂપી હારનું કંઠમાં ધારણ—**

"( હે ઈશ્વર ! ) ધારણ કરી છે ધર્મની વૃદ્ધિને જેણે એવો જે ( **ધર્મવર્ધન** ગણિ ) સુંદર ગુણથી યુક્ત, સુશોભિત વર્ણવાળા, તારા નામરૂપી તેજથી યુક્ત અને દોષોથી રહિત એવા તારા સ્તોત્રરૂપી મૌક્તિક-હારને કણ્ઠમાં ( ધારણ ) કરે છે, તે અભિમાનથી પ્રૌઢ(**માનતુંગ**)ની સમીપ પરતન્ત્ર [ અથવા સ્વતન્ત્ર ] લક્ષ્મી જાય છે."—૪૪

रसगुणमुनिभूमेऽब्दे ( १७३६ )ऽत्र भक्तामरस्थैः
चरमचरमपादैः पूरयन् सत्समस्याः ।
सुगुरु'विजयहर्षा' वाचकास्तद्विनेय–
श्चरमजिननुतिं ज्ञो 'धर्मसिंहो' व्यधत्त ॥ १ ॥—मालिनी[1]

॥ इत्युपाध्यायश्रीधर्मवर्धनगणिकृतं श्रीभक्तामरस्तोत्रसमस्यारूपश्रीवीरजिनस्तवनं तद्वृत्तिश्च ॥



---

1 मालिनी-लक्षणम्—" ननमयययुतेयं मालिनी भोगिलोकैः ।"

श्रीभावप्रभसूरिविरचितं

# ॥ श्रीनेमिभक्तामरम् ॥

**नेमिसम्बोधनापरनामकं स्वोपज्ञवृत्तिसमलङ्कृतम्**

श्रीसरस्वत्यै नमः । श्रीइष्टदेवतायै नमः । श्रीगुरुभ्यो नमः ।

नत्वा श्रीपार्श्वनाथाय, गुरवे वाणयेऽपि च ।
भक्तामरस्तवान्त्यांह्रि-समस्यारचनाश्रितम् ॥ १ ॥—अनुष्टुप्
नेमिसम्बोधनं काव्यं, कृतं यन्मयका मुदा ।
तस्य च क्रियते वृत्तिः, श्री'भावप्रभ'सूरिणा ॥ २ ॥—युग्मम्

( अवतरणम् )

तत्र प्रथमकाव्ये **समुद्रविजयनृपशिवा**देवीपुत्रे श्री**नेमि**नाथे रचितविवाहसामग्रीशोभिते सपरिवारे विवाहार्थं तोरणसमीपं समागतेऽपि नानाविधपशूनां बृहत्पूत्कारं श्रुत्वा दयां विधाय तान् बन्धनात् प्रमोच्य पश्चाद् गते सति **उग्रसेन**राजपुत्री[1] **राजीमती** प्रियवियोगजं दुःखं प्रकटयन्ती सती **नेमिनं** संबोधयति —

भक्तामर ! त्वदुपसेवन एव राजी-
मत्या ममोत्कमनसो दृढतापनुत् त्वम् ।
पद्माकरो वसुकलो वसुखोऽसुखार्ता-
वालम्बनं भव जले पततां जनानाम् ॥ १ ॥—वसन्ततिलका

**टीका**

**भक्ताः**-सेवका **अमरा**-देवा यस्य स नेमिस्तस्य संबोधने हे भक्तामर ! हे **नेमे** ! त्वं मम-**राजीमत्या आलम्बनम्**-आधारो भव-भवतात् । कस्यां सत्यां ? असुखार्तौ—त्वद्विरहलक्षणपीडायां सत्यामित्यन्वयः । भक्तामरेति सातिशयसम्बोधनपदत्वेन ये यस्य सेवकास्ते तस्य सेवां कुर्वन्तीत्यतो देवानां पूज्य(ज ?)कत्वान्मङ्गलशब्दोपन्यासः कृतो ज्ञेयः । अत्र श्लेषपदत्वात् भक्ताय-मल्लक्षणजनाय अमं-विरहलक्षणं रोगं राति-ददातीति हे भक्तामर ! इति रोषोक्तिसम्बोधनमपि । **पुनः कथंभूतस्त्वं ?** 'दृढतापनुत्' दृढं-कठोरं तापं-विरहलक्षणं नुदति-अपनयतीति दृढतापनुत् । **पुनः कथंभूतस्त्वं ? पद्माकरः**-लक्ष्मीणां खानिः, लक्ष्मीवानित्यर्थः । अन्यथा विपरीतस्तु निन्द्यः । **यदुक्तं**—

१ 'नृपपुत्री '.इति ख–पाठः ।

"वासश्चर्म विभूषणं शवशिरो भस्माङ्गरागः सदा
गौरेकः स च लाङ्गले त्वकुशलः सम्पत्तिरेतावती ।
ईशस्येत्यवमत्य याति जलधिं रत्नाकरं जाह्नवी
कष्टं निर्धनिकस्य जीवितमहो दारैरपि त्यज्यते ॥ १ ॥"–शार्दूल०

पुनः कथंभूतस्त्वं ? 'वसुकलः' वसुषु–द्रव्येषु कला यस्य स, द्रव्योपार्जनकलावानित्यर्थः, अथवा वसुषु–धनरत्नवस्तुषु कला–शुद्धाशुद्धपरीक्षणलक्षणा यस्य सः, अथवा वसुषु–रत्नेषु उपलक्षणत्वात् ज्ञानदर्शनचारित्रेषु कला–दक्षत्वं यस्य स इति । पुनः कथंभूतस्त्वं ? 'वसुखः' वसुभिः–तेजोभिरुपलक्षितः खः–सूर्य इव वसुखः–तेजसा सूर्यस्वरूपः । एतेन तेजस्वी प्रतापवानित्यर्थः । एतैर्विशेषणैर्गृहस्थताव्यवहारः सुनिर्वाहकर उक्तः । कथंभूताया मम ? 'उत्कमनमः' उत्कण्ठितं मनो यस्याः सा उत्कमनास्तस्या उत्कमनसः । कस्मिन् ? त्वदुपमेवने एव–तव सेवायामेव । एवकरणं राजीमत्या निजसतीत्वख्यापनार्थम्, सुकलत्रेण गृहस्थाश्रमः प्रशस्यत इत्युक्तम् । यथाशब्दोऽत्र गम्यः । यथा त्वं जले–जडस्वरूपे मार्गे डलयोरैक्यत्वात् पततां–पातं कुर्वतां जनानां आलम्बनं भवसि ज्ञानमार्गदायकत्वात् । अथवा यथा इ इति संबोधने हे जड ! पततां जनानां उपलक्षणत्वात् पतच्छब्दसाहचर्येण पशुशब्दगृहीतत्वात् गौरवदानार्थं संमीलितानां पक्षिणां मयूरादीनां अजादीनां चासुखार्तौ सत्यां आलम्बनं भवसि । एतेन पशूपरि दयां कृत्वा त्वं पश्चाद् वलितः, परं विरहपीडिताया ममोपरि दया न धृता इति रोषोक्तिः प्रोक्ता ॥

अथात्र श्लेषत्वात् बहवोऽर्थाः सन्ति । ते केचिल्लिख्यन्ते–हे नेमे ! त्वं ममालम्बनं भव । व इति उपमायाम् । क इव ? पद्माकरः–तडाग इव । यथा तडागोऽसुखार्तौ तृषाक्रान्तायामवस्थायां अथवा उष्णर्तुपीडायां सत्यां जले–जलनिमित्तं पतताम्–आगच्छतां जनानां–मनुष्यादीनां आलम्बनं भवति । कथंभूतः पद्माकरः ? 'सुकलः' सुष्ठु–शोभनानि कानि–जलानि लाति–गृह्णातीति सुकलः,स्वच्छजलधारक इत्यर्थः । पुनः कथंभूतः पद्माकरः ? व इति वरुणः,वाद्–वरुणात् सुखं यस्य स वसुखः, जलस्वामित्वात्, यो यस्य स्वामी (तस्मात्) तस्य स्वामिनः सुखं भवतीति लोकोक्तेः । अथवा हे नेमे ! त्वं आलम्बनं भव । क इव ? व इत्युपमायां सुकल इव । यथा सुकलः "अर्थव्ययज्ञः सुकलः" (का० ३ श्लो० ५१) इति हैमवचनात् । दाता भोक्ता पुरुषः । असुखार्तौ–दारिद्र्यपीडायां सत्यां पतताम्–आगच्छतां जनानां–याचकादीनां आलम्बनं भवति, दातृत्वात् । कथंभूतः सुकलः ? पद्माकरः–लक्ष्मीवान्, 'वसुखः' वसुभिः–तेजोभिः खः–सूर्य इव, तेजस्वीत्यर्थः । अथवा हे नेमे ! त्वं आलम्बनं भव । क इव ? सुकल इव । यथा सुष्ठु–शोभनाः कला यस्य स सुकलः–चन्द्रः । असुखार्तौ सत्यां जलेऽर्थात् अमृतपाने, निमित्तार्थे सप्तमी, अमृतपाननिमित्तं पततां जनानां अर्थात् चकोरपक्षिणां आलम्बनं भवति, तानमृतपानेन पुष्णातीत्यर्थः । कथंभूतः सुकलश्चन्द्रः ? पद्मायाः–शोभाया आकरः पद्माकरः, शोभायुक्तः । पुनः कथंभूतः सुकलश्चन्द्रः ? 'वसुखः' वो–रुद्रस्तस्य सुखकृत् चन्द्रभूषणत्वात् । अथवा वसुभिः–किरणैरुपलक्षितं खं–निजमण्डलं यस्य स वसुखः । अथवा हे नेमे ! त्वं आलम्बनं भव । क इव ? व इति उपमायाम् । सुखः–सूर्य इव, यथा सुष्ठु–शोभनः खः–सूर्यः सुखः उपरागादिमुक्तः शुभसूर्यः । असुखार्तौ रात्रौ सञ्जातविरह–

पीडायां सत्यां जले उपलक्षणत्वान्नीराश्रयसमीपे, आधारे सप्तमी, तत्र वसतां पततां जनानां अर्थात् चक्रवाकपक्षिणां आलम्बनं भवति, विरहविनाशकत्वात् । चक्रवाकमिथुनं हि रात्राववश्यमेव विश्लेषं गच्छति, सूर्योद्गमे तु संयोगं प्राप्नोति, तत्रापीदृशं कर्तुमुचितमिति सूचितम् । दृढतापनुत् एतद्विशेषणं सर्वत्र योज्यमिति । पतत् पक्षी " पतत्रिपतत्पतङ्गाः " इति **हैमः** ( का० ४, श्लो० ३८२ ), "**खः** सूर्ये" इति **हैमानेकार्थ्यां महीपकोषे** च । " वो वाते वरुणे रुद्रे सान्त्वने " **इत्येकाक्षरनिघण्टौ** । खं चन्द्रमण्डलं, यतः " खं नृपे गगने बिन्दाविन्द्रिये चन्द्रमण्डले " इत्यादि **महीपसन्के** । इति प्रथमकाव्यार्थः ॥ १ ॥

## अन्वयः

( यथा ) जले ( ड ) ( अथवा इ जड ! ) भक्त-अमर ! ( अथवा भक्त-अम-र ) ! पततां जनानां अ-सुख-आर्तौ ( सत्यां ) आलम्बनं ( भवसि तथा ) दृढ-ताप-नुद्, पद्मा-आकरः, वसु-कलः वसु-ख त्वं त्वत्-उपसेवने एव उत्क-मनसः मम राजीमत्याः आलम्बनं भव ।

## अथवा

( हे ) भक्त-अमर ! अ-सुख आर्तौ जले पततां जनानां दृढ-ताप-नुद्, सु-क-लः व-[illegible] पद्मा-करः च त्वं त्वत्-उपसेवने एव उत्क-मनसः मम राजीमत्याः आलम्बनं भव ।

## अथवा

( हे ) भक्त-अमर ! इ जड ! अ-सुख-आर्तौ पततां जनानां दृढ-ताप नुद् वसु-खः, पद्मा-आकरः सुकलः च त्वं त्वत्-उपसेवने एव उत्क-मनसः मम राजीमत्याः आलम्बनं भव ।

## अथवा

( हे ) भक्त-अमर ! अ-सुख-आर्तौ जले पततां जनानां दृढ-ताप नुद्, व-सुखः ( अथवा वसु-खः ), पद्मा-आकरः सुकलः च [ अथवा ( हे ) भक्त-अमर ! .. ....दृढ-ताप-नुद् पद्म-आकरः वसु-कलः, सुखः च ] त्वं त्वत्-उपसेवने एव उत्क-मनसः मम राजीमत्याः आलम्बनं भव ।

## શબ્દાર્થ

**भक्त**=સેવક.
**अमर**=દેવ.
**अम**=રોગ.
**रा**=આપવું.
**भक्तामर** !=( १ ) સુરા છે સેવકો જેના એવા !, ( २ ) હે ભક્તને રોગ અર્પણ કરનારા !
**त्वत्** ( मू० युष्मद् )=દ્વિતીય પુરૂષવાચક સર્વનામ.
**उपसेवन**=સેવા.
**त्वदुपसेवने**=તારી સેવામાં.
**एव**=જ.
**राजीमत्याः** ( मू० राजीमती )=રાજીમતીના.
**मम** ( मू० अस्मद् )=મારા.
**उत्क**=ઉત્કણ્ઠિત.
**मनस्**=ચિત્ત.
**उत्कमनसः**=ઉત્કણ્ઠિત છે ચિત્ત જેનું એવા.
**दृढ**=કઠોર.
**ताप**=(१) જ્વર, (२) દુઃખ, (३) શોક, (४) ગરમી.
**नुद्**=પ્રેરવું, દૂર કરવું.
**दृढतापनुद्**=(१) કઠોર તાપને દૂર કરનારા; (२) સંબોધનાર્થે.
**त्वं** ( मू० युष्मद )=તું.
**पद्मा**=( १ ) લક્ષ્મી, ( २ ) શોભા.
**पद्म**=પદ્મ
**आकर**=(१) ખાણ, (२) સમૂહ.
**पद्माकरः**=(१) લક્ષ્મીની ખાણ; (२) શોભાનો ભંડાર; ( ३ ) કમળોનો સમૂહ.
**वसु**=(१) દ્રવ્ય, (२) રત્ન; (३) કિરણ, (४) તેજ.
**कला**=કળા.

कल=મનોહર.
वसुकलः—=(૧) દ્રવ્ય(ના ઉપાર્જનને) વિષે કળાવાન્, (૨) રત્નને વિષે કુશળ, (૩) કિરણો અથવા પ્રકાશ વડે મનોહર.
व=ઉપમાવાચક અવ્યય.
सु=શ્રેષ્ઠતાવાચક અવ્યય.
क=જળ.
ला=ગ્રહણ કરવું.
सुकलः=(૧) સુંદર જલને ધારણ કરનાર; (૨) પૈસા કેમ ખરચવા તે જાણનાર, (૩) ચન્દ્ર
खः (મૂ० ख)=(૧) સૂર્ય, (૨) આકાશ
व=(૧) વરૂણ; (૨) રૂદ્ર
सुख=સુખ.
वसुखः=(૧) તેજ વડે સૂર્ય, (૨) કિરણ વડે (ઉપલક્ષિત છે) મણ્ડળ જેનું એવા
व-सुख=(૧) વરૂણથી સુખ છે જેને એવા; (૨) રૂદ્રને સુખ છે જેથી એવા
सुखः=સુંદર સૂર્ય.
असुख=દુઃખ
आर्ति=પીડા.
असुखार्तौ=દુઃખની પીડાને વિષે.
आलम्बनं (મૂ० आलम्बन)=આધાર
भव (ધા० भू)=થા
जले (મૂ० जल)=(૧) જલને વિષે; (૨) જલ નિમિત્તે
जड! (મૂ० जड)=હે જડ!
इ=સંબોધનાર્થક અવ્યય.
पततां (મૂ० पतत्)=(૧) પડતા; (૨) આવતા; (૩) પક્ષીઓના.
जनानां (મૂ० जन)=લોકોના.

## શ્લોકાર્થ

### વિરહિણી રાજીમતીના ઉદ્ગારો—

"સુરો છે સેવકો જેના એવા (હે દેવાધિદેવ)! જડ માર્ગને વિષે પડતા (અર્થાત્ ઉન્માર્ગે જનારા) લોકોનો જેમ તું (તેમનો જ્ઞાન-દાતા તરીકે) આધાર છે, [ **અથવા** હે (મારા જેવા) ભક્ત (જનને વિરહરૂપી) રોગ-દાયક! હે જડ! (મારા લગ્ન પ્રસંગે ગૌરવદાન આપવાને અર્થે એકત્રિત કરેલા) પક્ષિ-જનોને (તેમનો સંહાર કરવારૂપ તેમને) દુઃખ આવી પડતાં જેમ તું તેમનો આધાર બન્યો (અર્થાત્ તેમના ઉપર દયા લાવીને તેમને દુઃખ-મુક્ત કર્યાં ] તેમ જ્યારે મને તારા વિરહરૂપી દુઃખની પીડા થાય છે ત્યારે કઠોર (વિરહરૂપી) અગ્નિને દૂર કરનારો એવો, વળી લક્ષ્મીની ખાણરૂપ (અર્થાત્ દ્રવ્યવાન્), તથા વળી દ્રવ્ય(ના ઉપાર્જનને) વિષે કળાવાન્ [ અથવા ધન, રત્ન અને વસ્તુ (ની પરીક્ષા) માં કુશળ ] એવો તેમજ તેજ વડે સૂર્ય (સમાન અર્થાત્ પ્રતાપી) એવો (એટલે કે ગૃહસ્થના ધર્મોથી અલંકૃત) તું, તારીજ સેવામાં ઉત્કણ્ઠિત ચિત્તવાળી જે હું (**ધારિણી**ની નંદિની) **રાજીમતી** તેનો આધાર થા."

### અથવા

"દેવો છે ભક્ત જેના એવા હે (નાથ)! (તૃષાથી અથવા ગ્રીષ્મ ઋતુના તાપથી) જ્યારે પીડા થાય છે, ત્યારે જલને માટે આવતા જનોનો જેમ કઠોર તાપને નષ્ટ કરનારો તથા સ્વચ્છ જલને ધારણ કરનારો તેમજ **વરૂણ** (રૂપી સ્વામી) દ્વારા સુખ છે જેને એવો પદ્માકર આધાર છે, તેમ [ **અથવા** જ્યારે (દારિદ્ર્યરૂપી) પીડા થાય છે, ત્યારે (તારા જેવા ધનિકની સમીપ) આવતા મનુષ્યોનો જેમ તીવ્ર સંતાપનો સંહાર કરનારો એવો તથા તેજ વડે સૂર્યસમાન (**અર્થાત્**

**તેજસ્વી** ) તેમજ લક્ષ્મીનો ભંડાર છે જેની પાસે એવો દ્રવ્યના વ્યયને જાણનારો ( મનુષ્ય ) આધાર છે, તેમ ] તું, હે જડ ! ( સતી હોવાને લીધે ) તારીજ સેવામાં ઉત્કણ્ઠિત મનવાળી એવી જે હું ( **સત્યભામા**ની બેન ) **રાજીમતી** તેનો આધાર બન."

## અથવા

"હે સુરેશ્વર ! જેમ અત્યંત સંતાપનો નાશ કરનારો એવો, તથા કિરણ વડે ( વ્યાપ્ત છે ) મણ્ડળ જેનું એવો [ અથવા ( ભૂષણરૂપ હોવાથી ) **મહાદેવ**ને સુખકારી એવો ] તેમજ શોભાના ભંડારરૂપ ચન્દ્ર અમૃતનું પાન કરવાને માટે ( અધીરા બનેલા અને એથી કરીને ) દુઃખથી પીડાતા એવા ( ચકોર ) પક્ષિ જનોનો આધાર છે તેમ [ **અથવા** જેમ ( ચક્રવાકના વિરહરૂપી ) કઠોર તાપને હરનારો, પદ્મોને ( વિકસિત કરનાર હોવાથી તેની ) ખાણરૂપ તેમજ કિરણો [ અથવા તેજ ] વડે મનોહર એવો શુભ ( અર્થાત્ ગ્રહણાદિકથી મુક્ત ) સૂર્ય જલાશય પાસે ( વસનારા ચક્રવાક ) પક્ષિ જનોના ( યુગલને રાત્રિ આવી પડતાં વિરહરૂપી ) દુઃખની પીડા જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે તેનો આધાર બને છે, તેમ ] ( સમ્યગ્દર્શનાદિક ) રત્નોની ( પ્રાપ્તિમાં ) કુશળ એવો તું તારીજ સેવા ( કરવામાં ) આતુર છે મન જેનું એવી હું જે ( **ઉગ્રસેન**ના પુત્રી ) **રાજીમતી** તેનો આધાર થા."—૧

## સ્પષ્ટીકરણ

### શ્રીનેમિનાથ—

આ અવસર્પિણી કાલમાં થઇ ગયેલા ચોવીસ તીર્થંકરોમાંના શ્રી**નેમિનાથ** એ જૈનોના બાવીસમા તીર્થંકર છે. એમને **અરિષ્ટ નેમિ**ના નામથી પણ ઓળખવામાં આવે છે. સૌર્યપુરના **સમુદ્રવિજય** રાજાની રાણી **શિવા** દેવી ચૌદ સ્વપ્નો વડે સૂચિત એવા આ પુત્ર-રત્નને શ્રાવણ શુક્લ પંચમીએ જન્મ આપવા ભાગ્યશાળી થઇ હતી. **નેમિનાથ** પ્રભુ બાલ્યાવસ્થામાથીજ વૈરાગ્ય રંગથી રંગાયેલા હોવાને લીધે તેઓ લગ્ન-ગાંઠથી બંધાઇ પોતાની સ્વતંત્રતા વેચવા માંગતા હતા નહિ[1].

એક વખત આ પ્રભુ પોતાના કાકા **વસુદેવ**ના પુત્ર શ્રી**કૃષ્ણ**ની આયુધશાળામાં જઇ ચડ્યા અને ત્યાં તેમણે એવુ અપૂર્વ શૌર્ય બતાવ્યુ કે શ્રીકૃષ્ણ તેમનાથી ભયભીત થઇ ગયા. તેમને શકા થઇ કે આ **નેમિ**કુમાર મારૂ રાજ્ય લઇ લેશે. એટલામાં આકાશ વાણી થઇ કે એઓ તો યોગ્ય વયે દીક્ષા ગ્રહણ કરનાર છે. આ સાંભળીને કૃષ્ણ નિશ્ચિન્ત થયા પરંતુ બંધુ સ્નેહને વશ થઇ તેમણે તેમને પરણાવવા વિચાર કર્યો અને તદર્થે વિવાહ મનાવવાનુ કાર્ય તેમણે પોતાની પત્નીઓને સોંપ્યું. તેઓ પોતાના દીયર **નેમિનાથ**ને જલ-ક્રીડા કરવા લઇ ગઇ અને ત્યાં તેમને અતિશય ઉપાલંભો આપ્યા. આ સંબંધમાં ઉપાધ્યાય શ્રી**વિનયવિજયે** **કલ્પસૂત્ર** ઉપર તેમણે રચેલી **સુબોધિકા** નામની ટીકામાં નીચે મુજબનું વર્ણન કર્યુ છે:—

૧ સરખાવો **સરસ્વતીચન્દ્ર**ના નાટકમાં કુસુમના ઉદ્ગારો:—

" પરણીને પરવશ થઇ રહેવું, પિંજરમાં પૂરાવુ, સુખમાં ફરતાં સ્વતન્ત્ર જીવને બન્ધનમાં બધાવુ. "

निर्वाहकातरतयोद्वहसे न यत् त्वं
कन्या तदेतदविचारितमेव नेमे ! ।
भ्राता तवास्ति विदितः सुतरां समर्थो
द्वात्रिंशदुन्मितसहस्रवधूर्विवोढा ॥ १ ॥—વસન્તતિલકા

"( પ્રથમ રૂકિમણીએ કહ્યું કે ) નિર્વાહ કરવાની કાયરતાથી જો તું કન્યાનું પાણિ-ગ્રહણ નહિ કરે, તો હે **નેમિ** (નાથ) ! તે અવિચારી ( કાર્ય ) છે. (કેમકે ) બત્રીસ હજાર વનિતાઓના વર તરીકે પ્રસિદ્ધ એવા તમારા ભાઇ ( તમારા બધાનુ પોષણ કરવા ) સર્વથા સમર્થ છે. "—૧

ऋषभमुख्यजिनाः करपीडनं
विदधिरे दधिरे च महीशताम् ।
बुभुजिरे विषयांश्च बहून् सुतान्
सुषुविरे शिवमप्यथ लेभिरे ॥ २ ॥—દ્રુતવિલમ્બિત

त्वमसि किं नु नवोऽद्य शिवंगमी
भृशमरिष्टकुमार ! विचारय ।
कलय देवर ! चारुगृहस्थतां
रचय बन्धुमनस्सु च सुस्थताम् ॥ ३ ॥—દ્રુત૦

"( ત્યાર બાદ **સત્યભામા** બોલવા લાગી કે ) **ઋષભ** ( સ્વામી ) પ્રમુખ તીર્થંકરોએ પાણિ-ગ્રહણ કર્યું, પૃથ્વીના સ્વામીપણાને ( અર્થાત્ રાજ્યને ) ધારણ કર્યું, અનેક ( ભોગ-ઉપભોગના ) વિષયો ભોગવ્યા અને વળી તેઓ ઘણા પુત્રોના પિતા (પણ) બન્યા અને તેમ છતાં (અંતમાં) તેમણે મોક્ષ પણ પ્રાપ્ત કર્યો. તો હે **અરિષ્ટ**કુમાર ! શું તું આજે નવો મોક્ષે જનાર છે ? વાસ્તે તું ખૂબ વિચાર કર. હે દીયેર ! તું મનોહર ગૃહસ્થપણું ધારણ કર અને બન્ધુ ( જનો )નાં મનોને સુસ્થ ( ચિન્તા રહિત ) બનાવ. "—૨-૩

अथ जगाद च जाम्बुवती जवात्
शृणु पुरा हरिवंशविभूषणम् ।
स मुनिसुव्रततीर्थपतिर्गृही
शिवमगादिह जातसुतोऽपि हि ॥ ४ ॥—દ્રુત૦

"( આ પ્રમાણે **સત્યભામા** બોલી રહી એટલે ) ત્યાર બાદ **જામ્બુવતી** સત્વર બોલી કે હે **નેમિ**( કુમાર ) સાભળો. પ્રાચીન સમયમાં **હ**રિવંશના ભૂષણરૂપ તે **મુનિસુવ્રત** તીર્થેશ્વર ગૃહવાસમાં રહેવા છતાં અને પુત્રવાન્ બનવા છતાં ( અંતમાં ચારિત્ર ગ્રહણ કરી ) મોક્ષે ગયા. "—૪

पद्मावतीति समुवाच विना वधूटीं
शोभा न काचन नरस्य भवत्यवश्यम् ।

---

१ भावप्रभसूरयस्तु द्वितीयपद्यटीकायां श्रीकृष्णवधूनां षोडशसहस्रसंख्यां निवेदयन्ति ।

**नो केवलस्य पुरुषस्य करोति कोऽपि**
**विश्राममेव विट एव भवेदभार्यः ॥ ५ ॥**—વસન્ત૦

"(આ પછી) **પદ્માવતી** એમ બોલી કે સ્ત્રી વિનાના પુરૂષની અવશ્ય જરા પણ શોભા નથી. એકલા પુરૂષનો કોઇ પણ (માનવ) વિશ્વાસ કરતો નથી, કેમકે પત્ની વિનાનો પુરૂષ જારજ બને."—૫

**सज्ञान्ययात्राशुभसङ्घसार्थ-**
**पर्वोत्सवा वेश्म विवाहकृत्यम् ।**
**उद्यानिकापुङ्खणपर्षदश्च**
**शोभन्त एतानि विनाऽङ्गनां नो ॥ ६ ॥**—ઇન્દ્રવજ્રા

"(ત્યાર બાદ **ગાન્ધારી** બોલી કે) નવોઢા સ્ત્રીના સારા જ્ઞાતિ-મિત્રો, યાત્રા, શુભ સંઘ, સાર્થ, પર્વ, મહોત્સવ, ઘર, લગ્નનુ કાર્ય, ઉજાણી, (વિવાહમાં) પોંખવું તેમજ સભા એ બધું સુન્દરી વિના શોભતું નથી."—૬

**अज्ञानभाजः किल पक्षिणोऽपि**
**क्षितौ परिभ्रम्य वसन्ति सायम् ।**
**नीडे स्वकान्तासहिताः सुखेन**
**ततोऽपि किं देवर ! मूढदृक् त्वम् ? ॥ ७ ॥**—ઉપજાતિ

"(**ગૌરી**એ એમાં ઉમેરો કર્યો કે) ખરેખર અજ્ઞાની એવા પક્ષીઓ પણ ભૂમિ ઉપર રખડ્યા પછી સાંજના સુખેથી પોતાના માળામાં પોતાની કાન્તા સાથે રહે છે, તો હે દીયર ! શું તેનાથી પણ તમે અધિક મૂઢ દૃષ્ટિવાળા છો ?"—૭

**स्नानादिसर्वाङ्गपरिष्क्रियायां**
**विचक्षणः प्रीतिरसाभिरामः ।**
**विश्रम्भपात्रं विधुरे सहायः**
**कोऽन्यो भवेन्नूनमृते प्रियायाः ? ॥ ८ ॥**—ઉપ૦

"(આ સાંભળીને **લક્ષ્મણા**એ કહ્યું કે) પ્રિયાના સિવાય બીજો કોણ સર્વ શરીરના સ્નાનાદિક સંસ્કારમાં ચતુર, પ્રીતિ-રસ વડે મનોહર તથા વિશ્વાસ ભાજન હોઇ શકે અને વિધુર (અવસ્થા)માં મદદગાર બને !"—૮

**विना प्रियां को गृहमागतानां**
**प्राघूर्णकानां मुनिसत्तमानाम् ।**
**करोति पूजाप्रतिपत्तिमन्यः**
**कथं च शोभां लभते मनुष्यः ? ॥ ९ ॥**—ઉપ૦

"(ત્યાર પછી **સુસીમા**એ કહ્યું કે) ઘેર આવેલા પરોણાની તેમજ મુનિવરોની પૂજાની ક્રિયા પ્રિયા વિના કોણ કરે તેમજ (તેવા) મનુષ્યને શોભા (પણ) કેમ મળે ?"—૯

આ પ્રમાણેના ઉપાલંભો સાંભળી પ્રભુથી રહેવાયું નહિ એટલે તેઓ હસી પડ્યા. આથી શ્રીકૃષ્ણની સ્ત્રીઓ એમ માની બેઠી કે તેમણે વિવાહ કરવા સંમતિ દર્શાવી છે. આ વાતની શ્રીકૃષ્ણને તેઓએ વધામણી આપી એટલે તેમણે ( **કંસના** પિતા ) **ઉગ્રસે**નની પુત્રી **રાજીમતી** સાથે તેમની સગાઇ કરી. લગ્ન દિવસ નજીક આવતાં ભારે ઉત્સાહપૂર્વક **કૃષ્ણ નેમિનાથ**ને સાથે લઇને છપ્પન કોટિ યાદવોની જાન સહિત **ઉગ્રસેન** રાજાને ત્યાં ગયા.

તોરણે આવતાં **નેમિનાથ** પ્રભુએ પશુઓનો અતિશય કરૂણ પોકાર સાંભળ્યો. તેનું કારણ પોતે જાણતા હોવા છતાં તે વાતનો ખુલાસો કરવા તેમણે પોતાના રથના સારથિને કહ્યું. તેણે ઉત્તરમાં જણાવ્યું કે આપના લગ્ન પ્રસંગે ભોજન આપવાને અર્થે અત્ર પશુ-પક્ષીઓને એકત્રિત કરવામાં આવ્યાં છે; આ સાંભળતાંજ દયાના સાગર એવા **નેમિનાથે** પોતાનો રથ તે પ્રાણીઓની સમીપ લઇ જવાને સારથિને સૂચવ્યું. આ પ્રાણીઓની દયાજનક સ્થિતિ જોઇને તરતજ તેમણે તેમને છોડાવી મૂક્યાં અને પોતાના રથને પાછો પોતાના ગૃહ તરફ વાળવા સારથિને ફરમાવ્યું.

**નેમિ**કુમારને પાછા વળતાં જોઇને તેમના માત-પિતાએ તથા તેમનાં અન્ય સગા-સંબંધીઓએ તેમને ઘણા સમજાવ્યા, પરંતુ તે એકના બે થયા નહિ અને તેમણે ગૃહ તરફ પ્રયાણ કર્યું. આથી **રાજીમતી** અતિશય દારૂણ વિલાપ કરવા લાગી.

આ પ્રસંગને લક્ષ્યમાં રાખીને કવિરાજ **રાજીમતી**ના મુખથી તેમને ઉપાલંભો અપાવે છે. એક પછી એક વિવિધ પ્રકારના ઉપાલંભોની શ્રેણિ આ ૪૪ શ્લોકના કાવ્યમાં છેક ૩૫ શ્લોક પર્યંત દૃષ્ટિ-ગોચર થાય છે.

## છંદાદિક સંબંધી વિચાર—

આ કાવ્ય શ્રી**માનતુંગ**સૂરિકૃત **ભક્તામર-સ્તોત્ર**ના ચતુર્થ ચરણની પાદ-પૂર્તિરૂપ છે, એથી કરીને આના પ્રત્યેક પદ્યમાં આ સ્તોત્રના પ્રત્યેક પદ્યનું અંતિમ ચરણ દૃષ્ટિ-ગોચર થાય એ સ્વાભાવિક છે. પરંતુ અત્ર તો વિશેષતા એ છે કે આ કાવ્યનો પ્રારંભ પણ ઉપર્યુક્ત સ્તોત્રના ' भक्तामर ' એવા પ્રારમ્ભિક પદથી થાય છે.

આ કાવ્ય વસન્તતિલકા છંદમાં રચાયેલું છે અને તેનું લક્ષણ ' उक्ता वसन्ततिलका तभजा जगौ गः ' એમ આપવામાં આવે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે એ તગણથી શરૂ થાય છે. આથી આ સંબંધમાં એમ પ્રશ્ન ઉઠાવવામાં આવે છે કે તગણનું ફળ શૂન્ય હોવાથી[1] આ ગણથી કાવ્ય શરૂ કરવું શું ઇષ્ટ છે ? આના સમાધાનાર્થે નિવેદન કરવાનું કે ભગણ[2] અને યગણ એ ભૃત્ય ( ચાકર ) ગણો છે, જ્યારે જગણ અને તગણ ઉદાસીન છે. તેમાં ઉદાસીન ગણની પછી જો

૧ આ સંબંધમાં જુઓ શ્રીમેરૂવિજયકૃત **ચતુર્વિંશતિ-જિનાનન્દ-સ્તુતિ**ના પ્રથમ પદ્યનું સ્પષ્ટીકરણ ( પૃ० ૪ ).

૨ સરખાવો—

" मनौ मित्रे भयौ भृत्या—वुदासीनौ जतौ स्मृतौ ।
रसावरी नीचसंज्ञौ, द्वौ द्वावेतौ मनीषिभिः ॥ "

ભૃત્યગણુ આવે તો શુભ થાય અને જય મળે.[1] આ હકીકત તો વસન્તતિલકા છંદને લાગૂ પડે છે, કેમકે તેમાં પ્રથમ તગણુ છે અને ત્યાર બાદ ભગણુ છે.

જો કે આ પ્રમાણે ઉપર્યુક્ત પ્રશ્નનું સમાધાન થઇ જાય છે, છતાં પણુ 'भः प्रभुक्षोभकारकः' અર્થાત્ ભ એ અત્યંત ખળભળાટ કરનાર છે, વાસ્તે એ અક્ષરથી કાવ્યનો પ્રારંભ કરવો ઉચિત નથી એવો નવીન પ્રશ્ન ઉદ્ભવે છે.

આનો ઉત્તર એ છે કે વર્ણુ-શુદ્ધિની બાબતમાં સંયોગવાળા ભકારનો નિષેધ કરવામાં આવ્યો છે, પરંતુ એકલો ભકાર તો ભગવાન્‌ને જણાવનાર હોવાથી તે હાનિકારક નથી.[2]

હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે 'ભક્તામર'માં જે 'મર' એવો અપશબ્દ આવે છે તે ઠીક નથી તેનું શું ? આનું સમાધાન એ છે કે 'आ' એ મન્ત્ર-બીજ છે અને કાવ્યની આદિમાં તેમજ અન્તમાં તેનો પ્રયોગ કરવાથી કાવ્ય સમાપ્ત થાય છે. વળી 'आ' એ અક્ષર ચક્રેશ્વરી મન્ત્રનું બીજ છે એવી આમ્નાયિકા પણુ છે.

* * * *

पित्रोर्मुदे सह मयोपयमं यदीन्द्र !
  नोरीकरिष्यसि तदा तव काऽत्र कीर्तिः ? ।
जग्राह यो हि गृहिकर्म विधाय वृत्तं
  स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥ २ ॥

**टीका**

हे इन्द्र !–हे स्वामिन् ! यदि–चेत् त्वं उपयमं–विवाहं न उरीकरिष्यसि । कया सह ? मया सह । कस्यै ? पित्रोः–मातरपितरयोर्मुदे–हर्षाय । तदाऽत्र-लोके तव का कीर्तिः–कीदग् यशः ? न काऽपि, अथवा कुत्सिता कीर्तिरित्यर्थः, साभ्यसूयवचनत्वात् । एतदेव द्रढयति–हीति निश्चितं यो मरुदेवासुतः वृत्तं–दीक्षां जग्राह–गृह्णाति स्म । किं कृत्वा ? गृहिकर्म विधाय–विवाहादिभोगकृत्यं कृत्वा । यत्तदोर्नित्यसंबन्धात् किलेति सत्ये अहं तं प्रथमं जिनेन्द्रं–ऋषभं स्तोष्ये । अपिशब्दादन्येऽपि विचक्षणजनाः स्तोष्यन्ते । अथवा प्रथमं जिनेन्द्रं ऋषभं, अपिशब्दादन्यानपि ईदृशान् जिनान् स्तोष्ये–स्तुतिमार्गं नेष्यामि । अतस्त्वां विहाय अन्ये सर्वेऽपि जिनाः कीर्तनीया इति काकुः । अत्र मल्लिस्तु स्त्रीवेदत्वादनपेक्षितः । इति प्रथमोऽर्थः ॥

अथ द्वितीयोऽर्थः—यः अहि इति, अत्र अकारप्रश्लेषः, न विद्यते हे संबोधनं "हे कमलनेत्रे ! अत्रैहि, मम समीपं निषीद" इत्यादिलक्षणं तद् अहि । नपुंसके सन्ध्यक्षराणां ह्रस्वत्वम् । एवंविधं गृहिकर्म विधाय अपरिणीतत्वात् स्त्रीवर्जितं गृहिकार्यं कृत्वा यो भवान् नेमिः वृत्तं जग्राह ।

૧ આ ઉપરાંત મિત્ર ગણુની પાછળ મિત્રગણુ આવે તો ઉત્કૃષ્ટથી જૂદું જ ફળ આવે છે અને વળી બીજા સર્વે ગણોનો યોગ શુભ ફલદાયક નથી એમ પણ્ડિતો માને છે.

૨ આ સંબંધમાં જુઓ શ્રીભટ્ટકેદારકૃત વૃત્તરત્નાકરની નારાયણુભટ્ટે રચેલી વૃત્તિ.

किलेत्यसत्ये । अहं अपिशब्दादन्यो मत्सदृशो जनः प्रथमं–प्राक् तं जिनेन्द्रं–त्वां अरिष्टनेमिं स्तोष्ये, किलाव्ययस्यालीकार्थत्वात् तव स्तुतिं न करिष्यामीत्यर्थः । इति द्वितीयोऽर्थः ॥

अथ तृतीयोऽर्थः—यः–कृष्णः अहिः–सूर्य इव, "अहिः सूर्ये" इति महीपानेकार्थकोषे, तेजस्वी यो गृही तस्य कर्म–विहारिकार्यं तस्य या विधा–क्रिया भोगविलासादिका तस्या आयो –लाभो यस्मिंस्तत् एवंविधं यद् वृत्तं–शीलं जग्राह । एतेन जनार्दनेन षोडशसहस्रसंख्यामितकलत्राणि परिणीतानि, तैः सह विलासो लोकैः प्रशस्यगृहस्थावासो गीयते । किलेति सत्ये । अहमपि तं प्रथमं जिनेन्द्रं–नारायणस्वामिनं स्तोष्ये । "मार्जजिनौ कुमोदकः" इति हैमः (का० २, श्लो० १३०)। एतेन एककलत्रनिर्वाहेऽपि त्वं असमर्थोऽसि, भीरुकत्वेन निरुद्यमत्वादिति काकुः । इति तृतीयोऽर्थः ॥

अथ लौकिकदृष्टान्तेनापि चतुर्थोऽर्थः—य–ईश्वरो हि–निश्चितं गृहिकर्म विधाय–हिमाचलपुत्रीं परिणीय वृत्तं भिक्षाटनलक्षणं जग्राह–भिक्षाटनं चकार। अहमपि प्रथमं जिनेन्द्रं–वृषाङ्कं ( शिवं ) स्तोष्ये । त्वत्तो वामदेवः श्रेष्ठः, यतो भिक्षाटनेनापि स्त्रीनिर्वाहकारकोऽभवत्, उमोपरि परमप्रीतित्वात् । गौरीशिवयोरप्रतिमप्रीतिप्रवर्तनं प्रसिद्धमिति । त्वं तु महत्यां समृद्धौ सत्यामपि स्त्रीविमुखोऽसि. तेन तव काऽत्र कीर्तिरिति निश्चितम् । जिन–ईश्वरः स चासौ इन्द्रः–स्वामी च जिनेन्द्रः । यतः—

"कन्दर्पवीरे निहते जिनेन
किं दुःखितं बाढमभूत् तदानीम् ।
इदं मया स्पष्टतरं तु प्रोक्तं
न वेत्ति मोघं वहते स गर्वम् ॥ १ ॥"–उपजातिः

इति द्वितीयकाव्यार्थः ॥ २ ॥

**अन्वयः**

( हे ) इन्द्र ! यदि ( त्वं ) पित्रोः मुदे मया सह उपयमं न ऊरीकरिष्यसि, तदा तव अत्र का कीर्तिः ? यः हि ( अथवा अहि–) गृहिन्–कर्म विधाय वृत्तं जग्राह, तं प्रथमं जिन-इन्द्रं ( अपि ) अहं अपि किल स्तोष्ये [ अथवा यः अहि–गृहिन्–कर्म–विधा–आय–वृत्तं जग्राह, तं प्रथमं जिन–इन्द्रं अहं अपि किल स्तोष्ये ] ।

**શબ્દાર્થ**

पित्रोः ( मू० पितृ )=માત-પિતાના.
मुदे ( मू० मुद् )=હર્ષને માટે.
सह=સહિત, સાથે.
मया ( मू० अस्मद् )=મારી.
उपयमं ( मू० उपयम ) લગ્નને
यदि=જો.
इन्द्र ! ( मू० इन्द्र )=હે નાથ !
न=નહિ.
ऊरीकरिष्यसि ( धा० कृ )=તું સ્વીકારશે.
तदा=તો.
तव ( मू० युष्मद् )=તારી.
का ( मू० किम् )=( १ ) શું; ( २ ) ખરાબ.
अत्र=આ લોકમાં.
कीर्तिः ( मू० कीर्ति )=આબરૂ.
जग्राह ( धा० ग्रह् )=ગ્રહણ કર્યું.
यः ( मू० यद् )=જે.
यः ( मू० य )=( १ ) કૃષ્ણ, નારાયણ; ( २ ) મહાદેવ.

हि=निश्चयवाचक अव्यय.
गृहिन्=गृहस्थ.
कर्मन्=कार्य.
गृहिकर्म=गृहस्थनुं कार्य.
हे=संबोधनार्थक अव्यय.
अहि=( १ ) ( हे कमलाक्षी ! अत्र आव, मारी पासे बेस इत्यादि ) संबोधनथी रहित; ( २ ) सूर्य.
अहिगृहिकर्म=हे मृगलोचनी ! मारी समीप बेस इत्यादि संबोधनथी रहित एवा गृहस्थना कार्यने
विधाय ( धा० धा )=करीने.
वृत्तं ( मू० वृत्त )=दीक्षाने, चारित्रने.
विधा=विधान
आय=लाभ.
अहिगृहिकर्मविधायवृत्तं=सूर्यना जेवा गृहस्थना कर्मना विधानने लाभ छे जेमां एवा वृत्तने.
स्तोष्ये ( धा० स्तु )=हुं स्तुति करीश.
किल=( १ ) निश्चयवाचक अव्यय; ( २ ) असत्यता-सूचक अव्यय
अहं ( मू० अस्मद् )=हुं
अपि=पण
तं ( मू० तद् )=ते.
प्रथमं ( मू० प्रथम )=प्रथम.
 ,, =पहेला ( अव्यय )
जिन=( १ ) सामान्य केवली, ( २ ) नारायण; ( ३ ) महादेव.
जिनेन्द्रं ( मू० जिनेन्द्र )=( १ ) जिनेश्वरने; ( २ ) नारायण नाथने, ( ३ ) शंकर स्वामीने.

## श्लोकार्थ

" हे नाथ ! जो तुं मात-पिताना हर्षनी खातर मारी साथे लग्न स्वीकारशे नहि ( अर्थात् मारुं पाणि-ग्रहण नहि करशे ), तो आ जगत्मां तारी शी आबरू ! (विशेषमां जे नाभि-नन्दने) ( विवाहादिक ) गृहस्थनुं कार्य कर्या बाद दीक्षा ग्रहण करी ते प्रथम जिनेश्वरनी ( तो ) हुं पण[1] नक्की स्तुति करीश [ अथवा ' हे ( मृगाक्षी ! अत्र आव, मारी पासे बेस ' इत्यादि ) संबोधनथी रहित एवुं ( अर्थात् लग्न कर्या विनानुं ) गृहस्थ-कर्म करीने जे ( तें ) दीक्षा ग्रहण करी ते तुं जिनेश्वर ( अरिष्टनेमि )नी प्रथम तो हुं पण स्तुति नहि करीश ( केमके तें अनुचित कार्य कर्युं छे ) ]. "

## अथवा

"हे स्वामिन् ! जो तुं माता-पिताने खुशी करवाने माटे मारी साथेना लग्न कबूल राखशे नहि, तो तारी आबरू खराब गणाशे. (वळी) सूर्यसमान ( तेजस्वी ) एवा गृहस्थना कर्मना विधानने लाभ छे जेमां एवा ( अर्थात् सोळ हजार सुन्दरीओनी साथे लग्न-गांठथी जोडावाना एवा ) वृत्तने जेणे ग्रहण कर्युं, ते नारायण नाथनी खरेखर ( सौथी ) पहेलां हुं पण स्तुति करीश (केमके तुं तो बीकण होवाने लीधे के निरुद्यमी होवाने लीधे एक नारीनो पण निर्वाह करवा असमर्थ छे, ज्यारे नारायण तो सोळ हजार सुंदरीओनुं पूरुं करवा समर्थ छे ) [ अथवा जे ( महादेवे ) खरेखर ( पार्वतीनुं पाणि ग्रहण करवारूप ) गृहस्थने योग्य कार्य करीने ( भिक्षाटनरूपी ) वृत्तने ग्रहण कर्युं ते महादेव ( वृषभेश्वर )नी हुं पण खरेखर प्रथमतः स्तुति करीश ( कारण के भीख मागीने पण ते पोतानी पत्नीनो निर्वाह करवा सर्वदा कटि-बद्ध छे, ज्यारे तुं तो धनिक होवा छतां ते कार्य करी शकतो नथी ). "—२

* * * * * *

१ अत्र 'पण' शब्दथी मारा जेवा अन्य जनो पण तेमनी स्तुति करशे एवो अर्थ नीकळे छे. परंतु 'पण' शब्दनो अन्वय जो प्रथम जिनेश्वरनी साथे करवामां आवे अर्थात् प्रथम जिनेश्वरनी पण एम उल्लेख करवामां आवे, त्यारे गृह-कार्य करी दीक्षा लेनारा एवा अजितस्वामी प्रमुख अन्य जिनेश्वरोनी पण हुं स्तुति करीश एवो अर्थ स्फुरे छे.

रम्यं गृहं च रमणीं रमणीयराढां
भोगान् समं प्रवरबन्धुजनैरपास्य ।
तारुण्ययुग् यदुपते ! त्वदृतेऽङ्ग दीक्षा-
मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ? ॥ ३ ॥

### टीका

अङ्ग इति संबोधने । हे यदुपते ! कोऽन्यो जनः सहसा-शीघ्रं दीक्षां ग्रहीतुमिच्छति-वाञ्छति ? न कोऽपीत्यर्थः । कस्मात् ? त्वत् ऋते-त्वां विना । किं कृत्वा ? रम्यं गृहं च-पुनः रमणीयराढां-मनोहरशोभां एवंविधा रमणीं-प्रियां पुनः भोगान् अपास्य-त्यक्त्वा । कैः समं ? बन्धुजनैः-सहोदरादिभिर्जनैः समं-सार्धम् । कथंभूतोऽन्यो जनः ? तारुण्ययुग् , यौवनयुक्त इति ॥३॥

### अन्वयः

अङ्ग 'यदु'-पते ! रम्यं गृहं रमणीय-राढां रमणीं प्रवर-बन्धु-जनैः समं भोगान् ( च ) अपास्य त्वत् ऋते कः तारुण्य-युग् जनः सहसा दीक्षां ग्रहीतुं इच्छति ? ( न कः अपि )।

### શબ્દાર્થ

रम्यं ( मू० रम्य )=મનોહર.
गृहं ( मू० गृह )=ઘરને.
च=અને.
रमणीं ( मू० रमणी )=સુંદરીને.
रमणीय=મનોહર, ચિત્તાકર્ષક.
राढा=શોભા.
रमणीयराढां=ચિત્તાકર્ષક શોભા છે જેની એવી.
भोगान् ( मू० भोग )=ભોગોને.
समं=સાથે, યુક્ત.
प्रवर=ઉત્તમ.
बन्धु=બાન્ધવ.
जन=લોક.
प्रवरबन्धुजनैः=ઉત્તમ બંધુ-જનોથી.
अपास्य ( धा० अस् )=દૂર ફેંકી દઇને, તજી દઇને.
तारुण्य=યૌવન, જુવાની.
युज्=જોડનાર.
तारुण्ययुग्=યૌવનથી યુક્ત, યુવક.
यदु=યદુ.
पति=નાથ.
यदुपते !=હે યદુ-નાથ, હે નેમિનાથ !
त्वत् ( मू० युष्मद् )=તારા.
ऋते=વિના.
अङ्ग=સંબોધનવાચક અવ્યય.
दीक्षा ( मू० दीक्षा )=દીક્ષાને, ચારિત્રને.
अन्यः ( मू० अन्य )=અપર.
कः ( मू० किम् )=કોણ.
इच्छति ( धा० इष् )=વાંછે.
जनः ( मू० जन )=મનુષ્ય.
सहसा=એકદમ.
ग्रहीतुं ( धा० ग्रह् )=ગ્રહણ કરવાને.

### શ્લોકાર્થ

" હે યદુ-નાથ ! મનોહર મંદિરને તથા ચિત્તાકર્ષક સૌન્દર્યવાળી સુંદરીને તેમજ ઉત્તમ બંધુ-જનોની સાથેના ભોગોને ( એકદમ ) ત્યજી દઇને તારા સિવાય કયો અન્ય યુવક એકદમ દીક્ષા લેવાને ઇચ્છે ?"—૩

* * * * *

रोद्धुं क्षमो जिन ! करोऽपि ममाबलाया–
स्त्वामुद्बलं हि भवदागमजातवीर्यः ।
न स्यान्मुनीश ! लवणेशगृहीतशक्तिः
को वा तरीतुमलमम्बुनिधिं भुजाभ्याम् ? ॥ ४ ॥

टीका

हीति निश्चितम् । हे जिन ! ममाबलाया अपि करो–हस्तस्त्वां रोद्धुं क्षमः–समर्थो वर्तते । ( कथंभूतः करः ? 'भवदागमजातवीर्यः' भवत आगम–सिद्धान्त आगमनं वा तेन जातम्–उत्पन्नं वीर्यं–बलं यस्य सः ) । कथंभूतं त्वां ? उद्बलम्–उत्कटपराक्रमम् । वा इति पक्षान्तरं करोति–हे मुनीश ! को नरोऽम्बुनिधिं–समुद्रं तरीतुमलं–समर्थो न स्यात् ? अपितु स्यादेवेत्यर्थः । काभ्यां ? भुजाभ्याम् । कथंभूतः कः ? 'लवणेशेति'[1] लवणसमुद्रसुराद् गृहीता–प्राप्ता शक्तिः–सामर्थ्यं येन स इति ॥ ४ ॥

अन्वयः

( हे ) जिन ! मम अबलायाः अपि भवत्–आगम–जात वीर्यः करः उद्–बलं ( अपि ) त्वां रोद्धुं हि क्षमः । वा (हे) मुनि–ईश ! लवण–ईश–गृहीत–शक्तिः कः अम्बु–निधिं भुजाभ्यां तरीतुं अलं न स्यात् ? ।

શબ્દાર્થ

रोद्धुं ( धा० रुध् )=રોકવાને.
क्षमः ( मू० क्षम )=સમર્થ.
जिन ! ( मू० जिन )=હે વીતરાગ !
करः ( मू० कर )=કરેત, હાથ
अपि=પણ.
मम ( मू० अस्मद् )=મારો.
अबलायाः ( मू० अबला )=નારીનો.
त्वां ( मू० युष्मद् )=તને.
उद्=પ્રબલતાસૂચક અવ્યય.
बल=પરાક્રમ.
उद्बलं=પ્રબળ છે પરાક્રમ જેનું એવા.
हि=નિશ્ચયવાચક અવ્યય.
भवत्=આપ.
आगम=(૧) સિદ્ધાન્ત; (૨) આગમન.
जात ( धा० जन् )=ઉત્પન્ન થયેલ.
वीर्य=બળ.
भवदागमजातवीर्यः=આપના સિદ્ધાન્ત [ અથવા આગમન ]થી ઉત્પન્ન થયું છે બળ જેને વિષે એવો.
न=નહિ.
स्यात् ( धा० अस् )=થાય.
मुनि=યોગી, સાધુ.
ईश=નાથ, સ્વામી.
मुनीश !=હે યોગીશ્વર !
लवण=લવણ ( સમુદ્ર ).
गृहीत ( धा० ग्रह् )=ગ્રહણ કરેલ.
शक्ति=શક્તિ.
लवणेशगृहीतशक्तिः=લવણ ( સમુદ્ર )ના સ્વામી પાસેથી ગ્રહણ કરી છે શક્તિ જેણે એવો.
कः ( मू० किम् )=કોણ.
वा=અથવા.
तरीतुं ( धा० तॄ )=તરી જવાને.
अलं=સમર્થ.
अम्बु=જલ.
निधि=ભંડાર.
अम्बुनिधिं=સમુદ્રને.
भुजाभ्यां ( मू० भुज )=બે હાથ વડે.

---

1 'लवणेशेत्यादि' इति क–पाठः ।

2 જૈન માન્યતા પ્રમાણે જે દ્વીપમાં આપણે વસીએ છીએ, તે જમ્બૂ-દ્વીપ છે. આ દ્વીપની ચારે બાજુએ આવી રહેલા સમુદ્રને લવણના નામથી ઓળખાવવામાં આવે છે. આ સમુદ્રનું જળ તેના નામ ઉપરથી સૂચન થાય છે તેમ ખારૂં છે. એના સંબંધી વિશેષ માહિતી માટે જુઓ જીવાભિગમ તથા પ્રશ્નવ્યાકરણ.

## શ્લોકાર્થ

"હે વીતરાગ ! આપના સિદ્ધાન્ત [ અથવા આગમન ]થી ઉત્પન્ન થયું છે બળ જેને વિષે એવો મારો અબળાનો પણ હસ્ત પ્રબળ પરાક્રમવાળા આપને રોકવાને ( અર્થાત્ તોરણેથી નહિ પાછા ફરવા દેવામાં ) ખરેખર સમર્થ છે; કેમકે હે યોગીશ્વર ! લવણ ( સમુદ્ર )ના સ્વામી પાસેથી પ્રાપ્ત કર્યું છે પરાક્રમ જેણે એવો કોણ સમુદ્રને બે હાથ વડે તરી જવામાં સમર્થ ન થાય !"—૪

* * * * *

भद्रं चकर्थ पशवेऽपि यथा तथा त्वं
तूर्णं कृपापर ! ममैह्यसुरक्षणार्थम् ।
रिष्टाश्रितां खलु धवो महिलां समन्तुं
नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ? ॥ ५ ॥

## टीका

हे कृपापर !–हे दयाप्रवीण ! तथा त्वं तूर्णं–क्षिप्रं मम असुरक्षणार्थं–प्राणरक्षणाय एहि–आगच्छ । यथा त्वं भद्रं–कल्याणं चकर्थ–करोषि स्म । कस्मै ? पशवेऽपि–हरिणादितिर्यग्जातयेऽपि दृष्टान्तेन । खलु इति निश्चितम् । धवः–पतिः महिलां–भार्यां किं नाभ्येति–संमुखं न गच्छति ? अपि(तु) गच्छत्येव । किमर्थं ? निजशिशोः–स्वकीयबालकस्य परिपालनार्थम् । कथंभूतां महिलां ? समन्तुं–सापराधामपि । पुनः किंभूतां महिलां ? रिष्टाश्रितां–कष्टाक्रान्तामिति । "रिष्टं क्षेमेऽशुभे च" इत्यनेकार्थः ॥ ५ ॥

## अन्वयः

( हे ) कृपा–पर ! यथा त्वं पशवे अपि भद्रं चकर्थ, तथा मम असु–रक्षण–अर्थं तूर्णं एहि । किं धवः निज–शिशोः परिपालन–अर्थं सह–मन्तुं, रिष्ट–आश्रितां महिलां खलु न अभ्येति ? ।

## શબ્દાર્થ

भद्रं ( मू० भद्र )=કલ્યાણને.
चकर्थ ( धा० कृ )=તેં કર્યું.
पशवे ( मू० पशु )=પશુ પ્રતિ.
अपि=પણ.
यथा=જેમ.
तथा=તેમ.
त्वं ( मू० युष्मद् )=તું.
तूर्णं=સત્વર.
कृपा=દયા.
पर=તત્પર.
कृपापर !=હે દયા કરવામાં તત્પર !
मम ( मू० अस्मद् )=મારા.
एहि ( धा० इ )=તુ આવ.
असु=પ્રાણ.
रक्षण=બચાવ.
असुरक्षणार्थं=પ્રાણ બચાવવાને માટે.
रिष्ट=કષ્ટ.
आश्रित ( धा० श्रि )=આશ્રય લીધેલ.
रिष्टाश्रितां=કષ્ટ વડે આક્રાન્ત.
खलु=ખરેખર, નક્કી.
धवः ( मू० धव )=પતિ.
महिलां ( मू० महिला )=ભાર્યાને.
सह=સહિત.
मन्तु=અપરાધ.

अपराद्धां=અપરાધીને.
न=નહિ.
अभ्येति ( धा० इ )=સંમુખ જાય છે.
किं=શું.
निज=પોતાના.
शिशु=બાળક.
निजशिशोः=પોતાના બાળકના.
परिपालनार्थं ( मू० परिपालन )=રક્ષણાર્થે.

## શ્લોકાર્થ

" હે દયા ( કરવા)માં તત્પર ( નાથ ) ! જેમ તેં પશુનું પણ કલ્યાણ કર્યું તેમ તું મારા પ્રાણના રક્ષણ અર્થે ( મારી સમીપ ) સત્વર આવ. પોતાના બાળકના બચાવ અર્થે કષ્ટમાં સપડાયેલી એવી અપરાધી ભાર્યાની સંમુખ શું તેનો પતિ ખરેખર જતો નથી ?"—૫

* * * * *

तीक्ष्णं वचोऽप्यभिहितं मयका हितं यत्
तत् ते भविष्यतितरां फलवृद्धिसिद्धयै ।
यद्धेलिधाम तपतीश ! भृशं निदाघे
तच्चारुचूतकलिकानिकरैकहेतुः ॥ ६ ॥

## टीका

हे ईश ! मया एव मयका यत् तीक्ष्णं-भवदीयकर्णपुटानीप्सितमपि वचः हितं-हितकृत् अभिहितं-कथितम् । तद् वचः कर्तृपदं ते-तव फलवृद्धिसिद्धयै भविष्यतितराम्, फलस्य राज्यादि-समृद्धिसुखलक्षणोदयस्य प्रवर्धननिष्पत्तये इति । दृष्टान्तमाह—यत्तदित्यव्ययौ हेत्वर्थे । यत् हेलि-धाम-सूर्यकिरणः भृशम्-अत्यर्थं निदाघे-उष्णकाले तपति, तत् चारवः-मनोहराः चूतस्य-आम्रस्य कलिका-मञ्जर्यस्तासां निकरैकहेतुः-समूहैककारणमस्ति इति स्पष्टम् ॥ ६ ॥

## अन्वयः

( हे ) ईश ! मयका यद् तीक्ष्णं अपि हितं वचः अभिहितं, तद् ते फल-वृद्धि-सिद्धयै भविष्यति-तराम् । यद् निदाघे हेलि-धाम भृशं तपति, तद् चारु-चूत-कलिका-निकर-एक-हेतुः ( अस्ति ) ।

## શબ્દાર્થ

तीक्ष्णं ( मू० तीक्ष्ण )=કટુ, કઠોર.
वचः ( मू० वचस् )=વચન.
अपि=પણ.
अभिहितं ( मू० अभिहित )=કથન કરાયું.
मयका ( मू० अस्मद् )=મારાથી.
हितं ( मू० हित )=કલ્યાણકારી.
यद् ( मू० यद् )=જે.
तद् ( मू० तद् )=તે.
भविष्यतितरां ( धा० भू )=અત્યંત થશે.
फल=ફળ.
वृद्धि=વધારો.
सिद्धि=સિદ્ધિ.
फलवृद्धिसिद्धयै=ફળની વૃદ્ધિની સિદ્ધિને માટે.
यद्=જે કારણને લીધે.
हेलि=સૂર્ય.
धामन्=કિરણ.
हेलिधाम=સૂર્યનું કિરણ.
तपति ( धा० तप् )=તપે છે.
ईश ! ( मू० ईश )=હે નાથ !
भृशं=અત્યંત.
निदाघे ( मू० निदाघ )=ગ્રીષ્મ (ઋતુ)માં, ઉનાળામાં.
तद्=તેથી કરીને.

चारु=મનોહર.
चूत=આમ્ર, આંબો.
कलिका=મંજરી, મોર.
निकर=સમૂહ.
एक=અદ્વિતીય, અસાધારણ.
हेतु=કારણ.
चारुचूतकलिकानिकरैकहेतुः=મનોહર આંબાના મોરના સમૂહના અદ્વિતીય કારણ (રૂપ).

### શ્લોકાર્થ

"હે નાથ ! મેં જે કઠોર ( અપ્રિય ) પણ હિતકારી વચન ( આપને ) કહ્યું, તે વચન ( રાજ્યાદિક સમૃદ્ધિના સુખની પ્રાપ્તિરૂપ ) ફળની વૃદ્ધિની સિદ્ધિને માટે થશે, ( કેમકે ) ગ્રીષ્મ ( ઋતુ )માં સૂર્ય-કિરણ અત્યંત તપે છે, ( પરંતુ ) તેથી કરીને તો તે મનોહર આમ્ર-મંજરીના અદ્વિતીય હેતુરૂપ બને છે."—૬

* * * * *

आगच्छ कृच्छ्रहर ! हृच्छयचित्रपुङ्ख-
लक्षीकृतां कृशतनुं क्षम ! रक्ष मां त्वम् ।
त्वत्सङ्गमे क्षयमुपैष्यति मेऽतिदुःखं
सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥ ७ ॥

### टीका

हे कृच्छ्रहर !—हे कष्टनिवारक ! त्वं आगच्छ—अत्रैहि । हे क्षम !—हे समर्थ ! त्वं मां रक्ष, मम संयोगकवचं धारयेत्यर्थः । यतः कथंभूतां मां ? 'हृच्छेति' हृच्छयः—कन्दर्पस्तस्य चित्रपुङ्खो—बाणस्तेन लक्षीकृता—वेध्यीकृता तामिति । "लक्षं व्याजशरव्ययोः" इति हैमाने कार्थः । पुनः कथंभूतां मां ? कृशतनुं—दुर्बलशरीराम् । हे जिन ! त्वत्सङ्गमे—तव संयोगे सति ममातिदुःखं कर्तृपदं क्षयं—विनाशमुपैष्यति—प्रयास्यति । किमिव ? अन्धकारमिव, यथाऽन्धकारं क्षयमुपैति । कथंभूतमन्धकारं ? सूर्यांशुभिन्नं सत् । पुनः कथंभूतमन्धकारं ? शार्वरं—रजनीसम्बन्धि इति ॥ ७ ॥

### अन्वयः

( हे ) कृच्छ्र-हर ! त्वं आगच्छ ! ( हे ) क्षम ! ( त्वं ) हृच्छय-चित्र-पुङ्ख-लक्षीकृतां, कृश-तनुं मां रक्ष । ( हे जिन ! ) त्वत्-सङ्गमे ( सति ) मे अति-दुःखं सूर्य-अंशु-भिन्नं शार्वरम् अन्धकारं इव क्षयं उपैष्यति ।

### શબ્દાર્થ

आगच्छ ( धा० गम् )=આવ.
कृच्छ्र=કષ્ટ.
हर ( धा० हृ )=હરનાર
कृच्छ्रहर !=હે કષ્ટ-નિવારક !
हृच्छय=કંદર્પ, કામદેવ.
चित्रपुङ्ख=બાણ.
लक्षीकृत=વીંધાયેલ.
हृच्छयचित्रपुङ्खलक्षीकृतां=કંદર્પના બાણ વડે વીંધાયેલી.
कृश=પાતળું, દુર્બળ.
तनु=શરીર, દેહ.
कृशतनुं=દુર્બળ છે દેહ જેનો એવી.
क्षम ! ( मू० क्षम )=હે સમર્થ !
रक्ष ( धा० रक्ष् )=તું રક્ષણ કર, તું બચાવ.

मां ( मू० अस्मद् )=મને
त्वं ( मू० युष्मद् )=તું.
सङ्गम=સંયોગ.
त्वत्सङ्गमे=તારા સયોગને વિષે.
क्षयं ( मू० क्षय )=નાશને.
उपैष्यति ( धा० इ )=પામશે.
मे ( मू० अस्मद् )=મારૂં.
अति=અતિશયવાચક અવ્યય.
दुःख=દુઃખ, પીડા.
अतिदुःखं=અતિશય દુઃખ.
सूर्य=સૂર્ય, રવિ.
अंशु=કિરણ.
भिन्न ( धा० भिद् )=ભેદાયેલું.
सूर्यांशुभिन्नं=સૂર્યનાં કિરણો વડે ભેદાયેલું.
इव=જેમ.
शार्वरं=( मू० शार्वर )=રાત્રિ સંબંધી.
अन्धकारं ( मू० अन्धकार )=અંધારૂં.

## શ્લોકાર્થ

" હે કષ્ટ-નિવારક ( નાથ ) ! તું આવ. હે સમર્થ ( સ્વામિન્ ) ! કંદર્પના બાણો વડે વીંધાયેલી તેમજ દુર્બળ દેહવાળી એવી મને ( તું કામદેવના આઘાતથી ) બચાવ. હે જિન ! તારો સંયોગ થશે, ત્યારે મારૂં ( વિરહરૂપી ) અતિશય દુઃખ સૂર્યનાં કિરણો વડે ભેદાયેલા રાત્રિ સંબંધી અંધકારની જેમ નાશ પામશે. "—૭

## સ્પષ્ટીકરણ

### વ્યાકરણ-વિચાર—

અત્ર જે 'શાર્વર' શબ્દનો ઉલ્લેખ કર્યો છે, તે શબ્દ વ્યાકરણ-સિદ્ધ છે કે કેમ એ પ્રશ્ન વિચારવામાં આવે છે. **સિદ્ધહેમ**ના 'तत्र कृतलब्धक्रीतसम्भूते' (अ० ६, पा० ३, सू० ९४) સૂત્રાનુસાર शर्वर्यां संभूतं शार्वरं એમ સિદ્ધ કરવામાં આવે, તો તેમાં દોષાપત્તિ છે; કેમકે શું 'સંભવ' શબ્દથી તો તાત્કાલિક અભાવનું સૂચન થતું નથી ? આના ઉત્તર તરીકે કેટલાક એમ કહે છે કે જેમ સૂર્યાસ્ત થતાં રાત્રિનો પ્રારંભ થાય છે તેમ અન્ધકારનો થતો નથી એટલે 'સંભવ' શબ્દ ઘટી શકે છે. આથી કરીને તો 'शर्वर्यां भवं शार्वरं' એ પ્રમાણેનો ઉલ્લેખ કરનાર મુનિવર્યશ્રી **કનકકુશલ**ની વાત સાચી ઠરે છે.

આ સંબંધમાં **સિદ્ધહેમ**ના 'वर्षाकालेभ्यः' ( अ० ६, पा० ३, सू० ८० ) સૂત્ર પ્રમાણે इक તેમજ **પાણિનીય** વ્યાકરણના 'कालाट्ठञ्' ( अ० ४, पा० ३, सू० ११ ) સૂત્ર પ્રમાણે અત્ર ठञ् પ્રત્યય કેમ હોઇ શકે નહિ એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કેટલાક આનું સમાધાન એમ કરે છે કે અર્થ-વિશેષતાને લઇને એ દોષનું નિવારણ થાય છે. વિશેષમાં મહાકવિઓએ પણ આવાં રૂપોનો પ્રયોગ કર્યો છે. દાખલા તરીકે 'शार्वरस्य तमसो निषिद्धये' માં 'શાર્વર' શબ્દનો **કાલિદાસે**, 'अनुदितौषसराग' માં 'ઔષસ' શબ્દનો **ભારવિ**એ અને 'समानकालीन, प्राक्कालीन' એ શબ્દોનો **નૈયાયિકે**, વળી 'नैशो मार्गः सवितुरुदये सूच्यते कामिनीनां' એમાં 'નૈશ' શબ્દનો અને 'शारदं पार्वणः शर्वरीसारः' એમાં 'શારદ' શબ્દનો મહાકવિઓએ પ્રયોગ કરેલો દૃષ્ટિ-ગોચર થાય છે, એમ **ભક્તામર-સ્તોત્રની** ટીકા રચનારા ઉપાધ્યાય **શ્રીમેઘવિજય** કથે છે.

---

૧ આ સૂત્રોમાં જે 'ભવ' અર્થમાં પ્રત્યય લીધો છે, તેનાથી અહિં જૂદો અર્થ કરવામાં આવે છે, કેમકે ત્યાં તો આખા માસ ( મહિના )માં થનારાને માસિક એ પ્રમાણે કહેવામાં આવ્યુ છે, જ્યારે અહિં કઇ આખી રાત્રિનું એકું અંધારૂં એમ કહેવાનો આશય નથી.

આ ઉપરથી જોઇ શકાય છે કે મહાકવિઓએ પ્રયોગ કર્યો છે, વાસ્તે આ રૂપ ખોટું નથી; બાકી ચાલુ વ્યાકરણથી તો એ સ્વારસિક સિદ્ધ થતું નથી. એથી કરીને તો પ્રામાણિકના નામથી ઓળખાતો પક્ષ એનો 'અપભ્રંશ' તરીકે ઉલ્લેખ કરે છે.

વિશેષમાં એ પણ નિવેદન કરવું જોઇએ કે વ્યાકરણના સાધારણ નિયમો પ્રમાણે જ્યારે આ રૂપ સિદ્ધ થતું નથી, ત્યારે છેવટના ઉપાય તરીકે 'शर्वर्या इदं शार्वरम्' એમ કેટલાક સિદ્ધ કરવા તૈયાર થઇ જાય છે.

* * * * *

उद्यत्तडिद्घनघनाघनगर्जितेऽहि–
भुग्भाविते नभसि नौ नभसीन ! देहे ।
घर्मोत्कटादिरिव दन्तुरतां विषण्णो
मुक्ताफलद्युतिमपैति ननूदबिन्दुः ॥ ८ ॥

## टीका

हे इन !–हे स्वामिन् ! ननु–निश्चितं नौ–आवयोर्देहे–शरीरे उदबिन्दुः–जलकणः मुक्ताफलद्युतिमुपैति–मौक्तिककान्तिं प्राप्नोति । कस्मिन् सति ? नभसि–आकाशे नभसि–श्रावणमासे उद्यत्तडिद्घनघनाघनगर्जिते–उत्कटविद्युत्मान्द्रमेघगर्जारवे सति । कथंभूते उद्य० ? अहिभुग्भाविते–मयूरशब्दमिश्रिते । कस्मात् ? घर्मोत्कटात्–उष्मोत्कर्षात् । इव उत्प्रेक्षने । इः–कामः दन्तुरतां–उन्नतदन्ततामुपैति । कथंभूत इः ? विषण्णः–विषादं प्राप्तः । कथंभूतां दन्तुरतां ? मुक्ताफलद्युतिं स्पष्टम् । उदकस्योदन् आदेशः तेनोदबिन्दुः । उन्नता दन्ता अस्येति दन्तुरस्तद्भावो दन्तुरतेति ॥८॥

## अन्वयः

(हे) इन ! नभसि नभसि अहि–भुज्–भाविते उद्यत्–तडित्–घन–घनाघन–गर्जिते ( सति ) घर्म–उत्कटात् विषण्णः इः इव मुक्ताफल–द्युतिं दन्तुरतां नौ देहे उदन्–बिन्दुः ननु मुक्ताफल–द्युतिं उपैति ।

## શબ્દાર્થ

उद्यत् ( धा० इ )=ઉદયમાં આવતી.
तडित्=સૌદામિની, વીજળી.
घन=ગાઢ.
घनाघन=મેઘ.
गर्जित=ગર્જના.
उद्यत्तडिद्घनघनाघनगर्जिते=ચમકતી છે વિજળીઓ જેમાં એવા ગાઢ મેઘની ગર્જના છે જેને વિષે તે.
अहि=સર્પ, સાપ.
भुज्=ખાવું.
अहिभुज्=મયૂર, મોર
भावित=મિશ્રિત.
अहिभुग्भाविते=મયૂર( ના શબ્દ )થી મિશ્રિત.
नभसि ( मू० नभस् )=આકાશ.
नौ ( मू० अस्मद् )=આપણા બેના.
नभसि ( मू० नभस् )=શ્રાવણ ( માસ )માં.
इन ! ( मू० इन )=હે સ્વામિન્ !
देहे ( मू० देह )=શરીરના ઉપર.
घर्म=તાપ.
उत्कट=ઉત્કર્ષ.

घर्मोत्कटात्=તાપના ઉત્કર્ષને લીધે.
दः ( मू० द )=કામદેવ.
इव=જેમ.
दन्तुरतां ( मू० दन्तुरता )=ઉન્નત દંતપણાને.
विषण्णः ( मू० विषण्ण )=ખિન્ન.
मुक्ताफल=મૌક્તિક, મોતી.
द्युति=તેજ.
मुक्ताफलद्युतिं=મોતીના તેજને.
उपैति ( धा० इ )=પ્રાપ્ત કરે છે.
ननु=નક્કી.
उदन्=જળ, પાણી.
बिन्दु=ટીપું.
उदबिन्दुः=જળનું બિન્દુ.

## શ્લોકાર્થ

" જ્યારે શ્રાવણ માસમાં આકાશ મયૂર(ના શબ્દ)થી મિશ્રિત થયેલા તેમજ સ્ફુરાયમાન સૌદામિનીથી અલંકૃત બનેલા તેમજ ગાઢ એવા મેઘની ગર્જનાથી યુક્ત બને છે, ત્યારે ઉષ્ણતાના ઉત્કર્ષને લીધે જેમ ખિન્ન થયેલો કામદેવ મુક્તાફળના જેવી પ્રભાવાળી દન્તુરતાને પ્રાપ્ત કરે તેમ આપના બેના દેહ ઉપરનું જલ-બિન્દુ મુક્તા-ફળની પ્રભાને પામશે."—૮

* * * * *

पश्येदृशीति सखिता मदनादरः किं ?
　नृत्यन् मयूरनिकरोऽब्दघटां समीक्ष्य ।
मैत्र्या भवन्ति भगवन् ! प्रभया प्रकर्षे
　पद्माकरेषु जलजानि विकाशभाञ्जि ॥ ९ ॥

## टीका

हे भगवन् !–हे ज्ञानिन् ! सखिता-मैत्री ईदृशी भवति इति त्वं पश्य-विलोकय । इतीति किं ? अयं मयूरनिकरः–केकिसमूहो नृत्यन्–नृत्यं कुर्वन् सन् वर्तते । किं कृत्वा ? अब्दघटां–मेघमालां समीक्ष्य–विलोक्य । पुनः पद्माकरेषु–सरसीषु जलजानि–कमलानि विकाशभाञ्जि–प्रकाशयुक्तानि भवन्ति । कथं ? प्रकर्षं यथा स्यात् तथेति क्रियाविशेषणम् । कया ? प्रभया । कथं-भूतया प्रभया ? 'मैत्र्या' मित्रस्य–सूर्यस्येयं प्रभा मैत्री तया, सूर्यसंबन्धिद्युत्येत्यर्थः । अतः कारणात् हे यादव ! मदनादरः किं ?–कोऽर्थः ? । त्वया मदनादरो न कर्तव्य इत्यर्थः । मयि विषये न आदरः अनादरः, अनासक्त इत्यर्थः । अथवा मयि विषये न नादं–शब्दं अनादम् अर्थात् मौनं राति–ददाति (इति) मदनादरः । " हे प्रिये ! अहमागतः, त्वं मम समीपमलङ्कुरु" इत्याद्युक्ति-रहित इत्यर्थः । अथवाऽकारप्रश्लेषात् अमदने–कन्दर्परहिते वस्तुनि आदरः–अभिलाषः किं ? अर्थात् विवाहादि कार्यं मुक्त्वाऽन्यत्रादरः तव न युक्त इत्यर्थः । इत्येवं मदनादरपदस्य बह्वर्थाः सन्ति, (ते) स्वयमूह्या इति ॥ ९ ॥

## अन्वयः

( हे ) भगवन् ! अब्द–घटां समीक्ष्य मयूर–निकरः नृत्यन् ( वर्तते ), पद्माकरेषु जलजानि मैत्र्या प्रभया प्रकर्षं विकाश–भाञ्जि भवन्ति, सखिता ईदृशी ( भवति ) इति पश्य । किं मद्–अन्–आदरः [ अथवा मद्–अ–नाद्–रः, ( अथवा अ-मदन-आदरः )] ? ।

१ 'स्वयं ज्ञेया इति' इति ख–पाठः ।

## શબ્દાર્થ

**पश्य** ( धा० दृश् )=તું જો.
**ईदृशी** ( मू० ईदृश् )=આવી.
**इति**=એમ.
**सखिता**=મિત્રતા, દોસ્તી.
**आदर**=સત્કાર.
**नाद**=ધ્વનિ.
**रा**=અર્પણ કરવું.
**मदन**=કંદર્પ, કામદેવ.
**मदनादरः**=( ૧ ) મારા તરફ આદર નથી જેનો એવો; (૨) મારા પ્રતિ અવાજ નહિ કરનારો (અર્થાત્ મારી સાથે નહિ બોલનારો ).
**अमदनादरः**=( ૧ ) કંદર્પ પ્રતિ આસક્તિ નથી જેની એવો, ( ૨ ) કંદર્પરહિત ( વસ્તુ ) પ્રતિ આદર છે જેનો એવો.
**किं**=કેમ.
**नृत्यन्** ( धा० नृत् )=નાચ કરતો.
**मयूर**=મયૂર, મોર.
**निकर**=સમુદાય, સમૂહ.
**मयूरनिकरः**=મોરોનો સમૂહ.
**अब्द**=મેઘ.
**घटा**=માળા, શ્રેણી.
**अब्दघटां**=મેઘ-માળાને.
**समीक्ष्य** ( धा० ईक्ष् )=જોઇને.
**मैत्र्या** ( मू० मैत्री )=સૂર્યના સંબંધી.
**भवन्ति** ( धा० भू )=થાય છે
**भगवन्** ! ( मू० भगवत् )=હે જ્ઞાની !
**प्रभया** ( मू० प्रभा )=તેજ વડે.
**प्रकर्ष**=અત્યંત.
**पद्माकरेषु** ( मू० पद्माकर )=સરોવરોને વિષે.
**जलजानि** ( मू० जलज )=કમળો.
**विकाश**=વિકસ્વરતા, વિકાસ.
**भाज्**=ભજનાર.
**विकाशभाञ्जि**=વિકસ્વરતાને ભજનાર.

## શ્લોકાર્થ

"હે જ્ઞાની ! મેઘ-માલા જોઇને મયૂરોનો સમુદાય નૃત્ય કરે છે અને સૂર્યની પ્રભાને લીધે તો સરોવરોમાં કમલો અત્યંત વિકસિત થાય છે. મિત્રતા તો આવી હોય છે તે તું જો. મારા તરફ તું કેમ અનાસકત છે [ **અથવા** મારી સાથે તું એક શબ્દ પણ કેમ બોલતો નથી, **અથવા** મદન પ્રતિ કેમ આસક્ત નથી, **અથવા** કંદર્પ રહિત ( ચારિત્રાદિક વસ્તુ તે ) પ્રતિ કેમ પ્રીતિ રાખે છે ] !"—૯

## સ્પષ્ટીકરણ

**' मदनादरः ' પરત્વે વિચાર—**

આ પદના બીજા પણ અર્થો થાય છે એમ ટીકાકાર લખે છે, તો તે અર્થો કયા છે એવો પ્રશ્ન સહજ ઉદ્ભવે છે. આના સમાધાનાર્થે હું મારી મતિ અનુસાર નીચે મુજબના અર્થો રજુ કરૂં છું:—

( ૧ ) मदन+अ-दरः અર્થાત્ કંદર્પથી ભય નથી જેને એવો.
( ૨ ) मदन+अद्+अरः અર્થાત્ મદનને બાંધનાર યાને તેનો ભક્ષક તેમજ ઉતાવળીઓ.
( ૩ ) मद+नाद+रः અર્થાત્ હર્ષથી અવાજ કરનાર એટલે કે હર્ષપૂર્વક બોલનાર.
( ૪ ) मदनात्+अरः=મદનથી ઉતાવળીઓ.
( ૫ ) मत्+अन+आदरः=મારા પ્રાણ પ્રતિ આદરવાળો.

( ૬ ) मद-नाद-रः અર્થાત્ ( એક યોજન સુધી વાણી સંભળાતી હોવાને લીધે ) વીર્યપૂર્વક કથન કરનારો **અથવા** કલ્યાણકારી વસ્તુનો ઉપદેશ આપનારો.

**'અ'કારના પ્રશ્લેષપૂર્વક અર્થો—**

( ૧ ) अ-मद ! न अ-दरः અર્થાત્ હે ગર્વ રહિત ! તું નિર્ભય નથી.

( ૨ ) अम-द ! न आ दरः અર્થાત્ હે ( વિરહરૂપી ) રોગદાયક ! **અથવા** હે ( વિરહરૂપી ) રોગને છેદનારા ! તું સર્વથા ભય-રહિત છે.

( ૩ ) अ-मदन ! अ-दरः અર્થાત્ હે કામદેવથી રહિત ( એટલે કે હે વીતરાગ ) ! તું નિર્ભય છે.

( ૪ ) अम्+अदन+आदरः અર્થાત્ જલદી (મુક્તિના ભોગરૂપી) ખોરાક પ્રતિ આસક્તિવાળો.

( ૫ ) अ-मदन-अद-रः અર્થાત્ નિષ્કામપણે ભોજન લેનારો.

( ૬ ) अ-मदन-अ-दरः અર્થાત્ વીતરાગ ( અવસ્થા )માં નિર્ભય.

( ૭ ) अ-मद-नाद-रः અર્થાત હર્ષ વિના ( ખેદથી ) (પશુઓને છોડાવવાનો) નાદ કરનારો.

**'આ'કારના પ્રશ્લેષપૂર્વક અર્થો—**

( ૧ ) आम-द ! ना अ-दरः અર્થાત્ હે રોગ-દાયક ! તું નિર્ભય મનુષ્ય છે.

( ૨ ) आम्+अदन+आदरः અર્થાત્ ( મુક્તિના ) ભોગ પ્રતિ પ્રીતિવાળો.

*　*　*　*　*

किं त्वं स नैव चल ! काऽऽगतिका तवैषा
जन्याः प्रसूर्जनयिता सहजाश्च जामिः ।
श्यामाऽप्यहं च इति वर्गमिमं विवाह–
भूंत्याऽऽश्रितं य इह नात्मसमं करोति ॥१० ॥

**टीका**

हे चल !–हे चपलस्वभाव !–हे अनवस्थानचित्त ! तव एषा का आगतिका–कुत्सितमागमनं वर्तत इत्यर्थः । यदि त्वं नागमिष्यस्तदा वरमभविष्यत्, यतोऽहं सखीनां मध्ये उपहास्यतां गतेति व्यङ्ग्यम् । अथवा तवैषा का गतिका–का दशा-अवस्था ज्ञानं च (वा) वर्तते–तव कीदृशी अवस्था ? कीदृशं ज्ञानं ? अहं न जाने, अग्रे त्वमस्त्रीकत्वाद् दुःखी भविष्यसीति काकुः । हे चल ! स त्वं किं ? (नैव) अकिञ्चित्करत्वान्निरर्थकोऽसि इति । अथवा हे सना–सदा एव चल ! त्वं किम्, किंशब्दोऽत्र-कुत्सितार्थः, तेन त्वं कुत्सितोऽसीत्यर्थः । अन्ये जना बालत्वे चपलस्वभावा भवन्ति, त्वं तु सदैव चपल इति हेतोः । यतः—

" न कोपिनोऽर्थो न शठस्य मित्रं
क्रूरस्य न स्त्री सुखिनो न विद्या ।

१ 'भूत्वा श्रितं' 'भूत्वाश्रितं' इति वा पदच्छेदः समीचीनः ।

न कामिनां व्हीरलसस्य न श्रीः
सर्वं तु न स्यादनवस्थितस्य ॥ १ ॥" (—उपजातिः)

इति । "सदा सनाऽनिशं शश्वत्" इति हैमः ( का० ६, श्लो० १६७ ) । अथवा हे चल ! स त्वं किं ना–पुरुषः ? अपितु पुरुषो न असि । नृशब्दस्य ना ( प्रथमैकवचनं ), पौरुषाभावात् । यतो मार्गितां सम्पद्यमानां भार्यां न निषेधयतीति क्षत्रियधर्मोऽस्ति, त्वं तु तं धर्मं त्यजसि, निर्लज्जत्वात्, अतोऽहं त्वां पुरुषं न कथयामि इति । विरहपीडितो हि जनः परुषमपरुषम् उचित-मनुचितमपि सर्वं वाक्यं जल्पति, मोहितत्वेन विवेकाभावात् । अथवा हे चल ! स त्वं किं नैवासि ? स एव त्वं स्वेच्छाचारी वर्तसे इत्यर्थः । स कः ? यत्तदोर्नित्यसम्बन्धः यो भवान् इह–विवाहमण्डपे इति इमं वर्गं–स्वजनसमूहं विवाहभूत्याश्रितं–विवाहस्य सुवस्त्रभूषणभोजनविलेपनादिसमृद्धियुक्तं न करोति । कथंभूतमिमं वर्गं ? आत्मसमम्–आत्मना तुल्यमिति । इति वर्गं इतीति किं ? जन्या–वरयितृमित्राणि, "जन्यास्तु तस्य सुहृदः" ( का० ३, श्लो० १८१ ) इति हैमवचनात्, प्रसूः-माता, जनयिता पिता, सहजा–भ्रातरः, जामिः भगिनी कुलस्त्री च, "जामिः स्वसृकुलस्त्रियोः" इति हैमानेकार्थः, अहं श्यामाऽपि–नवयौवनाऽपि । चः समुच्चये । इति समस्तस्वजनवर्ग-मिति । श्लोकः—

"श्यामा श्यामेन वर्णेन, श्यामा स्त्री नवयौवना ।
अप्रसूता भवेच्छयामा, श्यामा षोडशवार्षिकी ॥ १ ॥" (–अनुष्टुप्)

इति ॥ १० ॥

### अन्वयः

( हे ) चल ! यः जन्याः, प्रसूः, जनयिता, सहजाः, जामिः च अहं श्यामा अपि इति इमं आत्मन्-समं वर्गं इह विवाह-भूति-आश्रितं [ अथवा विवाह-भूत्या आश्रितं ] न करोति, तव एषा का गतिका [ अथवा आगतिका ] ? सः त्वं किं ? न एव [ अथवा ( हे ) सना एव ( चल ! ) त्वं किं, अथवा सदा एव ( चल ! ) सः त्वं किं ना ? ] ।

### શબ્દાર્થ

किं=(१) ખરાબ; (२) શું.
त्वं ( मू० युष्मद् )=તું.
सः ( मू० तद् )=તે.
न=નહિ.
एव=જ.
सना=સદા.
ना ( मू० नृ )=મનુષ્ય.
चल ! ( मू० चल )=હે અસ્થિર ( ચિત્તવાળા ) !
का ( मू० किम् )=(१) ખરાબ; (२) કેવી.
गतिका=(१) અવસ્થા; (२) જ્ઞાન.
आगतिका=આગમન.
तव ( मू० युष्मद् )=તારું.
एषा ( मू० एतद् )=આ.
जन्याः ( मू० जन्य )=વરરાજાના મિત્રો, જાનૈયા.
प्रसूः ( मू० प्रसू )=જનની, માતા.
जनयिता ( मू० जनयितृ )=જનક, પિતા.
सहजाः ( मू० सहज )=બંધુઓ, ભાઇઓ.
च=અને.
जामिः ( मू० जामि )=(१) ભગિની, બેન; (२) કુલસ્ત્રી.
श्यामा=યુવતિ.
अपि=પણ.
अहं ( मू० अस्मद् )=હું.
इति=એમ.
वर्गं ( मू० वर्ग )=સમુદાયને.
इमं ( मू० इदम् )=આ.
विवाह=લગ્ન.

भूति=संपत्ति.
विवाहभूत्या=લગ્નની સંપત્તિ વડે.
आश्रित ( धा० श्रि )=આશ્રય કરાયેલ.
विवाहभूत्याश्रितं=લગ્નની સંપત્તિ વડે આશ્રય કરાયેલ.
यः ( मू० यद् )=જે.
इह=અત્ર.
आत्मन्=આત્મા.
सम=તુલ્ય, સમાન.
आत्मसमं=પોતાના સમાન.
करोति ( धा० कृ )=કરે છે.

## શ્લોકાર્થ

" હે (સર્વદા) ચપળ ( ચિત્તવાળા નાથ )! જનૈયા, જનની, જનક, બંધુ અને ભગિની [ અથવા કુળ-સ્ત્રી ] તેમજ હું યુવતિ એવા આ પોતાના સમાન ( કુટુંબ- ) સમુદાયને જે વિવાહની ( સુંદર વસ્ત્ર, આભૂષણ, ભોજન, વિલેપન ઇત્યાદિ ) સમૃદ્ધિ વડે આશ્રિત કરતો નથી, એવો જે તું (છે) તેના આગમનથી શું ? ( અર્થાત્ તું અત્ર નહિ આવ્યો હોત, તો સખીઓમાં મારી હાંસી થાત નહિ. ) [ **અથવા** આ તારી શી દશા છે **અથવા** આ તારૂં શું જ્ઞાન છે ? (તે હું જાણી શકતી નથી; પરંતુ ભવિષ્યમાં સ્ત્રી વિના તું દુઃખી થશે એમ મને લાગે છે, કેમકે ' ગોળ વિનાનો કંસાર, તેવો બાયડી વિનાનો સંસાર') ] તેમજ વળી તે તું છે ? ના (અકિંચિત્કર હોવાથી તું નિરર્થક છે) [ **અથવા** તે તું નથીજ ! ( તેજ તું સ્વેચ્છાચારી છે ) **અથવા** તે તું શું પુરૂષ છે, ( કેમકે ક્ષત્રિયનો ધર્મ તો શરણાગત અબળાનું રક્ષણ કરવાનો છે ) **અથવા** હે ( બાલ્યાવસ્થામાંજ નહિ પરંતુ ) સર્વદા ચપળ ! તે તું ખરાબ છે ]. "—૧૦

* * * * *

दृष्ट्वा भवं तमनिमेषविलोकनीयं
नान्यत्र तोषमुपयाति मदीयचक्षुः ।
पीत्वा पयः शशिकरद्युति दुग्धसिन्धोः
क्षारं जलं जलनिधेरशितुं क इच्छेत् ? ॥ ११ ॥

## टीका

हे सुभग ! मदीयचक्षुः-मम नेत्रं कर्तृपदं तोषं-तुष्टिं नोपयाति-न प्राप्नोति । कस्मिन् ? अन्यत्र-शुभसांसारिकभोगविलाससुखं विहायान्यत्र मुनिधर्ममार्गे । किं कृत्वा ? तं-प्रसिद्धं सुकृतोपेतं भवं-संसारं उपलक्षणत्वाद् विविधभोगसंयोगलीलाजनितसुखास्वादप्रमोदगेदुग्धबहुनरनारीरूपं दृष्ट्वा-विलोक्य । कथंभूतं भवं ? अनिमेषविलोकनीयं-( नेत्र )निमीलनरहितदर्शनीयम् । दृष्टान्तमाह-को नरो जलनिधेः-लवणसमुद्रस्य क्षारं जलमशितुं-जलपानं कर्तुमिच्छेत् ? न कोऽपीत्यर्थः । किं कृत्वा ? दुग्धसिन्धोः-क्षीरसमुद्रस्य पयः-जलं पीत्वा । किंविशिष्टं पयः ? शशिकरद्युति-चन्द्रकिरणधवलमिति । अत्र मुनिधर्ममार्गस्य क्षारजलोपमानं विविधक्लेशजालमहनत्वात्, सांसारिकसुखस्य तु क्षीरसमुद्रनिर्मलजलोपमानं प्रत्यक्षसुखत्वात् सर्वजनानुभवसिद्धमिति । एतेन 'पुण्यवतां भोगविलासं दृष्ट्वा मन्मनस्तत्र धावति, त्वं तु तत्र विमुख इति तव मूढत्वमस्तीति ॥

अथ द्वितीयमर्थमाह-हे सुभग ! मदीयचक्षुः-(मम) नेत्रं तोषं नोपयाति । कस्मिन् ? त्वां विना-अन्यत्र वरत्वे । किं कृत्वा ? भवन्तं-नेमिं दृष्ट्वा । कथंभूतं भवन्तं ? अनिमेषविलोकनीयं

स्पष्टम् । दृष्टान्तमाह—को नर इत्यादि पूर्ववत् अन्वयः । परं अन्यपुरुषस्य लवणसमुद्रक्षारजलोपमानं, श्रीनेमिनस्तु क्षीर( निधि )जलोपमानमिति ॥ ११ ॥

### अन्वयः

( हे सुभग ! ) अनिमेष-विलोकनीयं तं भवं [ अथवा भवन्तं ] दृष्ट्वा मदीय-चक्षुः न अन्यत्र तोषं उपयाति । दुग्ध सिन्धोः शशिन्-कर-द्युति पयः पीत्वा जल-निधेः क्षारं जलं अशितुं कः इच्छेत् ?

### શબ્દાર્થ

दृष्ट्वा ( धा० दृश् )=જોઈને.
भवं ( मू० भव )=સંસારને.
तं ( मू० तद् )=પ્રસિદ્ધ.
भवन्तं ( मू० भवत् )=આપને.
निमेष=મટકું મારવું તે, આંખ મીચવી તે.
अनिमेष=દેવ.
विलोकनीय=દર્શનીય, જોવા લાયક.
अनिमेषविलोकनीयं=( १ ) એકી ટસે જોવા લાયક; ( २ ) દેવની જેમ દર્શનીય.
न=નહિ.
अन्यत्र=બીજે સ્થળે.
तोषं ( मू० तोष )=સંતોષ.
उपयाति ( धा० या )=પામે છે.
मदीय=મારી.
चक्षुस्=આંખ.
मदीयचक्षुः=મારી આંખ.
पीत्वा ( धा० पा )=પાન કરીને, પીને.
पयः ( मू० पयस् )=( १ ) દૂધ; ( २ ) જળ.
शशिन्=ચન્દ્ર.
कर=કિરણ.
द्युति=પ્રભા, તેજ.
शशिकरद्युति=ચન્દ્રનાં કિરણોના જેવું તેજ છે જેનું એવું.
दुग्ध=ક્ષીર, દૂધ.
सिन्धु=સમુદ્ર.
दुग्धसिन्धोः=ક્ષીર-સમુદ્રનું.
क्षारं ( मू० क्षार )=ખારું.
जलं ( मू० जल )=જળ, પાણી.
जलनिधेः ( मू० जलनिधि )=સમુદ્રનું.
अशितुं ( धा० अश् )=પાન કરવાને.
इच्छेत् ( धा० इष् )=ઇચ્છે.

### શ્લોકાર્થ

“ ( હે નાથ ! ) ( વિવિધ પ્રકારનાં ભોગ, લીલા, લલના ઇત્યાદિથી મનોહર અત એવ ) નિર્નિમેષ જોવા લાયક એવા પ્રસિદ્ધ સંસારને જોયા બાદ સુંદર સાંસારિક ભોગ-વિલાસથી વિમુખ એવા મુનિ ધર્મરૂપી ) અન્ય સ્થળે મારૂં નેત્ર સંતોષ પામતું નથી [ **અથવા** દેવની જેમ દર્શનીય એવા આપને જોયા પછી મારૂં નેત્ર અન્યત્ર સંતોષ પામતું નથી ], ( કેમકે ) ચન્દ્રનાં કિરણોના સમાન પ્રભાવાળા ક્ષીર-સમુદ્રના જલનું પાન કર્યા બાદ ( **લવણ** ) સમુદ્રના ખારા જલનો આસ્વાદ લેવાને કોણ ઇચ્છે ! ”—૧૧

* * * * * *

राज्ञो महामृगमदाकुलमण्डलस्य
दैत्यारिमार्गगमनस्य तमोऽदितस्य ।
चक्षुष्य ! चारुचतुराक्षिगतस्य किञ्च
यत् ते समानमपरं न हि रूपमस्ति ॥ १२ ॥

## टीका

किञ्चेति पक्षान्तरे । कोऽर्थः ? अनन्तरकाव्ये द्वितीयेऽर्थे मदीयचक्षुरन्यत्र तोषं नोपयातीति यदुक्तं तदर्थमेव हेत्वन्तरेण द्रढयति–हे चक्षुष्य !–हे सुभग ! "चक्षुष्यः सुभगः" इत्यभिधानचिन्तामणि( का० ३, श्लो० १११ )वचनात् । अपरम्–अन्यद् रूपं ते–तव समानं नहि अस्ति, भुवने इति शेषः । कथंभूतस्य ते ? 'राज्ञः' राजत इति राजा तस्य महाभूपस्य । पुनः कथंभूतस्य ते ? 'महामृगेति' महामृगा–गजास्तेषां मदैः–दानवारिभिराकुलं–व्याप्तं मण्डलं–देशो यस्य स तस्य । पुनः किंभूतस्य ते ? 'दैत्येति' दैत्यारेः–वासुदेवस्य मार्गे–पथि गमनं यस्य स तस्य । अथवा दैत्यारयो–देवास्तेषां मार्गे गमनं यस्य स तस्य । एतेन तवाग्रतः कृष्णोऽस्ति, अग्रगा देवाः सेवकाः सन्ति इत्यर्थः । पुनः कथंभूतस्य ते ? तमोभिः–पापैरदितः–अखण्डितस्तस्य । पुनः कथंभूतस्य ते ? 'चारुचेति' चारवो मनोहराश्चतुरा–नरनारीजनास्तेषां अक्षिगतो- द्वेष्यस्तस्येति । चक्षुषे हितश्चा(च)क्षुष्यः यं दृष्ट्वा चक्षुः प्रह्लादं प्राप्नोति । अक्षिगतस्तु द्वेषणीयः, "द्वेष्योऽक्षिगतः" (का० ३, श्लो० ११२ ) इति हैमवचनात् । अत्र विरोधः–यश्चक्षुष्यः सोऽक्षिगतः कथं स्यात् ? परिहारस्तु–चारुचतुराक्षिषु गतः स्थितः स तस्य । ते नेत्रोपरि (?) रक्षन्ति, सादरविलोकनेन वाल्लभ्यत्वादिति । अथवा चारुनिपुणजननेत्रैः सह गतं–गमनं यस्य सः, "आः रथं व्याघुट्य गतो गतः" इत्यर्थः । अत्र लुप्तौपम्यत्वात् कथंभूतस्य ते-तव कस्येव ? राज्ञः–चन्द्रस्येव, यथा राज्ञः–चन्द्रस्य समानं अपरं रूपं नास्ति । कथंभूतस्य राज्ञः ? महामृगो लक्ष्मस्वरूपहरिणः तस्य मदेन–कस्तूरिकया आकुलं मण्डलं यस्य स तस्य । अथवा महामृग(मद?)शब्देन उपलक्षणत्वात् कस्तूरिकादिसुगन्धद्रव्यैराकुलं मण्डलं यस्य स तस्य । देवस्थानं सुगन्धद्रव्यमिश्रितमेव स्यादिति । पुनः कथंभूतस्य राज्ञः ? दैत्यारीणां–देवानां मार्गे–आकाशस्तस्मिन् गमनं यस्य स तस्येति । पुनः कथंभूतस्य राज्ञः ? तमायां–रात्रौ उदितः– उदयं प्राप्तः । अथवा तमोभिः–अन्धकारैरदितः–अखण्डितः । अथवा तमसा–राहुणाऽदितः–अखण्डितः, राहुणा मुक्तस्येति, शेषं तथैव विशेषणम् । पुनः राज्ञः–इन्द्रस्येव, इन्द्रपक्षेऽपि महामृग ऐरावण इत्यादि यथोचितयोजना कर्तव्येति ॥ १२ ॥

## अन्वयः

किञ्च (हे) चक्षुष्य ! यद् महत्–मृग–मद–आकुल–मण्डलस्य, दैत्य-अरि मार्ग–गमनस्य, तमस्–अदितस्य [ अथवा तमा–उदितस्य ], चारु–चतुर–अक्षिगतस्य [ अथवा चारु–चतुर–अक्षि–गतस्य ) ] ते समानं अपरं रूपं न हि अस्ति ।

## શબ્દાર્થ

राज्ञः ( मू० राजन् )=( १ ) નૃપતિના; ( २ ) ચન્દ્રના; ( ૩ ) ઇન્દ્રના.

महामृग=(૧) હાથી; (૨) (લાંછનરૂપી ) હરણ; (૩) કસ્તૂરી ( ઉપલક્ષણાર્થે ? ).

मद=(૧) દાન-જલ; (૨) કસ્તૂરી.

आकुल=વ્યાપ્ત.

मण्डल=(૧) બિમ્બ; (૨) દેશ.

महामृगमदाकुलमण्डलस्य=(૧) કુંજરોના મદ વડે વ્યાપ્ત છે દેશ જેનો એવા; (૨) ( લાંછનરૂપી ) મૃગની કસ્તૂરી [ અથવા કસ્તૂરી પ્રમુખ બીજા સુગન્ધી પદાર્થો] વડે વ્યાપ્ત છે મણ્ડલ જેનું એવા.

दैत्य=દાનવ.

अरि=શત્રુ, દુશ્મન.

दैत्यारि=(૧) દેવ; (૨) કૃષ્ણ.

---

१ आकाशशब्दः पुल्लिङ्गोऽप्यस्ति ।

मार्ग=રસ્તો.
गमन=જવું તે.
दैत्यारिमार्गगमनस्य=દેવોના [ અથવા કૃષ્ણના ] માર્ગને વિષે ગમન છે જેનું એવા.
तमस्=(૧) પાપ, (૨) અંધકાર, (૩) રાહુ.
अद्रित=અખણ્ડિત.
तमोऽद्रितस्य=(૧) પાપ વડે અખણ્ડિત; (૨) અંધકાર વડે અખણ્ડિત; (૩) રાહુ વડે નહિ ઘેરાયેલ.
तमा=રાત્રિ.
उदित ( धा० इ० )=ઉદય પામેલ.
तमोदितस्य=રાત્રિને વિષે ઉદય છે જેનો એવા.
चक्षुष्य ! ( मू० चक्षुष्य )=હે સુભગ !
चारु=મનોહર.
चतुर=હોંશીઆર.
अक्षिगत=દુશ્મન.
अक्षि=આંખ.
गत=(૧) ગયેલ; (૨) ગમન.
चारुचतुराक्षिगतस्य=(૧) મનોહર તેમજ ચતુર ( જનો )ના દુશ્મનરૂપ), (૨) મનોહર તેમજ ચતુર મનુષ્યોની આંખને વિષે રહેલા; (૩) મનોહર તેમજ ચતુરોની સાથે ગમન છે જેનું એવા.
किञ्च=વળી.
ते ( मू० युष्मद् )=તારા.
यत्=જે માટે.
समानं ( मू० समान )=સમાન.
अपरं ( मू० अपर )=અન્ય.
न=નહિ.
हि=નિશ્ચયવાચક અવ્યય
रूपं ( मू० रूप )=રૂપ.
अस्ति ( धा० अस् )=છે.

શ્લોકાર્થ

"( મારૂ નેત્ર અન્યત્ર સંતોષ પામતું નથી, કેમકે ) વળી હે સુભગ ! ( લાંછનરૂપી ) મૃગની કસ્તૂરિકા વડે અથવા કસ્તૂરિકાદિક સુગંધી દ્રવ્યો વડે વ્યાપ્ત છે મંડળ જેનું એવા, વળી દેવોના માર્ગને વિષે ( અર્થાત્ આકાશને વિષે ) ગમન છે જેનુ એવા, તથા અંધકાર અથવા રાહુથી અખણ્ડિત [ અથવા રાત્રિને વિષે ઉદય છે જેનો એવા ], તેમજ મનોહર ચતુરોની આંખને વિષે રહેલા [ અથવા મનોહર ( પરંતુ વિરહ વેદનાથી વ્યાકુળ એવી ) વનિતાઓના દુશ્મનરૂપ ] એવા ચન્દ્રની સમાન જેમ અન્ય રૂપ નથી, [ અથવા ( ઐરાવત નામના ) ગજેન્દ્રના મદથી વ્યાપ્ત છે મણ્ડળ જેનું એવા, દૈત્યરૂપી દુશ્મનોના માર્ગમાં ( પણ ) ગમન છે જેનુ એવા, અજ્ઞાનથી રહિત તેમજ મનોહર તથા કુશળ મનુષ્યો( ને અતિશય વલ્લભ હોવાથી તે-)ની આંખને વિષે રહેલા એવા ઇન્દ્રના રૂપ સમાન જેમ અન્ય રૂપ નથી ] તેમ કુંજરોના મદ ( જળ ) વડે વ્યાપ્ત છે દેશ જેનો એવા, વળી કૃષ્ણ ( વાસુદેવ )ના [ અથવા દેવોના ] માર્ગને વિષે ગમન છે જેનું એવા ( અર્થાત્ કૃષ્ણ કે દેવો જેની આગળ ચાલે છે એવા ), પાપ વડે અખણ્ડિત તેમજ મનોહર તથા ચતુર એવા જનોના દુશ્મન રૂપ [ અથવા મનોહર તેમજ ચતુર મનુષ્યોનાં નેત્રને વિષે રહેલા, અથવા તેમની સાથે ગમન છે જેમનુ એવા ] તારા સમાન ખરેખર અન્ય રૂપ નથી."—૧૨

* * * * *

त्वत्सद्वियोगवनमेव गता तथापि
तीव्रातपोद्धतपराभवभाविताऽहम् ।
'शैवेय' ! देव ! जलजाङ्कित ! जातमेतद्
यद् वासरे भवति पाण्डुपलाशकल्पम् ॥ १३ ॥

अफलं ( मू० अफल )=નિરર્થક.
एव=જ.
मन्ये ( धा० मन् )=હું માનું છું.
मुख्यं ( मू० मुख्य )=મુખ્ય, પ્રધાન.
महत्=મોટા.
ईश=નાથ.
महेश!=હે મહાપ્રભુ !
महतः ( मू० महत् )=( ૧ ) મહાન્ ( પુરૂષ )ની; ( ૨ ) પ્રૌઢની.
पर=અન્ય.
उपकृत्=ઉપકાર કરનારૂં.
अपरोपकृत्=અન્યને નહિ ઉપકાર કરનારૂં
ते ( मू० युष्मद् )=તારૂં.
सिद्ध=( ૧ ) દેવ, ( ૨ ) પ્રસિદ્ધ.
आगम=( ૧ ) આગમન; ( ૨ ) શાસ્ત્ર; ( ૩ ) વૃક્ષ.
अर्थ=( ૧ ) હેતુ; ( ૨ ) વસ્તુ.
वर=શ્રેષ્ઠ.
सिद्धागमार्थवरं=( ૧ ) દેવોના આગમનના હેતુને લઇને શ્રેષ્ઠ; ( ૨ ) આગમોનો હેતુ પ્રસિદ્ધ હોવાને લીધે શ્રેષ્ઠ; ( ૩ ) પ્રસિદ્ધ વૃક્ષો તેમજ વસ્તુઓ વડે ઉત્તમ.
उच्च=ઊંચી.
दशा=અવસ્થા.
उच्चदशं=ઊંચી છે અવસ્થા જેની તે.
स्वरूपं ( मू० स्वरूप )=સ્વરૂપ.
उच्चैः=ઉન્નત, ઊંચું.
तटं ( मू० तट )=શિખર.
सुर=દેવ.
गिरि=પર્વત.
सुरगिरेः=સુરગિરિના, મેરૂના.
इव=જેમ.
शातकौम्भं ( मू० शातकौम्भ )=સુવર્ણમય.

## શ્લોકાર્થ

" હે મહાપ્રભુ ! જેમ પ્રૌઢ એવા મેરૂ પર્વતનું પણ મુખ્ય, સુવર્ણમય, પ્રસિદ્ધ ( ચન્દનાદિક ) વૃક્ષો તેમજ ( અન્ય ) વસ્તુઓ વડે ઉત્તમ, વળી ઉચ્ચ દશાવાળું એવું તેમજ ઉન્નત એવું શિખર અન્ય જનોને નહિ ઉપકાર કરનારૂં ( હોવાથી ), તેમજ ધનની ઇચ્છા રાખનારને દુર્લભ ( હોવાથી ) નિરર્થક છે, તેમ મહાનુભાવ જેવા તારા પણ પ્રધાન, વળી દેવોના આગમનને લઇને શ્રેષ્ઠ [ અથવા ( જિન-પ્રણીત ) આગમોનો હેતુ પ્રસિદ્ધ હોવાને લીધે ઉત્તમ ], તથા વળી ( ગુણસ્થાનની અપેક્ષાએ ) ઉચ્ચ અવસ્થાવાળા એવા સ્વરૂપને ( સાધારણ મતિવાળાને તે અગમ્ય હોવાને લીધે અથવા વિષમ સ્થાનમાં તારો વાસ હોવાથી તારા દર્શન પણ દુર્લભ હોવાને લીધે ) અન્ય ( જનો ) પ્રતિ ઉપકાર નહિ કરનારૂં ( હોવાને લીધે ) તેમજ શ્રેષ્ઠની ઇચ્છા રાખનારને દુર્લભ હોવાને લીધે હું નિરર્થક માનું છું. "—૩૦

* * * * *

उच्चोपलासनमशीतकरातपत्रं
वातोच्चलद्विततनिर्झरचामरं च ।
देवार्चित ! त्रिकमिहास्तु तवैवमेव
प्रख्यापयत् त्रिजगतः परमेश्वरत्वम् ॥ ३१ ॥

## टीका

हे देवार्चित !—हे सुरपूजित ! इह—अस्मिन् पर्वते तव एवम्—अमुना प्रकारेण एव—निश्चयेन त्रिकं अस्तु—भवतु । एकं 'उच्चेति' उच्च उपलः—पाषाण एवासनं—विष्टरम् । द्वितीयं 'अशीतेति'

अशीतकरः—सूर्य एवातपत्रं—छत्रमिति। तृतीयं 'वातोचेति' वातेनोच्चलन्त—ऊर्ध्वोद्गच्छन्तो विवता—विस्तीर्णमावं प्राप्ता निर्झरा एव चामरं इत्येवं त्रिकमिति। कथंभूतं (?) त्रिकं किं कुर्वत् ? त्रिजगतः—त्रिभुवनस्य परमेश्वरत्वं प्रख्यापयत्—कथयत् इति रोपोक्तिः ॥ ३१ ॥

अन्वयः

( हे ) देव—अर्चित ! इह तव त्रि—जगतः परमेश्वरत्वं प्रख्यापयत् उच्च—उपल—आसनं, अ—शीत—कर—आतपत्रं, वात—उच्चलत्—वितत—निर्झर—चामरं च त्रिकं एवं एव अस्तु ।

શબ્દાર્થ

उच्च=ઉચ્ચ, ઊંચા.
उपल=પત્થર.
आसन=આસન, બેઠક.
उच्चोपलासनं= ઊંચા પત્થરરૂપી આસન.
शीत=શીતળ.
कर=કિરણ.
अशीतकर=ઉષ્ણ છે કિરણ જેનાં તે, સૂર્ય.
आतपत्र=તાપથી રક્ષણ કરનાર, છત્ર.
अशीतकरातपत्रं=સૂર્યરૂપી છત્ર.
वात=પવન.
उच्चलत् ( धा० चल् )=ઊંચે જતું.
वितत ( धा० तन् )=વિસ્તીર્ણ.
निर्झर=ઝરો.
चामर=ચામર.
वातोच्चलद्विततनिर्झरचामरं=પવન વડે ઊંચા જતા તેમજ વિસ્તીર્ણ એવા ઝરારૂપી ચામર.
च=અને.
देव=સુર.
अर्चित ( धा० अर्च् )=પૂજાયેલ, પૂજિત.
देवार्चित !=હે સુરો વડે પૂજિત !
त्रिक=ત્રણનો સમુદાય.
इह=અત્ર.
अस्तु ( धा० अस् )=હો.
तव ( मू० युष्मद् )=તારો.
एवं=એમ.
एव=જ.
प्रख्यापयत् ( धा० ख्या )=જાહેર કરનાર.
त्रि=ત્રણ.
जगत्=દુનિયા, ભુવન.
त्रिजगतः=ત્રિભુવનના.
परमेश्वरत्वं ( मू० परमेश्वरत्व )=પરમેશ્વરપણાને.

શ્લોકાર્થ

" હે સુરો વડે પૂજિત ( પ્રભુ ) ! અત્ર ( અર્થાત્ આ પર્વતને વિષે ) ત્રિભુવનના પરમેશ્વરપણાને જાહેર કરનારો એવો તારો ( ૧ ) ઉચ્ચ પત્થર રૂપી આસન, ( ૨ ) સૂર્યરૂપી છત્ર અને ( ૩ ) પવન વડે ઊંચા જતા તેમજ વિસ્તીર્ણ એવા ઝરારૂપી ચામર એ ત્રણનો સમુદાય આવોજ હો. "—૩૧

* * * * *

उक्तेष्वमीषु वचनेषु मयाऽमृतानि
जानीध्वमादृतरुषाऽप्यनुरागयुक्त्या ।
नेत्रादिषु प्रथितसाम्यगुणेन मे हि
पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३२ ॥

टीका

हे नेमे ! यूयं अमीषु वचनेषु अमृतानि—पीयूषाणि जानीध्वं—बुध्यध्वम्। कथंभूतेषु वचनेषु ? मयोक्तेषु—भाषितेषु। कथंभूतया मया ? आदृतरुषा ( अपि )—धृतकोपयाऽपि। कया ? अनुरागयुक्त्या—

अनुरागयोजनेन । हीत्युपप्रदर्शने । विबुधाः-पण्डिता मे-मम तत्र नेत्रादिषु पद्मानि-कमलानि परिकल्पयन्ति-कथयन्ति । केन ? प्रथितसाम्यगुणेन-विख्याततुल्यगुणेनेति, यथा नेत्रे कमलं मुखे कमलमित्याद्युपमानं धृतं, तथा वचनेष्वमृतोपमानमिति ॥ ३२ ॥

### अन्वयः

( हे 'नेमे !' ) आदृत-रुषा अपि मया अनुराग-युक्त्या उक्तेषु अमीषु वचनेषु अमृतानि जानीध्वम्, हि विबुधाः मे तत्र नेत्र-आदिषु प्रथित-साम्य-गुणेन पद्मानि परिकल्पयन्ति ।

### શબ્દાર્થ

उक्तेषु ( मू० उक्त )=ઉચ્ચારેલ.
अमीषु ( मू० अदस् )=આ.
वचनेषु ( मू० वचन )=વચનોને વિષે.
मया ( मू० अस्मद् )=મારાથી.
अमृतानि ( मू० अमृत )=અમૃતો.
जानीध्वं ( धा० ज्ञा ) તમે જાણો.
आदृत ( धा० दृ )=આદરેલો, ધારણ કરેલો.
रुष्=ક્રોધ, ગુસ્સો.
आदृतरुषा=ધારણ કર્યો છે ક્રોધ જેણે એવી.
अपि=પણ.
अनुराग=પ્રીતિ.
युक्ति=યોગ, સબંધ.
अनुरागयुक्त्या=પ્રીતિના સંબંધથી.
नेत्र=આંખ.
आदि=પ્રમુખ.
नेत्रादिषु=નેત્રાદિકને વિષે.
प्रथित ( धा० प्रथ् )=પ્રખ્યાત.
साम्य=તુલ્ય.
गुण=ગુણ.
प्रथितसाम्यगुणेन=પ્રસિદ્ધ તુલ્ય ગુણે કરીને.
मे ( मू० अस्मद् )=મારાં.
हि=કેમકે.
पद्मानि ( मू० पद्म )=પદ્મો.
तत्र=ત્યાં.
विबुधाः ( मू० विबुध )=પણ્ડિતો.
परिकल्पयन्ति ( धा० क्लृप् )=કહે છે.

### શ્લોકાર્થ

" ( હે **નેમિનાથ** ! ) જેણે કોપ ધારણ કર્યો છે એવી ( અર્થાત્ મારો અનાદર કરતા હોવાથી તમારા પ્રતિ ગુસ્સે થયેલી એવી ) હુ હોવા છતાં પણ મારાથી પ્રીતિપૂર્વક ઉચ્ચારાયેલાં આ વચનોને વિષે તમે અમૃતની કલ્પના કરો, કેમકે પણ્ડિતો મારા નેત્ર ( મુખ ) આદિમાં પ્રસિદ્ધ સાદૃશ્ય ગુણ હોવાને લીધે કમલની કલ્પના કરે છે. "—૩૨

* * * *

मत्स्वाम्यहं च मुखनेत्रजितावमुष्या
नीतोष्णतामिति मदेन मृगेण मन्ये ।
दाहाय मे प्रकृतिरीश ! विधोर्यथाऽस्ति
तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ? ॥ ३३ ॥

### टीका

हे ईश !-हे स्वामिन् ! यथा-येन प्रकारेण विधोः-चन्द्रस्य प्रकृतिः-ज्योत्स्नामयस्वभावः कर्तृपदं मे-मम दाहाय-भस्मीकरणाय अस्ति, तादृक्-तादृशी विकाशिन-उद्योतभाजोऽपि

ग्रहगणस्य–उडुगणस्य प्रकृतिः कुतोऽस्ति ? नास्तीत्यर्थः । अहमेवं मन्ये । कथंभूता प्रकृतिः ? इति उष्णतां नीता–उष्णत्वं भावि( प्रापि )ता । केन ? मृगेण–लाञ्छनमिषहरिणेन । केन करणभूतेन ? मदेन–कस्तूरिकया । इतीति किं ? मत्स्वामी–मम स्वामी चन्द्रः च–पुनः अहं मृगः इमौ द्वौ अमुष्या–राजीमत्या मुखनेत्रजितौ–राजीमतीमुखनेत्राभ्यां पराभूतौ, पीडिताविस्यर्थः । इति हेतोः । "मदः कस्तूरिकायां च" इत्यनेकार्थः ॥ ३३ ॥

## अन्वयः

( हे ) ईश ! यथा मत्–स्वामी अहं च अमुष्याः मुख–नेत्र–जितौ इति मृगेण मदेन उष्णतां नीता विधोः प्रकृतिः मे दाहाय अस्ति, तादृक् ( प्रकृतिः ) विकाशिनः अपि ग्रह–गणस्य कुतः ? इति मन्ये ।

## શબ્દાર્થ

स्वामिन्=સ્વામી, નાથ.
मत्स्वामी=મારો નાથ.
अहं ( मू० अस्मद् )=હું.
च=અને
मुख=વદન.
जित ( धा० जि )=જીતાયેલ.
मुखनेत्रजितौ=મુખ અને નેત્ર વડે જીતાયેલ.
अमुष्याः ( मू० अदस् )=આનાં.
नीता ( धा० नी )=લઇ જવાયેલી.
उष्णतां ( मू० उष्णता )=ગરમી પ્રતિ.
इति=એમ.
मदेन ( मू० मद )=કસ્તૂરી દ્વારા.
मृगेन ( मू० मृग )=હરણથી
मन्ये ( धा० मन् )=હું માનું છુ.
दाहाय ( मू० दाह )=સંતાપને અર્થે.
मे ( मू० अस्मद )=મારા.
प्रकृतिः ( मू० प्रकृति )=પ્રકૃતિ, સ્વભાવ.
ईश ! ( मू० ईश )=હે સ્વામી !
विधोः ( मू० विधु )=ચન્દ્રની.
यथा=જેમ.
अस्ति ( धा० अस् )=છે.
तादृक् ( मू० तादृश )=તેવી.
कुतः=ક્યાંથી.
ग्रह=ગ્રહ.
गण=સમુદાય.
ग्रहगणस्य=ગ્રહોના સમુદાયની.
विकाशिनः ( मू० विकाशिन् )=પ્રકાશમાન.
अपि=પણ.

## શ્લોકાર્થ

"હે નાથ ! મારો સ્વામી તેમજ હું આ ( રાજીમતી )નાં મુખ અને નેત્રો વડે જીતાયા એથી કરીને ( કોપાયમાન થયેલા ) હરણ વડે કસ્તૂરી દ્વારા ઉષ્ણતાને પામેલી એવી ચન્દ્રની (શીતળ) પ્રકૃતિ (પણ) જેમ મારા પરિતાપાર્થે છે, તેવી પ્રકૃતિ પ્રકાશમાન એવા ગ્રહોના સમુદાયની પણ ક્યાંથી હોઇ શકે એમ હું માનું છું."—૩૩

*　*　*　*　*

अत्रैव पश्य परमां पर ! कैरविण्यां
　ज्योत्स्नाप्रिये च वितनोति रतिं शशाङ्कः ।
स्नेहान्वितः परिवृढो विमुखोऽयनं हि
　दृष्ट्वाऽभयं भवति नोभवदाश्रितानाम् ॥ ३४ ॥

## टीका

हे पर !–उत्कृष्ट ! अथवा पर ! शत्रुरिव प्रतिकूलत्वात् । अत्र–अस्मिन् प्रसिद्ध एव पदार्थे त्वं पश्य–विलोकय । हे नेमे ! शशाङ्कः–चन्द्रः कैरविण्यां–कुमुद्वत्यां च–पुनर्ज्योत्स्नाप्रिये–चकोर-विहङ्गमे परमां–उत्कृष्टां रतिं–रागं वितनोति–विस्तारयति । हि–यस्मात् स्नेहान्वितः–प्रीतियुक्तः परिवृढः–स्वामी विमुखः–पराङ्मुखो न भवति । किं कृत्वा ? उभवत् उभयोः–द्वयोः कुमुदिनीच-कोरयोरिव आश्रितानां–सेवकानां अभयं–भयरहितं अयनं–मार्गं गृहं वा दृष्ट्वेति । निजस्वामी सेवकानां मार्गं गृहं वा गच्छति सङ्गमार्थं प्रीत्येत्यर्थः । इति राजीमत्या विप्रलम्भाधिकारः (संपूर्णः[1]) ॥ ३४ ॥

## अन्वयः

( हे ) पर ! अत्र एव पश्य ! शश–अङ्कः कैरविण्यां ज्योत्स्ना–प्रिये च परमां रतिं वितनोति, हि स्नेह–अन्वितः परिवृढः उभ–वत् आश्रितानां अयनं अभयं दृष्ट्वा विमुखः न भवति ।

## શબ્દાર્થ

अत्र=અહિંઆ.
एव=જ.
पश्य ( धा० दृश् )=તું જો.
परमां ( मू० परमा )=ઉત્કૃષ્ટ.
पर ! ( मू० पर )=( १ ) હે શ્રેષ્ઠ, ( २ ) હે શત્રુ !
कैरविण्यां ( मू० कैरविणी )=કુમુદિનીને વિષે.
ज्योत्स्ना=ચન્દ્ર-પ્રભા, ચાંદરણી.
प्रिय=પ્રિય, વલ્લભ
ज्योत्स्नाप्रिये=ચન્દ્ર-પ્રભા છે પ્રિય જેને તેને વિષે, ચકોરને વિષે
च=અને.
वितनोति ( धा० तन् )=વિસ્તારે છે.
रतिं ( मू० रति )=પ્રીતિને.
शश=મૃગ.
अङ्क=ચિહ્ન, લાંછન.
शशाङ्कः=મૃગ છે લાંછન જેનું તે, ચન્દ્ર.
स्नेह=પ્રીતિ.
अन्वित ( धा० इ )=યુક્ત, સહિત.
स्नेहान्वितः=પ્રીતિથી યુક્ત.
परिवृढः ( मू० परिवृढ )=સ્વામી.
विमुखः ( मू० विमुख )=વિમુખ, પ્રતિકૂલ.
अयनं ( मू० अयन )=ગૃહને.
हि=કેમકે.
दृष्ट्वा ( धा० दृश् )=જોઇને.
अभयं ( मू० अभय )=નિર્ભય, ભયરહિત.
भवति ( धा० भू )=થાય છે.
न=નહિ.
उभ=બે.
वत्=માફક.
उभवत्=બેની માફક.
आश्रितानां ( मू० आश्रित )=આશ્રય લીધેલાના.

## શ્લોકાર્થ

" હે શ્રેષ્ઠ ( સ્વામી ) ! [ અથવા ( મારા જેવા તરફ પ્રતિકૂળ હોવાથી ) હે શત્રુ ! ] તું અહિંઆજ જો. ચન્દ્ર કુમુદિની પ્રતિ તેમજ ચકોર ( પક્ષી ) પ્રતિ ( કેવી ) ઉત્કૃષ્ટ પ્રીતિનો વિસ્તાર કરે છે. તેનું કારણ એ છે કે પ્રીતિયુક્ત સ્વામી આ બે ( કુમુદિની અને ચકોર )ના જેવા આશ્રિત ( જનો )નો માર્ગ [ કે તેમનું ગૃહ ] નિર્ભય જોઇને તેનાથી વિમુખ થતો નથી ( અર્થાત્ તે સેવકના માર્ગ અથવા ગૃહ તરફ સંગમાર્થે જાય છે ). "—૩૪

---

[1] 'सम्पूर्णः' इत्यधिको ख–पाठः ।

## સ્પષ્ટીકરણ

**શૃંગાર–અધિકાર—**

શૃંગાર રસ એ નવ રસો પૈકી પ્રથમ છે. આ રસના સંભોગાત્મક શૃંગાર અને વિપ્રલમ્ભાત્મક શૃંગાર એમ બે પ્રકારો પડે છે. આ વાતની વાગ્ભટાલંકારના પંચમ પરિચ્છેદનું નિમ્નલિખિત પંચમ પદ્ય સાક્ષી પૂરે છે:—

"जायपत्योर्मिथो रत्यां, वृत्तिः शृङ्गार उच्यते ।
संयोगो विप्रयोगश्चे—त्येष तु द्विविधो मतः ॥"

તેમાં વિપ્રલમ્ભાત્મક શૃંગારના પૂર્વાનુરાગ, માન, પ્રવાસ અને કરુણ આશ્રીને ચાર પ્રકાર પડે છે. તેમાં પૂર્વાનુરાગનું લક્ષણ એ છે કે—

"स्त्रीपुंसयोर्नवालोका–देवोल्लसितरागयोः ।
ज्ञेयः पूर्वानुरागोऽय–मपूर्णस्पृहयोर्दशा ॥"

—વાગ્ભટાલંકાર, પ૦ ૫, શ્લો૦ ૧૮

અર્થાત્ નૂતન દર્શનમાત્રથી જેમનામાં રાગ ઉત્પન્ન થયો છે તેમજ જેમની અભિલાષા અપૂર્ણ છે એવા સ્ત્રી-પુરૂષોની અવસ્થા તે 'પૂર્વાનુરાગ' છે.

માન અને પ્રવાસના સંબંધમાં આ પછીનો નીચે મુજબનો શ્લોક પ્રકાશ પાડે છે:—

"मानोऽन्यवनितासङ्गा–दीर्ष्याविकृतिरुच्यते ।
प्रवासः परदेशस्थे, प्रिये विरहसम्भवः ॥"

અર્થાત્ (પતિએ કરેલા) અન્ય અબળાના સંગથી (પત્નીમાં) જે ઇર્ષ્યાથી વિકાર ઉત્પન્ન થાય છે તે 'માન' છે; જ્યારે પ્રિય પરદેશમાં હોય, ત્યારે વિરહને લઇને ઉત્પન્ન થતો વિપ્રલમ્ભ-શૃંગાર તે 'પ્રવાસ' છે.

કરૂણાત્મક શૃંગારનું સ્વરૂપ આ પછીના શ્લોકમાં નીચે મુજબ આપ્યું છે:—

"स्यादेकतरपञ्चत्वे, दम्पत्योरनुरक्तयोः ।
शृङ्गारः करुणाख्योऽयं, वृत्तवर्णेन एव सः ॥"

અર્થાત્ એક એકના અનુરાગી દમ્પતીમાંથી એકનું મરણ થતાં જે રસ ઉદ્ભવે છે તે કરૂણાત્મક શૃંગાર છે અને આ રસ તો વૃત્ત-વર્ણનમાં–સંપૂર્ણ પ્રબન્ધમાંજ હોઇ શકે છે.

---

૧ રસનું લક્ષણ—

"विभावैरनुभावैश्च, सात्त्विकैर्व्यभिचारिभिः ।
आरोप्यमाण उत्कर्षः, स्थायीभावो रसः स्मृतः ॥"

—વાગ્ભટાલંકાર, પ૦ ૫, શ્લો૦ ૧

૨ સરખાવો—

"शृङ्गारवीरकरुणा–हास्याद्भुतभयानकाः ।
रौद्रबीभत्सशान्ताश्च, नवैते निश्चिता बुधैः ॥"

—વાગ્ભટાલંકાર, પ૦ ૫, શ્લો૦ ૨

૩ આ રસને કેટલાક કરૂણ રસ તરીકેજ ઓળખાવે છે અને તેમના મત પ્રમાણે વિપ્રલમ્ભાત્મક શૃંગારનો આ એક ભેદ નથી, એટલે એના તેઓ પૂર્વાનુરાગ, માન અને પ્રવાસ એમ ત્રણ ભેદોજ સ્વીકારે છે. જુઓ શ્રીહેમચન્દ્રસૂરિકૃત કાવ્યાનુશાસનનો બીજો અધ્યાય.

આ ઉપરથી જોઇ શકાય છે કે **રાજીમતી** અને **નેમિનાથ**ને લગતો શૃંગાર-રસ સંયોગાત્મક નહિ હોવાથી તે વિપ્રલમ્ભાત્મક છે. તેમાં પણ તે **નેમિનાથ** પ્રભુ તોરણે આવ્યા, ત્યાં સુધી તો તેને પૂર્વાનુરાગ કહી શકાય. તોરણેથી પાછા ફર્યાં ત્યાર પછીથી તો એકલા પ્રવાસાત્મક રસનો પ્રારંભ ગણી શકાય અને જ્યારે તેમણે સિદ્ધિ-સુન્દરીને વરવાને માટે તપ કરવા માંડ્યું ત્યારથી માંડીને તે **રાજીમતી**એ જ્યાં સુધી દીક્ષા લેવાનો વિચાર ન કર્યો ત્યાં સુધી તેને માનાત્મક શૃંગાર ગણી શકાય.

એ તો દેખીતી વાત છે કે શૃંગારના સ્થાનમાં વૈરાગ્ય ઉત્પન્ન થવાથી આ રસનો નાશ થાય છે અને વૈરાગ્યનો પ્રાદુર્ભાવ થાય છે. તે પ્રમાણે આ પદ્ય સમાપ્ત થતાં વિપ્રલમ્ભાત્મક શૃંગારનો અધિકાર સમાપ્ત થાય છે અને વૈરાગ્યની શરૂઆત થાય છે.

* * * * *

माकन्दवृन्दवनराजिपदे निरेनो–
ऽसह्योऽप्यहो ! सकलकेवलसम्पदाप्तेः ।
सालत्रयं भविभृतं भुवि मोहभूपो
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३५ ॥

## टीका

निर्गतमेनः–पापं यस्मात् स निरेनास्तस्य संबोधने हे निरेनः !–हे निष्पाप ! अहो इत्याश्चर्ये असह्योऽपि–असहनीयोऽपि मोहभूपः–सकलकर्मनायको मोहराजः सालत्रयं–वप्रत्रिकं नाक्रामति–न पीडयति । कथंभूतं सालत्रयं ? ते–तव क्रमयुगाचलसंश्रितं–चरणयुगलपर्वताश्रितम् । पुनः कथंभूतं सालत्रयं ? भविभृतं–देवैर्नरैस्तिर्यग्भिः पूर्णम् । कथंभूतस्य ते ? 'सकलेति' सकलं–सम्पूर्णं यत् केवलं–केवलज्ञानं तस्य सम्पद् आप्तिः प्राप्तिर्यस्य स तस्य सकलकेवलसम्पदाप्तेः[1] । कस्मिन् ? 'माकन्देति' माकन्दा–आम्रास्तेषां वृन्दानि यस्मिंस्तत् एवंविधं यद् वनं तस्य राजिः–श्रेणिस्तस्याः पदे–स्थाने रैवतके । आधारे सप्तमी । श्रीनेमेः केवलज्ञानं रैवतके समुत्पन्नमिति ॥ ३५ ॥

## अन्वयः

( हे ) निर्-एनः ! अहो अ-सह्यः अपि मोह-भूपः माकन्द-वृन्द-वन-राजि-पदे सकल-केवल-सम्पद्-आप्तेः ते क्रम-युग-अचल-संश्रितं भविन्-भृतं साल-त्रयं भुवि न आक्रामति ।

## શબ્દાર્થ

माकन्द=આમ્ર, આંબો.
वृन्द=સમુદાય.
वन=વન, જંગલ.
राजि=શ્રેણિ.
पद=સ્થાન.
माकन्दवृन्दवनराजिपदे=આમ્રના ( વૃક્ષ ) સમુદાયો છે જેમાં એવાં વનોની શ્રેણિના સ્થાનમાં.

1 'सम्पदायाः' इति ख–पाठः ।

निर्=શૂન્યતાવાચક અવ્યય.
एनस्=પાપ.
निरेनः!=હે પાપ-રહિત !
सह्य=ખમી શકાય તેવો.
असह्यः=અસહનીય.
अपि=પણ.
अहो=અહો.
सकल=સંપૂર્ણ.
केवल=કેવલ ( જ્ઞાન ).
सम्पद्=લક્ષ્મી.
आप्ति=પ્રાપ્તિ.
सकलकेवलसम्पदाप्तेः=સંપૂર્ણ કેવલ( જ્ઞાન )રૂપી લક્ષ્મીની પ્રાપ્તિ ( થઇ ) છે જેને તેના.
साल=ગઢ.
त्रय=ત્રણનો સમુદાય.
सालत्रयं=ત્રણ ગઢો.
भविन्=ભવ્ય.
भृत ( धा० भृ )=પૂર્ણ, ભરપૂર.
भविभृतं=ભવ્યોથી ભરપૂર.
भुवि ( मू० भू )=પૃથ્વી ઉપર.
मोह=મોહ
भूप=રાજા.
मोहभूपः=મોહરાજ.
न=નહિ.
आक्रामति ( धा० क्रम् )=આક્રમણ કરે છે.
क्रम=ચરણ.
युग=યુગલ, જોડકું.
अचल=પર્વત
संश्रित ( धा० श्रि )=આશ્રય લીધેલ.
क्रमयुगाचलसंश्रितं=ચરણ-યુગલરૂપી પર્વત વડે આશ્રિત.
ते ( मू० युष्मद् )=તારા.

## શ્લોકાર્થ

**સર્વજ્ઞતાનો પ્રભાવ—**

" હે પાપરહિત ( પ્રાણ-નાથ ) ! આમ્ર ( વૃક્ષો )ના સમુદાયોથી યુક્ત વનોની શ્રેણિના સ્થાનમાં ( અર્થાત્ **ગિરનાર** પર્વત ઉપર ) જેને સંપૂર્ણ કેવલ( જ્ઞાન )રૂપી લક્ષ્મીની પ્રાપ્તિ (થઇ) છે એવા તારા ચરણ-યુગલરૂપી પર્વતો વડે આશ્રિત તેમજ ભવ્ય ( જીવોના આગમન ) વડે પૂર્ણ એવા ત્રણ ગઢોનું અસહનીય ( પ્રતાપવાળો ) એવો મોહરાજ ( પણ ) આક્રમણ કરતો નથી એ આશ્ચર્ય છે. "—૩૫

* * * *

अथ नेमिस्तुतिद्वारं प्रकटयन्नाह—

इत्युत्सुका गतिविनिर्जितराजहंसी
'राजीमती' दृढमतिः सुसती यतीशम् ।
इन्द्रैः स्तुतं ह्युपययाविति नोऽसुखाग्निं
त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥ ३६ ॥

---

१ વિચારો—

" गत्या विभ्रममन्दया प्रतिपदं या राजहंसायते
यस्याः पूर्णमृगाङ्कमण्डलमिव श्रीमत्सदैवाननम् ।
यस्याश्चानुकरोति नेत्रयुगलं नीलोत्पलानि श्रिया
तां कुन्दाहंदती त्यजज्जिनपती राजीमतीं पातु वः ॥"

—વાગ્ભટાલંકાર ૫૦૪, શ્લો० ૫૧

## टीका

इतीति निश्चितं राजीमती यतीशं–साधुस्वामिनं नेमिनं इति उपययौ–समीपं जगाम। कथंभूता राजीमती? इत्युत्सुका–सादरा। इतीति किं तत्? प्रभुसमीपं मोहभूपपीडारहितमिति हेतोः। पुनः कथंभूता राजीमती? 'गतिविनिर्जितराजहंसी' स्पष्टम्। पुनः कथंभूता राजीमती? दृढमतिः–निश्चलबुद्धिः। पुनः कथंभूता राजीमती? सुसती–शुभसाध्वी। कथंभूतं यतीशं? इन्द्रैः स्तुतं–कीर्तितम्। इतीति किं? हे नेमे! त्वन्नामकीर्तनजलं–तव नामस्तवनमेव नीरं कर्तृपदं नः–अस्माकं असुखाग्निं–दुःखानलं अशेषं–समस्तं शमयति–स्फेटयति ॥ ३६ ॥

## अन्वयः

इति उत्सुका गति–विनिर्जित–राजहंसी दृढ–मतिः सु–सती 'राजीमती' त्वद्–नामन्–कीर्तन–जलं नः अ–शेषं अ–सुख–अग्निं हि शमयति इति इन्द्रैः स्तुतं यति–ईशं उपययौ।

## શબ્દાર્થ

इति=એમ.
उत्सुका ( मू० उत्सुक )=આતુર.
गति=ચાલ.
विनिर्जित ( धा० जि )=જીતેલ.
राजहंसी=રાજહંસી.
गतिविनिर्जितराजहंसी=ચાલમાં જીતી છે રાજહંસીને જેણે એવી.
राजीमती=રાજીમતી
दृढ=નિશ્ચળ.
मति=બુદ્ધિ.
दृढमतिः=નિશ્ચલ છે બુદ્ધિ જેની તે.
सु=શ્રેષ્ઠતાવાચક અવ્યય.
सती ( मू० सत् )=સાધ્વી.
सुसती=ઉત્તમ સાધ્વી.
यति=મુનિ.
यतीशं=મુનીશ્વરને.
इन्द्रैः ( मू० इन्द्र )=ઇન્દ્રો વડે.
स्तुतं ( मू० स्तुत )=સ્તુતિ કરાયેલ.
हि=નિશ્ચયતાવાચક અવ્યય.
उपययौ ( धा० या )=સમીપ ગઇ.
नः ( मू० अस्मद् )=અમારા.
सुख=સુખ.
अग्नि=અગ્નિ, આગ
असुखाग्निं=દુઃખરૂપી અગ્નિને.
नामन्=નામ.
कीर्तन=સ્તવન.
जल=જલ, પાણી.
त्वन्नामकीर्तनजलं=તારા નામના કીર્તનરૂપ જલ.
शमयति ( धा० शम् )=શાંત કરે છે.
अशेषं ( मू० अ-शेष )=સમસ્ત, નિઃશેષ.

## શ્લોકાર્થ

**રાજીમતીનું નેમિનાથ પાસે ગમન—**

" ( મારા પ્રાણ-નાથ પાસે મોહરાજા પણ ક્ષીણ જેવો બની જાય છે ) એમ ( જાણીને ) આતુર બનેલી એવી, વળી ગતિ વડે જેણે રાજહંસીને ( પણ ) પરાજિત કરી છે એવી, તથા વળી નિશ્ચલ મતિવાળી એવી તેમજ ઉત્તમ સાધ્વી એવી **રાજીમતી** ' ( હે નાથ ) તારા નામના કીર્તનરૂપી જલ અમારા સમસ્ત દુઃખાગ્નિને નક્કી શાંત કરે છે ' એમ ઇન્દ્રો વડે સ્તુતિ કરાયેલા એવા ( પોતાના સ્વામી ) મુનીશ્વર ( **નેમિનાથ** )ની સમીપ ગઇ. "—૩૬

* * * * *

मत्तालिपाटलमलीमसकामभोगी
　　योगीश ! दुर्धरकषायफटोत्कटाक्षः ।
जय्यो जवेन जठराप्तजनोऽपि तेन
　　त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ३७ ॥

### टीका

हे योगीश !–हे साम्ययोगस्वामिन् ! यस्य पुंसो–नरस्य हृदि–हृदयकमले त्वन्नामनागदमनी–तवाभिधानमेव भुजङ्गदमनी ओषधी वर्तते । यत्तदोर्नित्यसंबन्धः । तेन पुरुषेण मत्तालिपाटलमलीमसकामभोगी जय्यः–जेतुं शक्यते । मत्ताः–क्षैव्यं प्राप्ता येऽलयो–भ्रमरास्तेषां पाटलं–समूहस्तद्वन्मलीमसः–कृष्णो यः काम एव भोगी–सर्प इत्यर्थः । कथंभूतः ? 'दुर्धरेति'[1] दुर्धरा-दुःसहा–भयङ्करा ये कषायाः–क्रोधादयस्त एव फटाः–फणास्तैरुत्कटे–तीव्रे अक्षिणी–नेत्रे यस्य सः । अथवा दुर्धरकषायाः फटा–दम्भा एव उत्कटे–मत्ते अक्षिणी यस्य स इति । "फटास्तु कैतवे फणे" इति, "उत्कटस्तीव्रमत्तयोः" इति च हैमानेकार्थः । पुनः कथंभूतः मत्त०कामभोगी[2] ? जवेन–वेगेन जठरम्–उदरमाप्तः–प्राप्त एवंविधो जनो यस्य सः । अपिः विस्मये । कामसर्पेण सर्वे जना भक्षिताः सन्ति ॥ ३७ ॥

### अन्वयः

यस्य पुंसः हृदि त्वद्-नामन् नाग-दमनी ( वर्तते ) तेन दुर्धर-कषाय-फट-उत्कट-अक्षः, जवेन जठर-आप्त-जनः अपि मत्त-अलि-पाटल-मलीमस-काम-भोगी ( जवेन ) जय्यः ।

### શબ્દાર્થ

मत्त=ઉન્મત્ત.
अलि=ભ્રમર.
पाटल=સમૂહ.
मलीमस=કૃષ્ણ, કાળો.
काम=મદન, રતિ-પતિ.
भोगिन्=સર્પ, સાપ.
मत्तालिपाटलमलीमसकामभोगी=ઉન્મત્ત ભ્રમરોના સમૂહના સમાન કાળો કામદેવરૂપી સર્પ.
योगिन्=યોગી, મુનિ.
ईश=નાથ.
योगीश !=હે યોગિનાથ, હે મુનીશ્વર !
दुर्धर=ભયંકર, દુઃસહનીય.
कषाय=કષાય.
फट=( ૧ ) ફેણ; ( ૨ ) કપટ.
फटा=ફેણ.
उत्कट=( ૧ ) તીવ્ર; ( ૨ ) ઉન્મત્ત.
अक्षि=નેત્ર.
दुर्धरकषायफटोत्कटाक्षः=( ૧ ) દુર્ધર કષાયરૂપી ફેણો વડે તીવ્ર છે નેત્રો જેનાં એવો, ( ૨ ) દુર્ધર કષાય જેવા જે કપટો તે રૂપી ઉન્મત્ત છે નેત્રો જેનાં એવો.
जय्यः ( मू० जय्य )=જીતી શકાય તેવો.
जवेन ( मू० जव )=વેગથી, ઝડપથી.
जठर=ઉદર, પેટ.
आप्त ( धा० आप् )=પ્રાપ્ત.
जन=મનુષ્ય.
जठराप्तजन=જેના ઉદરને વિષે પ્રાપ્ત થયા છે મનુષ્યો એવો.
अपि=વિસ્મયવાચક અવ્યય.
तेन ( मू० तद् )=તેનાથી.

---

१ 'दुर्धरेति' इत्यधिकः ख-पाठः । २ 'मत्त० कामभोगी' इत्यधिकः ख-पाठः ।

नामन्=નામ.
नाग=સર્પ.
दमनी=( ૧ ) વિષને હરનાર ઓષધી; ( ૨ ) જાંગુલી મંત્ર.
त्वन्नामनागदमनी=તારા નામરૂપી નાગદમની.
हृदि ( मू० हृद् )=હૃદયમાં.
यस्य ( मू० यद् )=જેના.
पुंसः ( मू० पुंस् )=મનુષ્યના.

## શ્લોકાર્થ

" અહો ! જે મનુષ્યના હૃદયમાં તારા નામરૂપી નાગ-દમની છે, તેનાથી દુર્ધર ( ક્રોધાદિક ) કષાયરૂપી ફેણો વડે તીવ્ર નેત્રવાળો ( અથવા દુર્દ્ધર કષાયો જેવાં કે કપટો તે રૂપી ઉન્મત્ત છે નેત્રો જેનાં એવો ) તેમજ ઝડપથી જેના ઉદરને વિષે મનુષ્યો પ્રાપ્ત થયા છે એવો ( અર્થાત્ વેગપૂર્વક મનુષ્યોનું ભક્ષણ કરી ગયેલો એવો ) ઉન્મત્ત ભ્રમરોના સમૂહની જેમ કાળો કામદેવરૂપી સર્પ ( વેગપૂર્વક ) જીતી શકાય છે. "—૩૭

* * * * *

कालोपमं विशददर्शनकृत्यशून्यं
पक्षद्वयात् सदसतो धृततर्कजालम् ।
मिथ्यात्विशासनमिदं मिहिरांशुविद्धं
त्वत्कीर्तनात् तम इवाशु भिदामुपैति ॥ ३८ ॥

## टीका

हे नेमे ! इदं मिथ्यात्विशासनं कर्तृपदं त्वत्कीर्तनात्–तव सम्यकस्तवनात् आशु–शीघ्रं तमः–अन्धकारमिव भिदां–विनाशं उपैति–प्राप्नोति । कथंभूतं मिथ्यात्विशासनं ? कालोपमं–कालकूटविषसमानं, मृत्युदायित्वात् । पुनः कथंभूतं मिथ्यात्विशासनं ? विशददर्शनकृत्यशून्यं–निर्मलसम्यक्त्वकार्येण रहितम् । पुनः कथंभूतं मिथ्यात्विशासनं ? सदसतः–शुद्धाशुद्धात् पक्षद्वयाद् धृततर्कजालं–धृतविचारजालमिति । कथंभूतं तमः ? मिहिरांशुविद्धं–सूर्यकिरणखण्डितमिति ॥३८॥

## अन्वयः

त्वत्–कीर्तनात् काल–उपमं, विशद–दर्शन–कृत्य–शून्यं, सत्–असतः पक्ष–द्वयात् धृत–तर्क–जालं इदं मिथ्यात्विन्–शासनं मिहिर–अंशु–विद्धं तमः इव आशु भिदां उपैति ।

## શબ્દાર્થ

काल=કાલકૂટ ( ઝેર ).
उपमा=ઉપમા.
कालोपमं=કાલકૂટના સમાન ઉપમા છે જેની એવું.
विशद=નિર્મળ.
दर्शन=શ્રદ્ધાન.
कृत्य=કાર્ય.
शून्य=રહિત.
विशददर्शनकृत्यशून्यं=નિર્મળ શ્રદ્ધાનના કાર્યથી રહિત.
पक्ष=બાજુ.
द्वय=યુગલ, જોડકું.
पक्षद्वयात्=પક્ષ-યુગલથી.
सत्=શુદ્ધ.
असत्=અશુદ્ધ.
सदसतः=શુદ્ધ અને અશુદ્ધ.
धृत ( धा० धृ )=ધારણ કરેલ.
तर्क=તર્ક.
जाल=જાળ.

धृततर्कजालं=ધારણ કરી છે તર્કોની જાળને જેણે એવું.
मिथ्यात्विन्=મિથ્યાત્વી.
शासन=શાસન, આજ્ઞા.
मिथ्यात्विशासनं=મિથ્યાત્વીઓનું શાસન.
इदं ( मू० इदम् )=આ.
मिहिर=સૂર્ય.
अंशु=કિરણ.
विद्ध ( धा० विध् )=ભેદાયેલું.
मिहिरांशुविद्धं=સૂર્યનાં કિરણો વડે ભેદાયેલું.
कीर्तन=પ્રશંસા.
त्वत्कीर्तनात्=તારા કીર્તનથી.
तमः ( मू० तमस् )=અંધકાર, અંધારૂં.
इव=જેમ.
आशु=શીઘ્ર, સત્વર.
भिदां ( मू० भिदा )=ભેદને, નાશને.
उपैति ( धा० इ )=પામે છે.

## શ્લોકાર્થ

" જેમ સૂર્યનાં કિરણોથી ભેદાયેલું અંધારૂં સત્વર નાશ પામે છે, તેમ તારા કીર્તનથી આ ( મૃત્યુદાયક હોવાથી ) કાલકૂટની ઉપમાવાળું, નિર્મળ દર્શનના કૃત્યથી રહિત તથા વળી જેણે ( એકાંત ) સત્ અને ( એકાંત ) અસત્ એમ બે પક્ષથી તર્ક-જાળ પાથરી છે એવું મિથ્યાત્વીઓનું શાસન શીઘ્ર નાશ પામે છે. "—૩૮

## સ્પષ્ટીકરણ

### ' સત્ ' અને ' અસત્ ' સંબંધી વિચાર—

કોઇ પણ વસ્તુના સંબંધમાં જૂદી જૂદી અપેક્ષાએ વિચાર કરવો તે ' અનેકાન્તવાદ ' યાને ' સ્યાદ્વાદ ' છે. આ અનેકાન્તવાદ-શૈલીનો ઉપયોગ કરવાથી યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે, જ્યારે તેથી વિપરીત લક્ષણવાળી એકાન્તવાદ-શૈલીનો આશ્રય લેવાથી અયથાર્થ જ્ઞાન થવાનો પૂર્ણ સંભવ રહે છે.

એ તો સુવિદિત હકીકત છે કે દરેક વસ્તુની બંને બાજુઓ તપાસવી જોઇએ. આ વાતના ઉપર શાસ્ત્રકારોએ તો ખાસ ધ્યાન આપવું જોઇએ. જે શાસ્ત્રો આ દૃષ્ટિપૂર્વક રચવામાં આવ્યાં હોય તે આદરણીય તેમજ હિતકારી છે એમ કહેવામાં જરાએ ભય રહેતો નથી. ટુંકમાં જે ધર્મમાં સ્યાદ્વાદ-સિદ્ધાન્તને યથોચિત સ્થાન આપવામાં આવ્યું હોય, તેજ ' ધર્મ ' એવા નામને લાયક ગણી શકાય; બાકી બીજા ધર્મો તો નામધારીજ સમજવા જોઇએ.

કોઇ પણ પદાર્થ એકાન્તતઃ સત્ કે એકાન્તતઃ અસત્ નથી એમ જૈનો માને છે. અપેક્ષા અનુસાર દરેક પદાર્થમાં સત્ત્વ, અસત્ત્વ, નિત્યત્વ, અનિત્યત્વ એવા વિરૂદ્ધ ધર્મો પણ સુખેથી સ્વીકારી શકાય તેમ છે, એવી આ તેમની માન્યતા અસ્થાને નથી.

આ સંબંધમાં વિચાર કરતાં સમજી શકાય છે કે જેઓ પદાર્થને એકાન્તતઃ સત્ માને છે, તેઓ તેમ કરવામાં ભૂલે છે. પ્રથમ તો કોઇ પણ પદાર્થને ' એકાન્તતઃ સત્ ' માનવાથી તેનું વિશિષ્ટ સ્વરૂપ ઉડી જાય છે. કેમકે તેમાં અન્ય પદાર્થોના ધર્મનો પણ અંતર્ભાવ માનવો પડે છે અને એથી કરીને તે પદાર્થનો અભાવ માનવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે અથવા તો સમસ્ત બ્રહ્માણ્ડને તેજ પદાર્થરૂપ માનવું પડે છે અને આ હકીકત તો ઇષ્ટ નથી. કેમકે આવી માન્યતા-વાળાને તો પોતાની પત્નીને પણ સર્વથા જનનીરૂપે તેમજ જનનીને પણ સર્વથા પત્નીરૂપે સ્વીકારવી પડે તેમ છે, કેમકે એકજ વસ્તુમાં તે સર્વ ધર્મોનો સર્વથા સ્વીકાર કરે છે. એકા-

ન્તવાદી આ સંબંધમાં એવો બચાવ કરી શકે તેમ નથી કે અમે તો સર્વ ધર્મો એકજ અપેક્ષાપૂર્વક સ્વીકાર્યા નથી, પરંતુ અન્યાન્ય અપેક્ષા પ્રમાણે તેમ કર્યું છે, કેમકે એ કાર્ય તો અનેકાન્તવાદીનું છે.

વળી વસ્તુને એકાન્તતઃ સત્ માનનારને તેને કૂટસ્થ નિત્ય માનવી પડશે અને તેમ કરવાથી તો તેને શિરે અનેક આપત્તિઓ આવી પડશે. તેમાંની અત્ર એકનુંજ દિગ્દર્શન કરાવવામાં આવે છે અને તે એ છે કે પોતે પણ પોતાની આર્થિક, નૈતિક કે આધ્યાત્મિક સ્થિતિ સુધારી શકશે નહિ. આથી બીજી મોટી આપત્તિ શું હોઇ શકે ?

આવીજ રીતે કોઇ પણ વસ્તુને એકાન્તતઃ અસત્ માનવી તે પણ ઇષ્ટ નથી, કેમકે તેમ કરવા જતાં તો બ્રહ્માણ્ડ શૂન્યરૂપ બને છે. અન્ય શબ્દોમાં કહીએ તો ભયંકર શૂન્યવાદનો સ્વીકાર કરવો પડે તેમ છે.

જૈન શાસ્ત્રમાં નિવેદન કર્યા મુજબ દરેક પદાર્થનું ( ૧ ) દ્રવ્ય, ( ૨ ) ક્ષેત્ર, ( ૩ ) કાલ અને ( ૪ ) ભાવ એમ ચાર દૃષ્ટિપૂર્વક અવલોકન થઇ શકે છે. તેમાં દરેક પદાર્થનું અસ્તિત્વ પોતાના દ્રવ્યાદિક આશ્રીને રહેલુ છે, પરંતુ અન્ય પદાર્થના દ્રવ્યાદિક આશ્રીને રહેલુ નથી એમ સ્વીકારવુ તે અનેકાન્તવાદ છે અને આ ઉત્તમ માર્ગ છે અને તેનો જૈન દર્શનમાં પૂર્ણ સત્કાર કરવામાં આવ્યો છે, જોકે કેટલીક વાર તો જૈનેતર દર્શનોમાં પણ અનેકાન્તવાદની ગન્ધ આવે છે.

આ ચારે દૃષ્ટિઓનો વિચાર કરીએ તે પૂર્વે એ વિચારવું અસ્થાને નહિ ગણાય કે જેને 'પિતા ' કહેવામાં આવે છે, તે તેનાજ પુત્રનો પિતા છે અર્થાત્ તે અન્યના પુત્રનો પિતા નથી. એટલે કે તે વ્યક્તિમાં અમુક અપેક્ષાએ પિતૃત્વ ધર્મ રહેલો છે અને અમુક અપેક્ષાએ તે ધર્મ રહેલો નથી. અર્થાત્ સ્વપુત્રથી પિતા તરીકે સત્ એવો જે પિતા તે બીજાના પુત્રથી પિતા તરીકે અસત્ છે.

આ ઉપરથી સમજી શકાય છે કે પોતાના ગુણોથી—પોતાના ધર્મોથી—પોતાના સ્વરૂપથી જે દ્રવ્ય સત્ છે, તેજ દ્રવ્ય બીજા દ્રવ્યના ગુણોથી—બીજા દ્રવ્યના સ્વરૂપથી અસત્ છે.

આ હકીકત વિશેષ ધ્યાનમાં આવે તે માટે આપણે ઘટનું ઉદાહરણ ચારે દૃષ્ટિપૂર્વક વિચારીએ. ધારો કે એક ઘટ માટીનો બનેલો છે અને તે **મુંબાઇ**માં રહેલો છે. વળી તે શરદ્ ઋતુમાં ઉત્પન્ન થયેલો છે તેમજ તે શુક્લ વર્ણવાળો છે. એમાં માટી, **મુંબાઇ**, શરદ્ ઋતુ અને શુક્લ વર્ણ એ આ ઘટના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ છે. આથી કરીને આ ઘટ માટીરૂપ છે પરંતુ તે જળરૂપ નથી એમ કહી શકાય; અર્થાત્ સ્વદ્રવ્યની અપેક્ષાએ એ સત્ છે, પરંતુ પરદ્રવ્યની અપેક્ષાએ તે અસત્ છે. એવીજ રીતે **મુંબાઇ**માં રહેલો ઘટ **મુંબાઇ** ક્ષેત્રની અપેક્ષાએ સત્ છે, પરંતુ અન્ય ક્ષેત્રની જેવા કે **સુરત**, **અમદાવાદ** ઇત્યાદિની અપેક્ષાએ અસત્ છે. એવીજ રીતે શરદ્ ઋતુની—સ્વકાલની અપેક્ષાએ

૧ સ્વકાલની અપેક્ષાએ સત્ત્વ, અસત્ત્વ વિચારતાં એ પણ સમજી શકાય છે કે અમુક કાલનો માટીનો બનેલો ઘટ અન્ય કાલમાં તેના પરમાણુની સખ્યામાં તેમજ તેની ગોઠવણમાં ફરક પડતાં તે જલરૂપે કે પિત્તળરૂપે કે એવા કોઇ અન્ય પર્યાયરૂપે પણ પરિણમે, કેમકે દરેક પદાર્થ એકજ જાતના પુદ્ગલનો બનેલો છે. આ પુદ્ગલના પરમાણુઓની સખ્યા અને યોજના પ્રમાણે તે પુદ્ગલ અન્ય અન્ય દ્રવ્યરૂપે પરિણમે છે, એવું જૈન શાસ્ત્રકારોનું કથન છે.

એ સત્ છે, જ્યારે હેમન્તાદિક અન્ય ઋતુઓની અપેક્ષાએ તે અસત્ છે. વળી તે શુક્લ વર્ણની અપેક્ષાએ સત્ છે, જ્યારે અન્ય વર્ણોની અપેક્ષાએ અસત્ છે. આ ઉપરથી સાર એ નીકળે છે કે આ ઘટ સ્વ-ભાવથી સત્ છે, પરંતુ પર-ભાવથી અસત્ છે.

* * * * *

रत्नत्रयं निरुपमं नरराजहंसाः
संवित्तिदर्शनचरित्रमयप्रकाशम् ।
क्षित्याप्तसंसृतिपरिश्रमदुःखदाहं
त्वत्पादपङ्कजवनाश्रयिणो लभन्ते ॥ ३९ ॥

## टीका

हे नेमे ! त्वत्पादपङ्कजवनाश्रयिणः–तव चरणकमलवनसेविनः 'नरराजहंसा' नरा एव राजहंसा–उत्तमहंसा रत्नत्रयं लभन्ते–प्राप्नुवन्ति । कथंभूतं रत्नत्रयं ? 'संवित्तीति' संवित्तिः सम्यग्ज्ञानं, दर्शनं–सम्यक्त्वं, चरित्रं ( च ) एतन्मयम्–एतत्स्वरूपं प्रकाशं यस्य तत्[1] । पुनः कथंभूतं रत्नत्रयं ? निरुपमं–उपमानरहितम् । पुनः कथंभूतं रत्नत्रयं ? 'क्षित्येति' क्षितिं–विनाशमाप्तः–प्राप्तः संसृतेः–संसारस्य परिश्रमस्य–क्लेशस्य दुःखदाहः–सन्तापो यस्मिंस्तदिति ॥ ३९ ॥

## अन्वयः

त्वत्–पाद–पङ्कज–वन–आश्रयिणः नर–राजहंसाः संवित्ति–दर्शन–चरित्र–मय–प्रकाशं, क्षिति–आप्त–संसृति–परिश्रम–दुःख–दाहं, निर्–उपमं रत्न–त्रयं लभन्ते ।

## શબ્દાર્થ

रत्न=રત્ન.
रत्नत्रयं=ત્રણ રત્નોના સમુદાયને.
निरुपमं ( मू० निरुपम )=ઉપમા-રહિત.
नर=મનુષ્ય.
राजहंस=રાજહંસ.
नरराजहंसाः=મનુષ્યોરૂપી રાજહંસો.
संवित्ति=સમ્યગ્ જ્ઞાન, યથાર્થ બોધ.
दर्शन=દર્શન.
चरित्र=ચારિત્ર.
मय=સ્વરૂપવાચક તદ્ધિત પ્રત્યય.
प्रकाश=તેજ.
संवित्तिदर्शनचरित्रमयप्रकाशं=સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ છે પ્રકાશ જેનો એવા
क्षिति=નાશ.
आप्त ( धा० आप् ) પામેલ.
संसृति=સંસાર.
परिश्रम=પરિશ્રમ, ક્લેશ
दुःख=દુઃખ
दाह=સંતાપ.
क्षित्याप्तसंसृतिपरिश्रमदुःखदाहं=નાશ પામ્યો છે સાંસારિક પરિશ્રમ સંબંધી દુઃખનો સંતાપ જેને વિષે એવા.
पाद=ચરણ.
पङ्कज=કમળ.
वन=વન
आश्रयिन्=આશ્રય લેનાર.
त्वत्पादपङ्कजवनाश्रयिणः=તારા ચરણ-કમલરૂપી વનનો આશ્રય લેનારા.
लभन्ते ( धा० लभ् )=પ્રાપ્ત કરે છે.

---

1 'तत्' इति ख-पाठः ।

## શ્લોકાર્થ

" ( હે નાથ ! ) તારા ચરણ-કમલરૂપી વનનો આશ્રય લેનારા યથાર્થ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ પ્રકાશવાળા એવા તથા વળી જેને વિષે સાંસારિક પરિશ્રમ સંબંધી દુઃખના સંતાપનો નાશ થયો છે એવા તેમજ ઉપમા-રહિત એવા રત્ન-ત્રયને પ્રાપ્ત કરે છે. "—૩૯

* * * * *

विचेन साधकतमेन सुनद्धभावात्
कैवल्यनार्युरसिजैकरसाभिलाषाः ।
सम्यक्प्रमादसुभृतोऽव्ययतां त्वदीयात्
त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥ ४० ॥

## टीका

हे नेम ! असुभृतः-प्राणिनोऽव्ययतां-अक्षयभावं व्रजन्ति-प्राप्नुवन्ति । कस्मात् ? ( स्मरणात् -) संस्मरणतः । किं कृत्वा ? भवतः-संसारात् त्रासं-भयं विहाय-त्यक्त्वा । कथंभूतात् स्मरणात् ? त्वदीयात्-भवदीयात्, तव संबन्धिनः । पुनः कथंभूतात् स्मरणात् ? 'सम्यक्प्रमात्' सम्यक्-शुभा सकलनैगमादिनयैरबाधिता प्रमा ज्ञानं यस्मिंस्तत् ( तस्मात् ) । पुनः कथंभूतात् स्मरणात् ? सुनद्धा-अतिशयेन बद्धा भावाः-पदार्था हेयज्ञेयादिका यस्मिंस्तत् तस्मात् । केन ? साधकतमेन-उत्कृष्टकरणेन । कथंभूतेन साधकतमेन ? वित्तेन-प्रसिद्धेन । कथंभूता असुभृतः ? [1]'कैवल्येति' कैवल्यं-मोक्ष एव नारी-स्त्री तस्या उरसिजौ-स्तनौ तयोरेकरसे-अद्वितीयस्वादेऽभिलाषो येषां ते । इति नेमिस्तुत्यधिकारः ॥ ४० ॥

## अन्वयः

वित्तेन साधकतमेन सु-नद्ध-भावात् सम्यच्-प्रमात् त्वदीयात् स्मरणात् कैवल्य-नारी-उरसि-ज-एक-रस- अभिलाषाः असु-भृतः भवतः त्रासं विहाय अव्ययतां व्रजन्ति ।

## શબ્દાર્થ

वित्तेन ( मू० वित्त ) પ્રસિદ્ધ, પ્રખ્યાત.
साधकतमेन ( मू० साधक-तम )=ઉત્કૃષ્ટ કારણ વડે.
सु=અત્યંતતાવાચક અવ્યય.
नद्ध ( धा० नह् ) બદ્ધ, બાંધેલ
भाव=પદાર્થ.
सुनद्धभावात्=અતિશય બાંધેલા છે પદાર્થો જેને વિષે એવા.
कैवल्य=મોક્ષ, મુક્તિ
नारी=રમણી, મહિલા
उरसिज=સ્તન.
एक=અદ્વિતીય, અસાધારણ
रस=સ્વાદ.
अभिलाष=ઇચ્છા.
कैवल्यनार्युरसिजैकरसाभिलाषाः=મુક્તિરૂપી મહિલાના સ્તનાના અદ્વિતીય સ્વાદની ઇચ્છા છે જેમને એવા.
सम्यच्=શુભ, રૂડું.

1 ' कैवल्येति ' इत्यधिकः क-पाठः ।

**प्रमा**=જ્ઞાન.
**सम्यक्प्रमात्**=રૂડું છે જ્ઞાન જેમાં એવા.
**असु**=પ્રાણ.
**भृत्**=ધારણ કરનાર.
**असुभृतः** ( मू० असुभृत )=પ્રાણીઓ.
**अव्ययतां** ( मू० अव्ययता )=અક્ષય ભાવને.
**त्वदीयात्** ( मू० त्वदीय )=તારા.
**त्रासं** ( मू० त्रास )=ત્રાસને.
**विहाय** ( धा० हा )=મૂકીને, તજીને
**भवतः** ( मू० भव )=સંસારથી
**स्मरणात्** ( मू० स्मरण )=સ્મરણથી, યાદ કરવાથી.
**व्रजन्ति** ( धा० व्रज )=પામે છે.

## શ્લોકાર્થ

"જેમાં પ્રસિદ્ધ એવા ઉત્તમ કરણ વડે ( લેય-કાયાદિક ) પદાર્થો અતિશય બાંધ્યા છે એવા તથા વળી જેને વિષે શુભ જ્ઞાન છે એવા તારા સ્મરણથી મુક્તિરૂપી મહિલાના સ્તનોના ( મર્દન-રૂપી ) અદ્વિતીય સ્વાદની જેમને અભિલાષા છે એવા પ્રાણીઓ સંસારના ત્રાસને ત્યજી દઇને ( અર્થાત્ તેનાથી મુક્ત થઇને ) અક્ષયપણાને પામે છે."—૪૦

## સ્પષ્ટીકરણ

૩૬ મા પદ્યથી જે **નેમિનાથની રાજીમતીએ** સ્તુતિ કરવા માડી હતી, તે સ્તુતિ અધિકાર અત્ર સમાપ્ત થાય છે, કેમકે આ પછીના પદ્યમાં કવિરાજ તે સાધ્વી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે જાય છે એમ સૂચવે છે.

* * * * *

पीत्वा वचो जिनपतेरधिगम्य दीक्षा-
माऽऽर केवलमनन्तसुखं च मोक्षम् ।
आश्रित्य सिद्धवरवस्त्वगदा हि के नो
मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः [1] ॥ ४१ ॥

## टीका

अथ-अनन्तरं सा **राजीमती** केवलं-केवलज्ञानं आर-प्राप च-पुनर्मोक्षं-निर्वाणमार । किं कृत्वा ? जिनपतेः-श्रीनेमिनो वचो-वचनं पीत्वा-सादरं श्रुत्वा । पुनः किं कृत्वा ? दीक्षां-पञ्चमहाव्रतभारं अधिगम्य-प्राप्य । कथंभूतं मोक्षं ? अनन्तसुखं स्पष्टम् । हीत्युपप्रदर्शने । के मर्त्या-मनुष्या मकरध्वजतुल्यरूपाः-कन्दर्पसमरूपा नो भवन्ति ? अपितु ( सर्वे ) भवन्त्येव । कथंभूता मर्त्याः ? अगदा-रोगरहिताः । किं कृत्वा ? सिद्धवरवस्तु आश्रित्य-प्राप्य-आसेव्येति, सिद्ध-औषधसिद्धः-सिद्धवैद्यः तस्य वरं-श्रेष्ठं वस्तु रसायनादिभेषजम् इति ॥ ४१ ॥

## अन्वयः

**अथ जिन-पतेः वचः पीत्वा दीक्षां ( च )** अधिगम्य सा ( 'राजीमती' ) केवलं अनन्त-सुखं मोक्षं **च आर, हि सिद्ध-वर-वस्तु** आश्रित्य अ-गदाः के मर्त्याः मकर-ध्वज-तुल्य-रूपाः नो भवन्ति ? ।

---

1 'इति' इत्यधिकः क-पाठः ।

## શબ્દાર્થ

पीत्वा (धा० पा)=પાન કરીને, આદરપૂર્વક શ્રવણ કરીને.
वचः ( मू० वचस् )=વચનને.
जिन=સામાન્ય કેવલી.
पति=નાથ.
जिनपतेः( मू० जिनपति )=જિનેશ્વરના.
अधिगम्य ( धा० गम् )=પ્રાપ્ત કરીને.
दीक्षां ( मू० दीक्षा )=દીક્ષાને.
सा ( मू० तद )=તે.
अथ=ત્યાર બાદ.
आर ( धा० ऋ )=પ્રાપ્ત કરતી હતી.
केवलं ( मू० केवल )=કેવલ ( જ્ઞાન )ને.
अनन्त=અનન્ત, નિ:સીમ, અપાર.
सुख=સુખ.
अनन्तसुखं=અનન્ત સુખ છે જ્યાં એવા.
च=વળી
मोक्षं ( मू० मोक्ष )=મોક્ષને.
आश्रित्य ( धा० श्रि )=આશ્રય લઇને.
सिद्ध=ઔષધ-સિદ્ધ, સિદ્ધ-વૈદ્ય.
वर=ઉત્તમ, શ્રેષ્ઠ.
वस्तु=વસ્તુ, ચીજ.
सिद्धवरवस्तु=સિદ્ધની ઉત્તમ વસ્તુને.
गद=રોગ.
अगदाः=રોગ-રહિત
हि=કારણ કે.
के ( मू० किम् )=કોણ.
नो=નહિ.
मर्त्याः ( मू० मर्त्य )=મર્ત્યો, માનવો.
भवन्ति ( धा० भू )=થાય છે.
मकर=મગર.
ध्वज=ધ્વજા.
मकरध्वज=મગર છે ધ્વજામાં જેની તે, મદન.
तुल्य=સમાન.
रूप=રૂપ.
मकरध्वजतुल्यरूपाः=મદનના સમાન રૂપ છે જેમનુ એવા

## શ્લોકાર્થ

### રાજીમતીને કેવલજ્ઞાનની પ્રાપ્તિ અને તેનું મુક્તિગમન—

"ત્યાર બાદ ( અર્થાત્ પોતાના પ્રાણનાથ **નેમિનાથ**ની સ્તુતિ કર્યા બાદ તે ) જિનેશ્વરના વચન( રૂપી અમૃત )નું પાન કરીને અને દીક્ષા ગ્રહણ કરીને તે **રાજીમતી**એ કેવલ ( જ્ઞાન )ને અને ( ત્યાર પછી ) અનન્ત સુખાત્મક મોક્ષને ( પણ ) પ્રાપ્ત કર્યો, કારણ કે સિદ્ધ ( વૈદ્ય )ની ઉત્તમ ( રસાયનરૂપી ) વસ્તુનો આશ્રય લઇને (અર્થાત્ તે રસાયનનું સેવન કર્યા બાદ) રોગરહિત ( બનેલા ) એવા કયા માનવો મદનના સમાન રૂપવાળા થતા નથી ?"—૪૧

* * * *

काँस्कान् नवानि हसिताब्जशुचीन् गुणांस्ते
येऽनादितो विषमबाणभटेन नद्धाः ।
राज्ञि त्वयीश ! मनुजाः सति सार्वभौमे
मद्यः स्वयं विगतबन्धभया भवन्ति ॥ ४२ ॥

## टीका

हे ईश ! अहं ते तव काँस्कान्–कान् कान् गुण(णान्) औदार्यादीन् नवानि–स्तवीमि(वानि) ? तव गुणानामानन्त्याद् वक्तुं समर्थो न भवामी(नी)त्यर्थः । कथंभूतान् गुणान् ? हसिताब्जशुचीन्–

૧ જૈન દર્શનમાં મુક્તિમાં સુખનો સદ્ભાવ માનેલો છે અને તે વાત યુક્તિ-યુક્ત છે. જુઓ ન્યાયકુસુમાંજલિ ( પૃ૦ ૩૩૪-૩૩૮ ).

विकस्वरकमलपविश्रान् । हे ईश ! ये प्राणिनः अनादितः-अनादिकालाद् विषमबाणभटेन-काम-सुभटैः(टेन) नद्धा-बद्धाः सन्ति । तच्छब्दोऽत्र गम्यः । ते मनुजाः सद्यः-शीघ्रं स्वयम्-आत्मना विगतबन्धभया भवन्ति । कस्मिन् सति ? त्वयि-नेमौ सार्वभौमे-चक्रवर्तिनि राज्ञि-भूपे सतीति स्पष्टम् । "द्विः कानः कानि सः" ( सिद्ध० अ० १, पा० ३, सू० ११ ) इति सूत्रेण सकारागमः पूर्वस्यानुस्वारानुनासिकौ च इति हेमबृहद्वृत्तौ, तेन कौंस्कानिति सिद्धमिति ॥ ४२ ॥

अन्वयः

( हे ) ईश ! ( अहं ) ते हसित-अब्ज-शुचीन् कौंस्कान् गुणान् नवानि ? । ये मनुजाः अनादितः विषम-बाण-भटेन नद्धाः, ते त्वयि सार्वभौमे राज्ञि सति सद्यः स्वयं विगत-बन्ध-भयाः भवन्ति ।

શબ્દાર્થ

कौंस्कान् ( मू० किम् )=કયા કયા.
नवानि ( धा० नु )=હું સ્તવું.
हसित ( धा० हस् )=વિકસ્વર.
अब्ज=કમલ.
शुचि=પવિત્ર.
हसिताब्जशुचीन्=વિકસ્વર કમલના સમાન પવિત્ર.
गुणान् ( मू० गुण )=ગુણોને.
ते ( मू० युष्मद् )=તારા.
ये ( मू० यद् )=જે.
अनादितः ( मू० अनादि )=અનાદિ ( કાલ )થી.
विषम=વિષમ, ભયંકર.
बाण=બાણ.
विषमबाण=વિષમ છે બાણો જેનાં તે, મદન.
भट=સુભટ, લડવૈયો.
विषमबाणभटेन=મદનરૂપી સુભટ વડે.
नद्धाः ( मू० नद्ध )=બંધાયેલા.
राज्ञि ( मू० राजन् )=રાજા.
त्वयि ( मू० युष्मद् )=તું.
ईश ! ( मू० ईश )=હે નાથ !
मनुजाः ( मू० )=માનવો, મનુષ્યો.
सति ( मू० सत् )=થતાં.
सार्वभौमे ( मू० सार्वभौम )=ચક્રવર્તી.
सद्यस्=સત્વર, શીઘ્ર.
स्वयं=પોતાની મેળે.
विगत ( धा० गम् )=વિશેષે કરીને ગયેલ.
बन्ध=બન્ધન.
भय=ભીતિ, બીક.
विगतबन्धभयाः=વિશેષે કરીને ગયેલી છે બન્ધનની ભીતિ જેમની એવા.
भवन्ति ( धा० भू )=થાય છે.

શ્લોકાર્થ

" હે નાથ ! હું વિકસ્વર કમલના સમાન પવિત્ર એવા તારા કયા કયા ગુણોની સ્તુતિ કરું ? ( કહેવાની મતલબ એ છે કે તારા ગુણો અનન્ત હોવાથી હું તે કહેવા અસમર્થ છું. ) જે માનવો અનાદિ ( કાલ )થી મદનરૂપી સુભટ વડે ( સંસારરૂપી બંદીખાનામાં ) બંધાયેલા છે, તેઓ જ્યારે તું ચક્રવર્તી રાજા થયો છે ત્યારે સત્વર પોતાની મેળે જેમની બન્ધનની ભીતિ વિશેષતઃ ગયેલી છે એવા બને છે ( અર્થાત્ તેઓ સંસાર-ભયથી સર્વથા મુક્ત બની મુક્તિ-રમણીને વરે છે ). "—૪૨

સ્પષ્ટીકરણ

વ્યાકરણ-વિચાર—

આ પદ્યમાં જે 'कौंस्कान्' પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે વ્યાકરણ-સિદ્ધ છે, એ વાત ટીકા ઉપરથી જોઇ શકાય છે, કેમકે તેમાં 'द्विः कानः कानि सः' એ સિદ્ધ-હેમ વ્યાકરણ તેમજ તેની બૃહદ્-વૃત્તિનો ઉલ્લેખ કર્યો છે.

વિશેષમાં આવી રીતે વ્યાકરણના આધારે રચાયેલું ' कस्कः ' પદ શતાર્થિક શ્રીસોમપ્રભ-સૂરિકૃત શૃંગાર-વૈરાગ્ય-તરંગિણીના આઠમા પદ્યના નીચે મુજબના—

" कार्याकार्यविवेकशून्यहृदयः कस्को न संजायते "

—અન્તિમ ચરણમાં દૃષ્ટિ-ગોચર થાય છે. આ ઉપરાંત પ્રભાવક-ચરિત્રમાંના શ્રીબપ્પભટ્ટિ-પ્રબન્ધમાંના ૭૧૮ મા પદ્યના નીચે મુજબના—

" कस्कः कां कां गतिं गन्ता, बुध्यते को जिनं विना "

—ઉત્તરાર્ધમાં પણ નજરે પડે છે.

* * * *

सद्ब्रह्मचार ! जिन ! 'यादव'वंशरत्न !
'राजीमती'नयनकोकविरोकितुल्य ! ।
जुष्टः श्रिया सकलयैकपदे भवेत् स
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४३ ॥

टीका

हे सद्ब्रह्मचार ! बालब्रह्मचारित्वात् । हे जिन ! । हे यादववंशरत्न ! स्पष्टम् । हे राजीमती-नयनकोकविरोकितुल्य !-राजीमतीनेत्रचक्रवाकसूर्यसमान ! । विरोकाः-किरणा अस्य सन्तीति विरोकी-सूर्यः । हे नेमे ! यो मतिमान्-पण्डित इमं तावकं-त्वत्संबन्धिनं स्तवं-स्तवनं अधीते पठति, स मतिमान्, एकपदे इति विभक्तिप्रतिरूपकमव्ययं शीघ्रार्थे, शीघ्रं श्रिया-लक्ष्म्या जुष्टः-महितो भवेत् । कथंभूतया श्रिया ? सकलया-समस्तया ॥ ४३ ॥

अन्वयः

( हे ) सत्-ब्रह्मचार ! ( हे ) जिन ! ( हे ) 'यादव'-वंश-रत्न ! ( हे ) ' राजीमती'-नयन-कोक-विरोकिन्-तुल्य ! यः मतिमान् इमं तावकं स्तवं अधीते, सः एक-पदे सकलया श्रिया जुष्टः भवेत् ।

શબ્દાર્થ

सत्=શોભનીય, સુંદર.
ब्रह्मचार=બ્રહ્મચર્ય.
सद्ब्रह्मचार !=સુંદર છે બ્રહ્મચર્ય જેનું એવા ! (સં૦)
जिन ! ( मू० जिन )=હે તીર્થંકર !
यादव=યાદવ.
वंश=વંશ, કુળ.
रत्न=રત્ન, મણિ.
यादववंशरत्न !=હે યાદવ વંશને વિષે રત્ન (સમાન)!
राजीमती=રાજીમતી.
नयन=નેત્ર.
कोक=ચક્રવાક.
विरोकिन्=કિરણો છે જેને તે, સૂર્ય.
तुल्य=સમાન.
राजीमतीनयनकोकविरोकितुल्य !=હે રાજીમતીના નેત્રરૂપી ચક્રવાક પ્રતિ સૂર્ય સમાન !
जुष्टः ( मू० जुष्ट )=સેવાયેલો.
श्रिया ( मू० श्री )=લક્ષ્મી વડે.
सकलया ( मू० सकल )=સમસ્ત.
एकपदे=એકદમ, એક સામટો.
भवेत् ( धा० भू )=થાય.
सः ( मू० तद् )=તે.
यः ( मू० यद् )=જે.
तावकं ( मू० तावक )=તારા સંબંધી.
स्तवं ( मू० स्तव )=સ્તવનને.
इमं ( मू० इदम् )=આ.
मतिमान् ( मू० मतिमत् )=પણ્ડિત.
अधीते ( धा० इ )=અધ્યયન કરે છે, ભણે છે.

## શ્લોકાર્થ

" ( બાલ-બ્રહ્મચારી હોવાને લીધે ) સુંદર બ્રહ્મચર્યવાળા એવા હે ( નેમિનાથ ) ! હે ( રાગ-દ્વેષના ઉપર વિજય મેળવેલા ) તીર્થંકર ! હે યાદવ વંશને વિષે રત્ન (સમાન) ! હે રાજી-મતીના નેત્રરૂપી ચક્રવાકને ( આનંદ આપવામાં ) સૂર્ય સમાન ! જે બુદ્ધિમાન્ આ તારા સ્તવનનું અધ્યયન કરે છે, તે એકદમ સમસ્ત લક્ષ્મી વડે સેવિત બને છે ( અર્થાત્ તે અપૂર્વ લક્ષ્મીનો સ્વામી થાય છે ). "—૪૩

* * * * *

हारावलीं नुतिमिमां द्युतिसन्ततीद्धां
कण्ठे दधाति महिमाप्रभसूरिराजः ।
यस्ते सदैव रुचिराश्रितभावरत्नां
तं मानतुङ्गमवशा समुपैति लक्ष्मीः ॥ ४४ ॥

॥ इति श्रीभक्तामरस्तोत्रात्तचतुर्थपादसमस्यामयं श्रीनेमिसम्बोधनस्तोत्रम् ॥

## टीका

हे जिन ! यो जनस्ते–तवेमां नुतिं–स्तुतिं हारावलीं–हारश्रेणिरूपां सदैव कण्ठे दधाति–अलङ्करोति । कथंभूतो यः ? 'महिमेति' महिम्ना–महत्त्वेन आ–समन्तात् प्रभा यस्य स महिमाप्रभः, सूरीणां–पण्डितानां राजा सूरिराजः, महिमाप्रभश्चासौ सूरिराजश्च महिमाप्रभसूरिराजः । एतेन स्वगुरोः श्रीमहिमाप्रभसूरिराज इति नाम दर्शितम् । कथंभूतां नुतिं हारावलीं ? 'द्युतिसन्ततीद्धां' द्युतीनां–प्रभाणां सन्ततिभिः–आवलीभिः इद्धां–दीप्ताम् । पुनः कथंभूतां नुतिं हारावलीं ? रुचिराणि–मनोहराणि आश्रितानि–प्रोतानि भावा–अभिधेयविशेषा एव रत्नानि यस्यां सा तामिति । एतद्विशेषणेन शिष्यावस्थायां भावरत्न इति निजनाम कविना दर्शितम् । सूरिपदप्राप्तौ तु भावप्रभ इति नाम लब्धमिति । यत्तदोर्नित्यसंबन्धः । लक्ष्मीस्तं पुरुषं समुपैति–प्राप्नोति । कथंभूता लक्ष्मीः ? अवशा–अनधीना [अपि] । कथंभूतं तं ? मानतुङ्गं–मानोन्नतमपि ॥ ४४ ॥

॥ इति श्रीभावप्रभसूरिविरचिता नेमिसम्बोधनस्वोपज्ञवृत्तिः समाप्ता[1] ॥

## अन्वयः

( हे नाथ ! ) यः महिमन्–आ–प्रभा–सूरि–राजः ते इमां द्युति–सन्तति–इद्धां, रुचिर–आश्रित–भाव–रत्नां हार–आवलीं नुतिं कण्ठे दधाति, तं मान–तुङ्गं अ–वशा लक्ष्मीः सदा एव समुपैति ।

## શબ્દાર્થ

हार=હાર.
आवली=શ્રેણિ.
हारावलीं=હારની શ્રેણિને.
नुतिं ( मू० नुति )=સ્તુતિને.
इमां ( मू० इदम् )=આ.
द्युति=પ્રભા.
सन्तति=શ્રેણિ.
इद्ध ( धा० इन्ध् )=દીપ્ત, પ્રકાશિત.
द्युतिसन्ततीद्धां=પ્રભાની શ્રેણિ વડે પ્રકાશિત.
कण्ठे ( मू० कण्ठ )=ગળામાં.

1 ' समाप्ता ' इत्यधिकः ख–पाठः ।

दधाति ( धा० धा )=ધારણ કરે છે.
महिमन्=મહિમા.
आ=સમન્તાત્, ચોમેર.
प्रभा=તેજ, કાન્તિ.
महिमाप्रभ=મહિમાપ્રભ, ભાવપ્રભસૂરિના ગુરૂ.
सूरि=( ૧ ) પણ્ડિત; ( ૨ ) આચાર્ય.
राजन्=શ્રેષ્ઠતાવાચક શબ્દ.
महिमाप्रभसूरिराजः=(૧) જેના મહિમાની સમસ્તતઃ પ્રભા છે એવો પણ્ડિતવર્ય; (૨) **મહિમાપ્રભ** ( નામના ) સૂરીશ્વર.
यः ( मू० यद् )=જે.
ते ( मू० युष्मद् )=તારી.
सदा=હમેશાં.
एव=જ.
रुचिर=મનોહર.
आश्रित ( धा० श्रि )=આશ્રય લીધેલ, પરોવેલ.
भाव=ભાવ.
रत्न=રત્ન, મણિ.
भावरत्न=ભાવરત્ન, કવિરાજનું શિષ્યાવસ્થા દરમ્યાનનું નામ.
रुचिराश्रितभावरत्नां=મનોહર તેમજ પરોવેલાં એવાં ભાવરૂપી રત્નો છે જેને વિષે એવી.
तं ( मू० तद् )=તેને.
मान=(૧) અભિમાન, (૨) બહુમાન.
तुङ्ग=ઉન્નત, ઊંચો.
मानतुङ्ग=( ૧ ) માનથી ઉન્નત, ( ૨ ) **માનતુંગ**, **ભક્તામર**ના કર્તા.
अवशा ( मू० अवश )=સ્વતંત્ર.
समुपैति ( धा० इ )=પાસે જાય છે.
लक्ष्मीः ( मू० लक्ष्मी )=લક્ષ્મી.

## શ્લોકાર્થ

"( હે નાથ ! ) જેના મહિમાની પ્રભા સર્વત્ર ( પ્રસરેલી ) છે એવા જે પણ્ડિતરાજ કાન્તિની શ્રેણિ વડે પ્રકાશિત એવી તથા મનોહર તેમજ પરોવેલાં ભાવરૂપી રત્નોવાળી એવી આ તારી હારાવલીરૂપી સ્તુતિ કણ્ઠમાં ધારણ કરે છે, તે માનથી ઉન્નત ( મનુષ્ય )ની સમીપ સ્વતંત્ર એવી લક્ષ્મી સર્વદા જાય છે ( અર્થાત્ જે મનુષ્ય તારા યશોગાન ગાય છે, તે સર્વદા ધનિકજ રહે છે )."—૪૪

## સ્પષ્ટીકરણ

### કાવ્યનો ધ્વનિ—

આ કાવ્ય રચીને કવિરાજે આડકતરી રીતે પોતાનું શિષ્ય-અવસ્થા દરમ્યાનનું 'ભાવરત્ન' એ નામ તેમજ સૂરિ-પદ પામ્યા પછીનું 'ભાવપ્રભ' એ નામ નિવેદન કર્યાં છે. વિશેષમાં તેમણે પોતાના ગુરૂનું **મહિમાપ્રભ** એ નામનો તેમજ મૂળ **ભક્તામર**ના કર્તા **માનતુંગ**ના નામનો પણ નિર્દેશ કર્યો છે.



क-परिशिष्टम्

श्रीमानतुङ्गाचार्यविरचितं

# ॥ भक्तामरस्तोत्रम् ॥

काव्यद्वयेन मङ्गलं प्रादुष्कुर्वन्नाह—

भक्तामरप्रणतमौलिमणिप्रभाणा-
मुद्द्योतकं दलितपापतमोवितानम् ।
सम्यक् प्रणम्य जिनपादयुगं युगादा-
वालम्बनं भवजले पततां जनानाम् ॥ १ ॥—वसन्ततिलका

यः संस्तुतः सकलवाङ्मयतत्त्वबोधा-
दुद्भूतबुद्धिपटुभिः सुरलोकनाथैः ।
स्तोत्रैर्जगत्त्रितयचित्तहरैरुदारैः
स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥ २ ॥ (युग्मम्)

कविरात्मौद्धत्यं परिजिहीर्षुराह—

बुद्ध्या विनाऽपि विबुधार्चितपादपीठ !
स्तोतुं समुद्यतमतिर्विगतत्रपोऽहम् ।
बालं विहाय जलसंस्थितमिन्दुबिम्ब-
मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ? ॥ ३ ॥

जिनस्तुतावन्येषां दुष्करतां दर्शयन्नाह—

वक्तुं गुणान् गुणसमुद्र ! शशाङ्ककान्तान्
कस्ते क्षमः सुरगुरुप्रतिमोऽपि बुद्ध्या ? ।
कल्पान्तकालपवनोद्धतनक्रचक्रं
को वा तरीतुमलमम्बुनिधिं भुजाभ्याम् ? ॥ ४ ॥

स्तवनविरचनप्रयत्नेकारणमाह—

सोऽहं तथापि तव भक्तिवशान्मुनीश !
कर्तुं स्तवं विगतशक्तिरपि प्रवृत्तः ।
प्रीत्याऽऽत्मवीर्यमविचार्य मृगो मृगेन्द्रं
नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ? ॥ ५ ॥

निजासामर्थ्येऽपि वाचालताकारणमाह—

अल्पश्रुतं श्रुतवतां परिहासधाम
त्वद्भक्तिरेव मुखरीकुरुते बलान्माम् ।
यत् कोकिलः किल मधौ मधुरं विरौति
तच्चारुचूतकलिकानिकरैकहेतुः ॥ ६ ॥

स्तवनग्रन्थने यो गुणस्तमाह—

त्वत्संस्तवेन भवसन्ततिसन्निबद्धं
पापं क्षणात् क्षयमुपैति शरीरभाजाम् ।
आक्रान्तलोकमलिनीलमशेषमाशु
सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥ ७ ॥

स्तवारम्भसामर्थ्यं दृढयन्नाह—

मत्वेति नाथ ! तव संस्तवनं मयेद-
मारभ्यते तनुधियाऽपि तव प्रभावात् ।
चेतो हरिष्यति सतां नलिनीदलेषु
मुक्ताफलद्युतिमुपैति ननूदबिन्दुः ॥ ८ ॥

सर्वज्ञकथाप्रभावं प्रदर्शयन्नाह—

आस्तां तव स्तवनमस्तसमस्तदोषं
त्वत्सङ्कथाऽपि जगतां दुरितानि हन्ति ।
दूरे सहस्रकिरणः कुरुते प्रभैव
पद्माकरेषु जलजानि विकासभाञ्जि ॥ ९ ॥

भगवद्गुणोत्कीर्तनफलमाह—

नात्यद्भुतं भुवनभूषणभूत ! नाथ !
भूतैर्गुणैर्भुवि भवन्तमभिष्टुवन्तः ।
तुल्या भवन्ति भवतो ननु तेन किं वा
भूत्याश्रितं य इह नात्मसमं करोति ? ॥ १० ॥

भगवद्दर्शनफलमाह—

दृष्ट्वा भवन्तमनिमेषविलोकनीयं
नान्यत्र तोषमुपयाति जनस्य चक्षुः ।
पीत्वा पयः शशिकरद्युति दुग्धसिन्धोः
क्षारं जलं जलनिधे रसितुं क इच्छेत् ? ॥ ११ ॥

भगवद्रूपवर्णनमाह—

यैः शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं
निर्मापितस्त्रिभुवनैकललामभूत ! ।
तावन्त एव खलु तेऽप्यणवः पृथिव्यां
यत् ते समानमपरं नहि रूपमस्ति ॥ १२ ॥

जिनमुखवर्णनमाह—

वक्त्रं क्व ते सुरनरोरगनेत्रहारि
निःशेषनिर्जितजगत्त्रितयोपमानम् ।
बिम्बं कलङ्कमलिनं क्व निशाकरस्य
यद् वासरे भवति पाण्डुपलाशकल्पम् ॥ १३ ॥

भगवद्गुणानां व्याप्तिमाह—

सम्पूर्णमण्डलशशाङ्ककलाकलाप-
शुभ्रा गुणास्त्रिभुवनं तव लङ्घयन्ति ।
ये संश्रितास्त्रिजगदीश्वर ! नाथमेकं
कस्तान् निवारयति सञ्चरतो यथेष्टम् ? ॥ १४ ॥

---

१ 'भूषण ! भूतनाथ !' इत्यपि पाठः समीचीनः ।

भगवद्वीरागतामाह—

चित्रं किमत्र यदि ते त्रिदशाङ्गनाभि-
नीतं मनागपि मनो न विकारमार्गम् ।
कल्पान्तकालमरुता चलिताचलेन
किं मन्दराद्रिशिखरं चलितं कदाचित् ? ॥ १५ ॥

भगवतो दीपेनोपमां निरस्यन्नाह—

निर्धूमवर्तिरपवर्जिततैलपूरः
कृत्स्नं जगत्त्रयमिदं प्रकटीकरोषि ।
गम्यो न जातु मरुतां चलिताचलानां
दीपोऽपरस्त्वमसि नाथ ! जगत्प्रकाशः ॥ १६ ॥

सूर्येणौपम्यनिरासमाह—

नास्तं कदाचिदुपयासि न राहुगम्यः
स्पष्टीकरोषि सहसा युगपज्जगन्ति ।
नाम्भोधरोदरनिरुद्धमहाप्रभावः
सूर्यातिशायिमहिमाऽसि मुनीन्द्र ! लोके ॥ १७ ॥

विशेषाच्चन्द्रोपमां निरस्यन्नाह—

नित्योदयं दलितमोहमहान्धकारं
गम्यं न राहुवदनस्य न वारिदानाम् ।
विभ्राजते तव मुखाब्जमनल्पकान्ति
विद्योतयज्जगदपूर्वशशाङ्कबिम्बम् ॥ १८ ॥

भगवन्मुखेन्दुपुरतः सूर्याचन्द्रमसोर्निष्प्रयोजनत्वं सूचयन्नाह—

किं शर्वरीषु शशिनाऽह्नि विवस्वता वा
युष्मन्मुखेन्दुदलितेषु तमस्सु नाथ ! ।
निष्पन्नशालिवनशालिनि जीवलोके
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ? ॥ १९ ॥

---

१ अम्बरो मेघः ।

ज्ञानद्वारेणान्यदेवाँस्तिरस्कुर्वन्नाह—

ज्ञानं यथा त्वयि विभाति कृतावकाशं
नैवं तथा हरिहरादिषु नायकेषु ।
[1]तेजः स्फुरन्मणिषु याति यथा महत्त्वं
नैवं तु काचशकले[2] किरणाकुलेऽपि ॥ २० ॥

निन्दास्तुतिमाह—

मन्ये वरं हरिहरादय एव दृष्टा
दृष्टेषु येषु हृदयं त्वयि तोषमेति ।
किं वीक्षितेन भवता भुवि येन नान्यः
कश्चिन्मनो हरति नाथ ! भवान्तरेऽपि ॥ २१ ॥

जिनजननीप्रशंसाद्वारेण भगवद्वर्णनमाह—

स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान्
नान्या सुतं त्वदुपमं जननी प्रसूता ।
सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं
प्राच्येव दिग् जनयति स्फुरदंशुजालम् ॥ २२ ॥

परमपुंस्त्वेन स्तुतिमाह—

त्वामामनन्ति मुनयः परमं पुमांस-
मादित्यवर्णममलं तमसः परस्तात् ।
त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं
नान्यः शिवः शिवपदस्य मुनीन्द्र ! पन्थाः ॥ २३ ॥

सर्वदेवनाम्ना जिनं नुवन्नाह—

त्वामव्ययं विभुमचिन्त्यमसङ्ख्यमाद्यं
ब्रह्माणमीश्वरमनन्तमनङ्गकेतुम्[3] ।
योगीश्वरं विदितयोगमनेकमेकं
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥ २४ ॥

---

१ 'तेजो यथा व्रजति जात्यमणौ महत्त्वं' इति पाठान्तरम् । २ 'शकलेषु रुचाकुलेषु' इत्यपि पाठः ।
३ मदनस्य विनाशहेतुः ।

अर्थान्तरकरणेनान्यदेवनाम्ना जिनं स्तुवन्नाह—

बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्[1]
त्वं शङ्करोऽसि भुवनत्रयशङ्करत्वात् ।
धाताऽसि धीर ! शिवमार्गविधेर्विधानाद्
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥ २५ ॥

जिनं नमन्नाह—

तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथ !
तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय
तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥ २६ ॥

पुनर्निन्दास्तुतिमाह—

को विस्मयोऽत्र यदि नाम गुणैरशेषै-
स्त्वं संश्रितो निरवकाशतया मुनीश ! ।
दोषैरुपात्तविविधाश्रयजातगर्वैः
स्वप्नान्तरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥ २७ ॥

कियत्प्रातिहार्यप्रकटनेन जिनं स्तुवन्नाह—

उच्चैरशोकतरुसंश्रितमुन्मयूख-
माभाति रूपममलं भवतो नितान्तम् ।
स्पष्टोल्लसत्किरणमस्ततमोवितानं
बिम्बं रवेरिव पयोधरपार्श्ववर्ति ॥ २८ ॥

पुनरपि भगवद्वपुर्वर्णनमाह—

सिंहासने मणिमयूखशिखाविचित्रे
विभ्राजते तव वपुः कनकावदातम् ।
बिम्बं वियद्विलसदंशुलतावितानं
तुङ्गोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥ २९ ॥

---

[1] 'विबुधाश्रय०' इति पाठः क्वचित् ।

पुनरपि प्रकारान्तरेण भगवद्वपुर्वर्णयन्नाह—

कुन्दावदातचलचामरचारुशोभं
विभ्राजते तव वपुः कलधौतकान्तम् ।
उद्यच्छशाङ्कशुचिनिर्झरवारिधार-
मुच्चैस्तटं सुरगिरेरिव शातकौम्भम् ॥ ३० ॥

छत्रत्रयलक्षणं प्रातिहार्यं वर्णयन्नाह—

छत्रत्रयं तव विभाति शशाङ्ककान्त-
मुच्चैः स्थितं स्थगितभानुकरप्रतापम् ।
मुक्ताफलप्रकरजालविवृद्धशोभं
प्रख्यापयत् त्रिजगतः परमेश्वरत्वम् ॥ ३१ ॥

अतिशयद्वारा जिनं स्तुवन्नाह—

उन्निद्रहेमनवपङ्कजपुञ्जकान्ति-
पर्युल्लसन्नखमयूखशिखाभिरामौ ।
पादौ पदानि तव यत्र जिनेन्द्र ! धत्तः
पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३२ ॥

स्तोत्रं संक्षेपयन्नाह—

इत्थं यथा तव विभूतिरभूज्जिनेन्द्र !
धर्मोपदेशनविधौ न तथा परस्य ।
यादृक् प्रभा दिनकृतः प्रहतान्धकारा
तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ? ॥ ३३ ॥

गजभयहरं जिनं दर्शयन्नाह—

श्च्योतन्मदाविलविलोलकपोलमूल-
मत्तभ्रमद्भ्रमरनादविवृद्धकोपम् ।
ऐरावताभमिभमुद्धतमापतन्तं
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ ३४ ॥

सिंहभयापहारमाह—

भिन्नेभकुम्भगलदुज्ज्वलशोणिताक्त-
मुक्ताफलप्रकरभूषितभूमिभागः ।

बद्धक्रमः क्रमगतं हरिणाधिपोऽपि
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३५ ॥

दावानलभयं दलयन्नाह—

कल्पान्तकालपवनोद्धतवह्निकल्पं
दावानलं ज्वलितमुज्ज्वलमुत्स्फुलिङ्गम् ।
विश्वं जिघत्सुमिव संमुखमापतन्तं
त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥ ३६ ॥

सर्पभयं निराकुर्वन्नाह—

रक्तेक्षणं समदकोकिलकण्ठनीलं
क्रोधोद्धतं फणिनमुत्फणमापतन्तम् ।
आक्रामति क्रमयुगेन निरस्तशङ्क-
स्त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ३७ ॥

रणभयं हरन्नाह—

वल्गत्तुरङ्गगजगर्जितभीमनाद-
माजौ बलं बलवतामपि भूपतीनाम् ।
उद्यद्दिवाकरमयूखशिखापविद्धं
त्वत्कीर्तनात् तम इवाशु भिदामुपैति ॥ ३८ ॥

सङ्ग्रामभयं निरस्यन्नाह—

कुन्ताग्रभिन्नगजशोणितवारिवाह-
वेगावतारतरणातुरयोधभीमे ।
युद्धे जयं विजितदुर्जयजेयपक्षा-
स्त्वत्पादपङ्कजवनाश्रयिणो लभन्ते ॥ ३९ ॥

समुद्रभयं दूरीकुर्वन्नाह—

अम्भोनिधौ क्षुभितभीषणनक्रचक्र-
पाठीनपीठभयदोल्बणवाडवाग्नौ ।

१ औषधिविशेषः, २ जलप्रवाह ३ ' चक्रे ' इति पाठान्तरम् ।

रङ्गत्तरङ्गशिखरस्थितयानपात्रा-
त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥ ४० ॥

रोगभयं निन्दयन्नाह—

उद्भूतभीषणजलोदरभारभुग्नाः
शोच्यं दशामुपगताश्च्युतजीविताशाः ।
त्वत्पादपङ्कजरजोऽमृतदिग्धदेहा
मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः ॥ ४१ ॥

निगडबन्धभयं तिरस्कुर्वन्नाह—

आपादकण्ठमुरुशृङ्खलवेष्टिताङ्गा
गाढं बृहन्निगडकोटिनिघृष्टजङ्घाः ।
त्वन्नाममन्त्रमनिशं मनुजाः स्मरन्तः
सद्यः स्वयं विगतबन्धभया भवन्ति ॥ ४२ ॥

पूर्वोक्तान्यष्टभयानि निगमयन्नाह—

मत्तद्विपेन्द्र-मृगराज-दवानला-ऽहि-
सङ्ग्राम-वारिधि-महोदर-बन्धनोत्थम् ।
तस्याशु नाशमुपयाति भयं भियेव
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४३ ॥

स्तवप्रभावसर्वस्वमाह—

स्तोत्रस्रजं तव जिनेन्द्र ! गुणैर्निबद्धां
भक्त्या मया रुचिरवर्णविचित्रपुष्पाम् ।
धत्ते जनो य इह कण्ठगतामजस्रं
तं मानतुङ्गमवशा समुपैति लक्ष्मीः ॥ ४४ ॥

इति श्रीमानतुङ्गाचार्यविरचितं भक्तामरस्तोत्रम्

---

१ 'ममाः', 'ममाः' इति च पाठः । २ मानतुङ्गमिति स्वकीयं नामाप्याचार्येण युक्त्या चरमपद्ये निवेशितम् ।

